દુનિયાના કામદારો, એક થાઓ!

# વ્લા. ઇ. લેનિન

# સાર્વજનિક શિક્ષણ



પ્રગતિ પ્રકાશન
મોસ્કો, ૧૯૮૦

અનુવાદક — અતુલ સવાણી

## પ્રકાશકો તરફથી

આ પુસ્તિકામાં સમાવિષ્ટ લેખો સોવિયેત કોમ્યુનિસ્ટ પાર્ટીની કેંદ્રીય સમિતિના માર્ક્સવાદ-લેનિનવાદ વિદ્યાલયે તૈયાર કરેલી લેનિનની સંગૃહીત કૃતિઓની પાંચમી આવૃત્તિના ગ્રંથોમાંથી લેવામાં આવ્યા છે.

## વાચકોને

અમારા આ પ્રકાશનના વસ્તુ, ભાષા, રંગરૂપ તથા છપાઈ જેવા પ્રત્યેક અંગ વિશે આપના અભિપ્રાયો મેળવતાં અમને અત્યંત આનંદ થશે. નવાં પ્રકાશનો વિશે આપનાં સલાહસૂચનોનું અમારા કાર્યાલયમાં સાભાર સ્વાગત થશે.

પ્રગતિ પ્રકાશન
૧૭, ઝુબોવ્સ્કી બૂલવાર
મોસ્કો (સોવિયેત સંઘ)



સોવિયેત સંઘમાં મુદ્રિત

П $\frac{10102-902}{014(01)-80}$ 749—80 0101020000

## અનુક્રમણિકા



1•

# આમુખ

સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીએ લેનિનના વિચારો અને સૂચનાઓના આધારે શિક્ષણની સોવિયેત પદ્ધતિના પાયા નાખ્યા હતા, તેની સંઘટનાના સિદ્ધાંતો ઘડી કાઢયા હતા. લેનિનની આગેવાની હેઠળ પાર્ટીએ મહાન ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિથી ઘણા સમય પહેલાં સર્વહારા વર્ગને જ્ઞાનનું હથિયાર પૂરું પાડવાની, રાજકીય કેળવણી આપવાની, સુસંગત લડત ચલાવી હતી. સત્તા કબજે કરી લેવાની અને મૂડીવાદી સમાજને સમાજવાદી સમાજમાં — જેમાં પ્રજાકીય સમુદાયો માટે શિક્ષણ અને સંસ્કૃતિની સવલતો માણવાનો માર્ગ વ્યાપક રૂપે મોકળો બની જાય એવા સમાજવાદી સમાજમાં — પલટાવી નાખવાની સર્વહારા વર્ગની તૈયારીમાં પાર્ટી એ બાબતને અનિવાર્ય શરત ગણતી હતી.

લેનિન જનતાના શિક્ષણને પરમ મહત્ત્વની બાબત ગણતા. શિક્ષણ અને ઉછેર અંગેના સવાલોનો વિચાર તે સમાજના વિકાસની એક અથવા બીજી કક્ષાએ કામદાર વર્ગનાં સામાન્ય રાજકીય કર્તવ્યોના સંબંધમાં કરતા. ઝારશાહીના સંજોગોમાં તેમણે એ સવાલોના ઉકેલને સર્વહારા વર્ગની અંદર ઊંચા ધોરણની વર્ગજાગૃતિ વિકસાવવાનાં કર્તવ્યો જોડે સાંકળી લીધો હતો.

લેનિને રશિયાના સર્વહારા વર્ગમાં એવો વિચાર પ્રેરી દીધો કે સાર્વજનિક શિક્ષણનું મૂળગામી રૂપાંતર, આપખુદશાહી સામે ક્રાંતિકારી સંઘર્ષ લડયા વગર અશક્ય છે, જમીનદારો અને મૂડીદારોના શાસનને ઉથલાવી પાડયા વગર અશક્ય છે.

વર્ગ-સમાજમાં શિક્ષણના વર્ગ-સ્વરૂપ અંગે માર્ક્સ અને ઍંગેલ્સના સિદ્ધાંતનું વાસ્તવલક્ષી નિરૂપણ કરીને તથા તેને વિકસાવીને, લેનિને બતાવી

આપ્યું કે રૂસી આપખુદશાહી પ્રજાકીય સમુદાયોનો જ્ઞાનનો માર્ગ જાણીજોઈને અવરોધી રહી છે. 'આપણા પ્રધાનો કેવા વિચાર કરી રહ્યા છે?' નામક લેખમાં (૧૮૯૫) લેનિને લખ્યું છે: "પ્રધાન કામદારોને દારૂગોળો અને જ્ઞાન તથા શિક્ષણને તણખો ગણે છે. પ્રધાનને ખાતરી છે કે દારૂગોળામાં તણખો પડશે તો ધડાકો સૌથી પહેલાં સરકારની વિરુદ્ધ જ થશે." (જુઓ આ પુસ્તિકા, પૃ. ૨૪)

વર્ગ-સમાજમાં શિક્ષણ તથા ઉછેરના વર્ગ-સારને છુપાવવાના પ્રયાસોની લેનિને વેધક ટીકા કરી છે. 'શાળા ખેતરો અને સુધારક શાળાઓ' નામક લેખમાં (૧૮૯૫) તેમણે ગરીબ કિસાન વસતિ માટે રશિયામાં બાળકો અને બાળકીઓની પંદરથી વીસ હજાર શાળાઓ—જે સાથે સાથે અમુક જાતનાં ઉત્પાદક મંડળો બની રહે એવી શાળાઓ—સ્થાપવાની જોગવાઈ ધરાવતા માધ્યમિક શાળા સુધારાની યોજનાનું પ્રત્યાઘાતી તથા તરંગી સારતત્ત્વ ઉઘાડું પાડ્યું છે. એ યોજનામાં વિદ્યાર્થીઓને શિયાળામાં માધ્યમિક શાળાનો અભ્યાસ કરાવવાનો અને શિક્ષણનું ખર્ચ ભરપાઈ કરવા માટે ઉનાળામાં ખેતીવાડીનું કામ કરાવવાનો કાર્યક્રમ રજૂ કરવામાં આવ્યો હતો.

ખેતીવાડી માધ્યમિક શાળાઓની બાબતમાં ઉદ્દેશ કિસાનોનાં બાળકોને માધ્યમિક શિક્ષણ આપવાનો હતો, અને તેના પરિણામે સમકાલીન રશિયામાં સામાન્ય પ્રકારની રાજ્ય માધ્યમિક શાળા સ્થપાય એવી ધારણા હતી.

લેનિને બતાવી આપ્યું કે "યોજના" તરંગી છે અને અસરકારક બની શકે એમ નથી, ઉદારમતવાદીઓ રૂસી વાસ્તવિકતાને સમજતા નથી, અને આખી યોજના ખેતગુલામ-માલિકીની ભાવના પર આધારિત છે.

શિક્ષણના ક્ષેત્રમાં ઝારશાહી સરકારની નીતિનો વર્ગ-સાર લેનિને 'શિક્ષણ મંત્રાલયની નીતિનો સવાલ' નામક લેખમાં (૧૯૧૩) ખાસ પ્રતીતિજનક રીતે ઉઘાડો પાડ્યો છે, અને સાર્વજનિક શિક્ષણનું સ્વરૂપ બતાવતા સત્તાવાર આંકડા ટાંક્યા છે. રશિયામાં તરુણ પેઢીના એંશી ટકા માણસો અભણ દશામાં સબડતા હતા અને પ્રૌઢ વસતિના માત્ર સત્તાવીસ ટકા માણસો અક્ષરજ્ઞાન ધરાવતા હતા, એ હકીકતનો ઉલ્લેખ કરીને લેનિને સાર તારવ્યો કે "આટલો જંગલી, અને જેમાં લોકસમુદાયોને આટલી હદે શિક્ષણ, જ્ઞાન, તથા પ્રકાશથી વેગળા રાખવામાં આવતા હોય એવો બીજો કોઈ દેશ યુરોપમાં બાકી નથી રહ્યો, એક રશિયા જ અપવાદ છે." (જુઓ આ પુસ્તિકા, પૃ. ૩૯)

લેનિને બતાવી આપ્યું કે આપખુદશાહી જનતાના સાંસ્કૃતિક વિકાસના વધારેમાં વધારે કટ્ટર દુશ્મનના સ્થાને છે. તેણે મહેનતકશ લોકોની શિક્ષણની કોશિશોને રૂંધી નાખવાની દિશામાં બન્યું એટલું બધું જ કર્યું છે, તેણે ધર્મસંસ્થાની જોડે મળીને શિક્ષણના સંબંધમાં અત્યંત હાનિકારક એકસંપી કરી છે, તે બિનરૂસી પ્રજાઓના સંબંધમાં સાંસ્થાનિક નીતિ અમલમાં મૂકી રહી છે, તેમને માતૃભાષામાં શિક્ષણ આપતી શાળાઓની સવલત નથી આપતી.

વર્ગ-સમાજમાં શિક્ષણ, સંસ્કૃતિ, અને શાળાના વર્ગ-સ્વરૂપને છુપાવવાની દિશામાં સઘળી છાયાઓના તકવાદીઓ તથા સુધારણાવાદીઓના દરેક પ્રયત્ન સામે, લેનિને ક્રાંતિકારી આંદોલનના તમામ તબક્કાઓમાં મક્કમ ધોરણ જાહેર કર્યું હતું. 'રાષ્ટ્રીય સવાલ વિશે ટીકાત્મક વિચારો' નામક લેખમાં (૧૯૧૩) લેનિને લખ્યું છે: "લોકશાહીવાદી અને સમાજવાદી સંસ્કૃતિનાં **તત્ત્વો**, ભલે પ્રારંભિક રૂપમાં, દરેક રાષ્ટ્રીય સંસ્કૃતિમાં મોજૂદ હોય છે કારણ કે દરેક રાષ્ટ્રમાં મહેનતકશ તથા શોષિત લોકસમુદાયો હોય છે, અને તેમના જીવનના સંજોગો લોકશાહી તથા સમાજવાદની વિચારસરણીને અનિવાર્ય રીતે પેદા કરે છે. પરંતુ દરેક રાષ્ટ્ર મૂડીવાદી સંસ્કૃતિ (અને મોટા ભાગમાં રાષ્ટ્રો તો ભેગી પ્રત્યાઘાતી તથા પાદરીવાદી સંસ્કૃતિ), ખાલી 'તત્ત્વો'ના રૂપમાં નહિ પરંતુ **વર્ચસ્વી** સંસ્કૃતિના રૂપમાં, પણ ધરાવતું હોય છે", (સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૨૪, પૃ. ૧૨૦-૧.) દરેક રાષ્ટ્રીય સંસ્કૃતિમાં બે સંસ્કૃતિઓની મોજૂદગીનો સિદ્ધાંત રજૂ કરીને લેનિને સર્વહારા વર્ગને મૂડીવાદી રાષ્ટ્રવાદના જોખમ સામે ચેતવણી આપી. મૂડીવાદી રાષ્ટ્રવાદની એક અભિવ્યક્તિ ઊગતી પેઢીને રાષ્ટ્રીય એકલતા અને બીજાં રાષ્ટ્રો તરફ અસહિષ્ણુ વલણની ભાવનાની કેળવણીમાં અંકિત છે.

મહાન ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિએ શિક્ષણના ક્ષેત્રમાં મિલકતદાર વર્ગોના વિશેષાધિકારોને ખતમ કરી નાખ્યા અને વિજ્ઞાન, સંસ્કૃતિ, તથા કલાની સઘળી સિદ્ધિઓને પ્રજાકીય સમુદાયોની પહોંચમાં આણી દીધી.

લેનિન સામાજિક ક્રાંતિને સાંસ્કૃતિક ક્રાંતિની અનિવાર્ય પૂર્વશરત ગણતા હતા. 'આપણી ક્રાંતિ' નામક લેખમાં (સુખાનોવની નોંધો વિશે) લેનિને લખ્યું છે: "સમાજવાદના નિર્માણ માટે સંસ્કૃતિની ચોક્કસ કક્ષા જરૂરી હોય (જોકે કોઈ જણાવી ન શકે કે 'સંસ્કૃતિની' એ ચોક્કસ 'કક્ષા' આખર કેવી છે, કારણ કે દરેક પશ્ચિમ યુરોપી રાજ્યમાં તે નિરનિરાળી હોય છે)

તો આપણે સંસ્કૃતિની એ ચોક્કસ કક્ષાની પૂર્વશરતોને પહેલાં ક્રાંતિકારી રીતે કેમ ન સાધી લઈએ, અને પછી કામદારો તથા કિસાનોની સરકાર તેમ જ સમાજવાદી પદ્ધતિની મદદના આધારે બીજાં રાષ્ટ્રોને આંબી જવાનું કાર્ય કેમ હાથમાં ન લઈએ?" (સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૪૫, પૃ. ૩૮૧.)

સાંસ્કૃતિક ક્રાંતિ વિશે લેનિનના સિદ્ધાંતના પાયામાં એવું વિધાન છે કે ઝારશાહીએ અંધકાર અને અજ્ઞાનમાં જકડી રાખેલા લોકસમુદાયો માટે સંસ્કૃતિ માણવાનું શક્ય બનાવી દેવું જોઈએ, જેથી તેઓ સમાજવાદી સમાજના સક્રિય ઘડવૈયા અને નૂતન સાંસ્કૃતિક મૂલ્યોના સર્જકો બને. ૧૯૧૮ના જાન્યુઆરીમાં સોવિયેતોની ત્રીજી અખિલ રૂસી કૉંગ્રેસમાં પ્રવચન દરમિયાન લેનિને કહેલું: "પુરાણા જમાનામાં માનવીય પ્રતિભા, માનવીની બુદ્ધિપ્રભા, કેવળ અમુક લોકોને ટેક્નોલોજી તથા સંસ્કૃતિના લાભ પૂરા પાડવા માટે અને બાકીના લોકોને ઓછામાં ઓછી જરૂરિયાતો, શિક્ષણ, તથા વિકાસથી અળગા રાખવા માટે જ સર્જન કરતી. આજથી વિજ્ઞાનની અજાયબીઓ તથા સંસ્કૃતિની સિદ્ધિઓ આખા દેશની સંપદા છે, અને માનવીની બુદ્ધિપ્રભા તથા માનવીય પ્રતિભાનો ઉપયોગ જુલમ તથા શોષણ માટે કદી નહિ કરવામાં આવે." (સંગૃહીત કૃતિઓ, ગ્રંથ ૩૫, પૃ. ૨૮૯) લેનિન ક્રાંતિકારી પ્રવૃત્તિઓમાં લોકસમુદાયોની સામેલગીરીને, તેમની ઉચ્ચ કક્ષાની સમાજવાદી ચેતના વિકસાવવામાં, આવશ્યક પૂર્વશરત ગણતા હતા.

લેનિને ભારપૂર્વક જણાવ્યું છે કે સાંસ્કૃતિક ક્રાંતિ સાધવાનું કાર્ય એક જ દિવસમાં પૂરું થઈ જાય એવું નથી પરંતુ લાંબી પ્રક્રિયા છે. તેમાં આવશ્યક કર્તવ્ય પ્રૌઢ વસતિની નિરક્ષરતા સાવ ખતમ કરી નાખવાનું, શાળાની ઉંમરનાં તમામ બાળકો માટે શિક્ષણની પ્રથા દાખલ કરવાનું, સઘળી પ્રજાઓના મહેનતકશ લોકોના સાંસ્કૃતિક ધોરણનો ઉત્કર્ષ સાધવાનું, અને ખરેખરા લોક બુદ્ધિજીવીઓનું ઘડતર કરવાનું છે.

લેનિન શાળાને સાંસ્કૃતિક ક્રાંતિના અમલમાં અત્યંત મહત્ત્વની કડી ગણતા હતા. શાળાને મૂડીદાર વર્ગના વર્ગીય વર્ચસ્વના સાધનમાંથી, એ વર્ચસ્વને ખતમ કરી નાખવાના સાધનમાં પલટાવી નાખવાનું આવશ્યક હતું. ૧૯૧૮ના ઑગસ્ટમાં શિક્ષણ સંબંધી પ્રથમ અખિલ રૂસી કૉંગ્રેસમાં પ્રવચન દરમિયાન લેનિને કહેલું: "શિક્ષણના ક્ષેત્રમાંનું કાર્ય મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવાના સંઘર્ષનું એક અંગ છે. આપણે ઉઘાડે છોગે જાહેર કરીએ

છીએ કે જીવન અને રાજકારણથી વેગળું શિક્ષણ તો કેવળ જૂઠાણાં અને દંભ જ છે." (જુઓ આ પુસ્તિકા, પૃ. ૭૪) લેનિને મૂડીવાદી વર્ગીય શાળાના વિરોધમાં સર્વહારા વર્ગ તરફથી આપખુદશાહીને ઉથલાવી પાડયા પછી સ્થાપવામાં આવનારી ખરેખરી લોકશાહીવાદી એકીકૃત સામાન્ય શૈક્ષણિક શાળાનો ખ્યાલ રજૂ કર્યો.

તરુણ સામ્યવાદી સંઘની ત્રીજી અખિલ રૂસી કૉંગ્રેસમાં પ્રવચન દરમિયાન લેનિને પુરાણી શાળાની ટીકા કરતાં જણાવ્યું કે તેને "ખરી સામ્યવાદી કેળવણી માટે" બુનિયાદી રીતે પલટાવી નાખવાની છે. તેમણે પુરાણી શાળામાં વ્યાપક રૂપે પ્રચલિત ગોખણપટ્ટીને દૃઢતાથી વખોડી કાઢીને નિર્દેશ કર્યો કે દરેક વિદ્યાર્થીના માનસને "એ બધાં તથ્યો વડે સમૃદ્ધ બનાવો કે જે આજના જમાનાના સુશિક્ષિત માનવી માટે અનિવાર્ય છે." (જુઓ આ પુસ્તિકા, પૃ.૯૭-૧૧૭). લેનિનના અભિપ્રાય મુજબ, શાળામાં વિદ્યાર્થીઓને બહોળું સામાન્ય શિક્ષણ આપવું જોઈએ, જેના આધારે ખૂબ શિક્ષિત, ખૂબ સંસ્કારી, ખૂબ સિદ્ધાંતનિષ્ઠ, અને માનવજાતિ દ્વારા સંચિત જ્ઞાનનો ઉપયોગ સામ્યવાદના નિર્માણમાં કરવા શક્તિમાન તરુણ લોકોનું ઘડતર થાય.

લેનિને પોતાનાં પ્રવચનો તથા લખાણોમાં અચૂક ભારપૂર્વક જણાવ્યું છે કે શાળા જીવન જોડે, સમાજવાદી નિર્માણ જોડે, ગાઢ રૂપે સંકળાયેલી હોવી જોઈએ, અને તેમાં નૂતન સામાજિક પદ્ધતિના વિજય માટે સક્રિય લડવૈયાઓનું ઘડતર થવું જોઈએ.

લેનિને નિર્દેશ કર્યો કે "તરુણ પેઢીને શિક્ષણ આપવાના કાર્યને, તેના સંગઠનને, અને તેની તાલીમને મૂળભૂત રૂપે નવો ઘાટ આપીને જ આપણે એ બાબત સુનિશ્ચિત કરી શકીશું કે તરુણ પેઢીની જહેમતોનું પરિણામ પુરાણા સમાજથી નિરાળા સમાજના, એટલે કે સામ્યવાદી સમાજના, સર્જનમાં આવે." (જુઓ આ પુસ્તિકા, પૃ. ૯૭-૧૧૭) ૧૯૨૦માં લેનિને ભવિષ્યમાં દૂર નજર નાખીને તરુણ લોકોને ટૂંકુંટચ અને સાદું સંબોધન કર્યું: "શીખો."

શાનો અભ્યાસ કરવો અને કેવી રીતે કરવો, તેને વિશે પોતાના ખ્યાલને વિકસાવીને તેમણે એકદમ સ્પષ્ટ કર્તવ્ય રજૂ કર્યું: સામ્યવાદનું નિર્માણ કરતાં શીખો, તાલીમનો સમન્વય રોજિંદા અને સર્વાંગી કાર્ય જોડે સાધતાં શીખો, વૈજ્ઞાનિક જ્ઞાનની ઉસ્તાદી હાંસલ કરતાં શીખો. તેમણે કહ્યું કે "માનવજાતિએ

સર્જેલા બધા ખજાનાઓના જ્ઞાન વડે તમારા માનસને સમૃદ્ધ બનાવો ત્યારે જ તમે કોમ્યુનિસ્ટ બની શકો." (જુઓ આ પુસ્તિકા, પૃ. ૯૭-૧૧૭)

સર્વહારા વર્ગે સત્તા કબજે કરી લીધી ત્યારે આરંભના દિવસોમાં જ બોલ્શેવિક પાર્ટીએ સાર્વજનિક શિક્ષણની નવી પદ્ધતિની સંઘટનાની દિશામાં અસરકારક પગલાં લીધાં. શિક્ષણનું લોક-કમિસારિયાત સ્થાપવામાં આવ્યું. તેમાં જાણીતા પાર્ટી આગેવાનો તથા લેનિનના સહયોગીઓ મોખરે હતા: લુનાચાર્સ્કી, ક્રૂપ્સ્કાયા, પોક્રોવ્સ્કી, તથા અન્ય. શાળાશિક્ષણના સંબંધમાં સોવિયેત સત્તાની પ્રથમ ડિક્રીઓ લેનિનની પહેલકદમીના આધારે તથા તેમના માર્ગદર્શન હેઠળ ઘડવામાં આવી હતી. ૧૯૧૮ના જૂનની પાંચમી તારીખે લોક-કમિસાર મંડળે 'સઘળા વિભાગોની શિક્ષણ તથા કેળવણી સંસ્થાઓ અને સંઘટનોની ફેરબદલી શિક્ષણના લોક-કમિસારિયાતના અધિકારક્ષેત્રમાં કરવા વિશે' ડિક્રી અપનાવી. તેમાં સાર્વજનિક શિક્ષણની રાજ્ય સંચાલિત પદ્ધતિના સર્જનનો પાયો નાખવામાં આવ્યો હતો.

સોવિયેત સત્તાનું અગત્યનું કર્તવ્ય નિરક્ષરતાને નાબૂદ કરી નાખવાનું હતું. લોક-કમિસાર મંડળે ૧૯૧૯ના ડિસેંબરની ૨૬મી તારીખે 'રૂસી સોવિયેત સમવાયી સમાજવાદી પ્રજાસત્તાકની વસતિમાં નિરક્ષરતાની નાબૂદી વિશે' ડિક્રી અપનાવી અને તેમાં લેનિને હસ્તાક્ષર કર્યા. તેનો ઉદ્દેશ પ્રજાસત્તાકની વસતિ માટે દેશના રાજકીય જીવનમાં સભાન સામેલગીરી શક્ય બનાવવાનો હતો, અને તેમાં લખી તથા વાંચી ન શકતા આઠથી પચાસ વરસની ઉંમરના તમામ માણસો માટે, દરેકની મરજી મુજબ, માતૃભાષામાં અથવા રૂસી ભાષામાં અક્ષરજ્ઞાન મેળવી લેવાનું ફરજિયાત બનાવવામાં આવ્યું હતું. નિરક્ષરતાની નાબૂદીની સમસ્યા ઉકેલવામાં જબ્બર જહેમતો જરૂરી હતી કારણ કે શિક્ષણના ધોરણની બાબતમાં ક્રાંતિ પૂર્વેના રશિયાનું સ્થાન આખા યુરોપમાં સૌથી નીચી કક્ષાના દેશોમાં હતું. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પહેલાં શાળાની ઉંમરનાં એંશી ટકા બાળકો નિશાળે નહોતાં જતાં. નિશાળે જતાં બાળકોમાંથી ભારે બહુસંખ્યાને કેવળ પ્રાથમિક શિક્ષણ જ મળતું, અને મોટા ભાગની પ્રૌઢ વસતિને લખતાં કે વાંચતાં નહોતું આવડતું.

૧૮૯૭ની વસતિ ગણતરીના આંકડાઓ મુજબ, ઝારશાહી રશિયામાં નવથી ઓગણપચાસ વરસની ઉંમરના લોકોમાં અક્ષરજ્ઞાનની ટકાવારી પુરુષોની બાબતમાં ૨૮.૪ અને સ્ત્રીઓની બાબતમાં ૧૬.૬ હતી. રશિયામાં એકસોથી

વધારે પ્રજાઓ અને રાષ્ટ્રીય તથા જાતિમૂલક જૂથો લગભગ સાવ નિરક્ષર હતાં. દાખલા તરીકે, નવથી પચાસ વરસની ઉંમરના લોકોમાં અક્ષરજ્ઞાનની ટકાવારી તાજિકિસ્તાનમાં માત્ર ૨.૩ અને કિરગિઝિયામાં ૩.૧ હતી. અક્ષરજ્ઞાન ધરાવતી સ્ત્રીઓની સંખ્યા નજીવી હતી. દૂર ઉત્તરમાં, મધ્ય એશિયામાં, તથા રશિયાના બીજા પ્રદેશોમાં ઘણી પ્રજાઓ તો પોતાની લેખિત ભાષા સુદ્ધાં નહોતી ધરાવતી. ઝારશાહી રશિયાના વારસામાં મળેલી આર્થિક તથા સાંસ્કૃતિક પછાત દશા તેમ જ કારમી કંગાલિયત, પરદેશી દખલબાજી તથા આંતરવિગ્રહને લીધે પેદા થયેલી આર્થિક અવ્યવસ્થાના પરિણામે, બદતર બની ગઈ.

સોવિયેત સંઘમાં એક જ પેઢીના જીવનકાળ દરમિયાન, ગહનતા અને વ્યાપની દૃષ્ટિએ અભૂતપૂર્વ સાંસ્કૃતિક ક્રાંતિ સિદ્ધ થઈ છે, અને લોકવ્યાપી નિરક્ષરતાની હાલતમાંથી આધુનિક શિક્ષણનાં શિખરો સુધીની વિરાટ ફાળ ભરવામાં આવી છે. સોવિયેત યુનિયનમાં વસતી બધી પ્રજાઓનું શૈક્ષણિક ધોરણ વાસ્તવમાં એકસરખું બની ગયું છે. દેશના અર્થતંત્રમાં કામ કરતા લોકોના સામાન્ય શૈક્ષણિક ધોરણનો પણ એકધારો ઉત્કર્ષ થઈ રહ્યો છે. શિક્ષણના ધોરણ અને વ્યાપની બાબતમાં સોવિયેતોનો દેશ હવે આખી દુનિયામાં મોખરાની હરોળમાં સ્થાન ધરાવે છે.

સોવિયેત સત્તાના છેક આરંભનાં વર્ષોમાં લેનિને બાળકોને તેમની શક્તિથી વધારે મહેનતનું કામ ન આપવાની તથા તરુણ મહેનતકશ લોકોને તેમની શારીરિક તથા બૌદ્ધિક શક્તિઓના વિકાસ માટે સાનુકૂળ સંજોગો પૂરા પાડવાની ભારે કાળજી દાખવી હતી, અને ઊગતી પેઢીને આખા દેશના કાર્યમાં, સમાજવાદના નિર્માણમાં, સાંકળી લેવાનો સવાલ ઉઠાવ્યો હતો.

પ્રાંતીય શિક્ષણ ખાતાંના પ્રૌઢ શિક્ષણ વિભાગોના સંચાલકોના ત્રીજા અખિલ રૂસી સંમેલનમાં (ફેબ્રુઆરી, ૧૯૨૦) પ્રવચન દરમિયાન લેનિને નિર્દેશ કરેલો: "મૂડીવાદી દુનિયામાં શિક્ષણની એક મૂળભૂત ખામી, શ્રમની સંઘટનાના બુનિયાદી કર્તવ્યથી તેની અલગતાની છે, કારણ કે મૂડીદારની નેમ તો શિક્ષણ મારફત આજ્ઞાધીન તથા શિસ્તબદ્ધ કામદારો તૈયાર કરવાની હોય છે. મૂડીવાદી સમાજમાં સામાજિક શ્રમની સંઘટનાનાં વાસ્તવિક કર્તવ્યો અને શિક્ષણ વચ્ચે કશો જ સંબંધ નહોતો." (જુઓ આ પુસ્તિકા, પૃ. ૯૨) સમાજવાદી રાજ્યમાં શાળાની એ બુનિયાદી ખામી હઠાવી

દેવી જોઈએ, શાળાને જનતાના જીવન તથા કામકાજ સાથે ગાઢ રૂપે સાંકળી લેવી જોઈએ. એટલે લેનિને તરુણ લોકોના પોલિટેકનિકલ શિક્ષણને, અર્થાત્ ઉદ્યોગ, ખેતીવાડી, અને ખાસ કરીને વિદ્યુતકરણની અમલી જાણકારીને, મહત્ત્વનું સ્થાન આપ્યું હતું. ૧૯૨૦માં જ્યારે આખા દેશના વિદ્યુતકરણ માટે રાજ્યની યોજના ઘડવાનું કામ ચાલી રહ્યું હતું ત્યારે લેનિને વીજળીના પ્રચારને — જેમાં શાળાને સક્રિય ભૂમિકા ભજવવાની હતી — બહોળા પાયા પર મૂકવાનો ખ્યાલ ફરીફરીને વ્યક્ત કર્યો હતો.

વીજળીના અને ઉદ્યોગમાં તેના ઉપયોગના મૂળભૂત ખ્યાલોની જાણકારી ઊગતી પેઢીને પૂરી પાડવાની બાબતને લેનિને ક્રૂપ્સ્કાયાની થિસિસો સંબંધી નોંધોમાં નિરૂપેલી પોલિટેકનિકલ શિક્ષણ પદ્ધતિમાં પણ પ્રથમ સ્થાને મૂકી હતી.

લેનિને એ નોંધોમાં પોલિટેકનિકલ શિક્ષણના અંતસ્તત્ત્વ વિશે તેમ જ સમકાલીન સંજોગોમાં તેના અમલની રીતો વિશે સિદ્ધાંતની દૃષ્ટિએ મહત્ત્વનાં કેટલાંય વિધાનો રજૂ કર્યાં છે. તેમણે લખ્યું છે કે વિદ્યાર્થી બહોળું સામાન્ય શિક્ષણ ધરાવતો હોવાની, કોમ્યુનિસ્ટ હોવાની, તથા પોલિટેકનિકલ દૃષ્ટિકોણ ધરાવતો હોવાની બાબત જરૂરી છે. વિદ્યાર્થીઓના સંબંધમાં નજીકનાં પાવર સ્ટેશનોની મુલાકાતો, જેમાં પ્રયોગો કરી બતાવવામાં આવતા હોય એવા વ્યાખ્યાન ક્રમોમાં હાજરી, વીજળીને લગતી સંખ્યાબંધ અમલી કામગીરીઓ, રાજ્ય ખેતરો તથા કારખાનાંની શૈક્ષણિક મુલાકાતો અને પોલિટેકનિકલ શિક્ષણને લગતાં નાનકડાં મ્યુઝિયમોની સ્થાપના, રેલગાડીઓ, જહાજો, વગેરેના નમૂનાઓનું પ્રદર્શન — એવી બધી બાબતોને લેનિન પ્રાથમિક મહત્ત્વની ગણતા. તેમણે સૂચન કર્યું કે પોલિટેકનિકલ શિક્ષણના અમલમાં એંજિનિયરો, કૃષિવિજ્ઞાનીઓ, અને યુનિવર્સિટીના ભૌતિકવિજ્ઞાન તથા ગણિતશાસ્ત્ર વિભાગોના સ્નાતકોનો ઉપયોગ કરવો જોઈએ. તેમની નેમ પોલિટેકનિકલ શિક્ષણ ધરાવતા લોકોનું, ઉદ્યોગ તથા ખેતીવાડીને સમાજવાદની જરૂરિયાતો અનુસાર ઉચ્ચતર ટેકનિકલ કક્ષાએ પહોંચાડવાનું કાર્ય કરનારા ભાવિ સ્ટાફનું, ઘડતર એવી રીતે થોડા સમયમાં કરી લેવાની હતી.

શાળા શિક્ષણની સોવિયેત પદ્ધતિ હંમેશાં લેનિનના પોલિટેકનિકલ સિદ્ધાંતને વફાદાર રહી છે. તરુણ પેઢીના શિક્ષણની રીતો અને ઉપાયો ઘડી કાઢવામાં તે આજ સુધી મૂળભૂત સિદ્ધાંત રહ્યો છે.

વિદ્યાર્થીઓને પોલિટેકનિકલ જ્ઞાન તથા કૌશલ્યોનાં તત્ત્વો શીખવતી સોવિયેત શાળા સમાજમાં માનવીની મુખ્ય સામાજિક કામગીરી માટે, શ્રમ માટે, તેમને તૈયાર કરે છે. પરંતુ માનવીને આ કે તે કામ કરવા માટે ચોક્કસ વૈજ્ઞાનિક જ્ઞાનની જરૂર પડે છે. વિદ્યાર્થીઓને સઘળાં વિજ્ઞાનોનું એકસરખું જ્ઞાન આપવાનું તો અશક્ય હોય છે. પરંતુ ઉત્પાદનની કેટલીય શાખાઓમાં લોકોની સામે વાસ્તવિક સંજોગોમાં ઉત્પાદનનાં એકસરખાં તત્ત્વો ઉપસ્થિત થાય છે. એ તત્ત્વો છે પ્રકૃતિ અને ટેકનોલોજીના સામાન્ય નિયમો, નિયમિત સંગઠનાત્મક આર્થિક ઉત્પાદન સંબંધો, અને ટેકનોલોજિકલ પ્રક્રિયાઓના નિયંત્રણમાં સાઈબર્નેટિક નિયમો. સામાન્ય શૈક્ષણિક અને પોલિટેકનિકલ જ્ઞાન સ્પષ્ટ સીમારેખાઓ ધરાવતાં અને સિદ્ધાંતની દૃષ્ટિએ એકબીજાથી અળગાં જ્ઞાન નથી, બીજું જ્ઞાન પહેલા જ્ઞાનમાં જીવંત રીતે સામેલ છે.

સામાજિક ઉત્પાદનના ઊંચા વિકાસ દરો સુનિશ્ચિત બનાવવા, વૈજ્ઞાનિક તથા ટેકનોલોજિકલ પ્રગતિને વધારે વેગીલી બનાવવા, અને શ્રમની વૈજ્ઞાનિક સંઘટના કરવા તથા તેની ઉત્પાદકતામાં અધિકાધિક વૃદ્ધિ સાધવા માટે એવા લોકો જરૂરી છે કે જે સ્વતંત્ર રીતે જ્ઞાન હાંસલ કરવા તેમ જ અમલમાં તેનો ઉપયોગ કરવા પૂર્ણ રૂપે તૈયાર અને શક્તિમાન હોય.

નવી પેઢીને આપવામાં આવતા માધ્યમિક શિક્ષણના પ્રમાણની બાબતમાં સોવિયેત શાળા આખી દુનિયામાં પહેલી હરોળમાં સ્થાન ધરાવે છે. તેણે કાપેલો પંથ બતાવે છે કે તેની શક્યતાઓ અસીમ છે. સોવિયેત સમાજના વિકાસના જુદા જુદા તબક્કાઓ દરમિયાન એક અથવા બીજા ગાળામાં ભલે ગમે તેવા નવા પ્રકારોની શાળાઓ સ્થાપવામાં આવી હોય, પરંતુ સાર્વજનિક શિક્ષણની સમાજવાદી સંઘટનાના મૂળભૂત સિદ્ધાંતોમાં કશું પરિવર્તન નથી થયું અને બૌદ્ધિક જીવનના આ ક્ષેત્રમાં તમામ નાગરિકોને સમાન તકોની ગૅરંટી સદા પૂરી પાડવામાં આવી છે.

વર્તમાન સમયે સોવિયેત યુનિયન સામ્યવાદી નિર્માણમાં વિરાટ પાયા તથા પારાવાર મહત્ત્વની સમસ્યાઓ ઉકેલી રહ્યું છે. એવા સંજોગોમાં, વૈચારિક તથા નૈતિક ગુણોના આધારે, શિક્ષણની કક્ષા તથા શ્રમમાં પોલાદી ઘડતરના આધારે, મોટેરી પેઢીની કામગીરી સફળતાથી પૂરી કરવા શક્તિમાન લોકોના શિક્ષણમાં, શાળાની સામાજિક-આર્થિક ભૂમિકા સારી પેઠે વધી ગઈ છે.

# શાળા ખેતરો અને સુધારક શાળાઓ [1]

('રૂસ્સ્કોયે બોગાત્સ્ત્વો' [2])

નરોદવાદીઓએ [3] રજૂ કરેલો અને ત્યાર પછી 'રૂસ્સ્કોયે બોગાત્સ્ત્વો'માં અત્યંત સચોટ રીતે પ્રતિનિધિત્વ પામેલો, રશિયામાં મૂડીવાદની સમસ્યાનો ઉકેલ, ઘણા વખતથી જાણીતો છે. મૂડીવાદના વિકાસની વાત માની જ લેવી પડતી હોવાથી તેના અસ્તિત્વનો ઇનકાર ન કરતા નરોદવાદીઓ, આપણા મૂડીવાદને, રશિયામાં પણ્ય અર્થકારણના યુગ સમા દીર્ઘકાલીન વિકાસનું શિખર અંકિત કરતી સ્વાભાવિક તથા જરૂરી પ્રક્રિયા નહિ પરંતુ અકસ્માત ગણે છે, ઊંડાં મૂળિયાં ન ધરાવતી અને દેશના સમગ્ર ઐતિહાસિક જીવને નિર્ધારિત કરેલા માર્ગથી નિરાળા માર્ગનો ખાલી નિર્દેશ કરતી પરિઘટના ગણે છે. નરોદવાદીઓ જણાવે છે કે "આપણે પિતૃભૂમિ માટે જુદા જુદા માર્ગ પસંદ કરવા જોઈએ", મૂડીવાદી માર્ગ છોડી દેવો જોઈએ અને "સમગ્ર" "સમાજનાં"—જેને, તેમના કહેવા મુજબ, ક્યારની ખાતરી થવા લાગી છે કે મૂડીવાદ માટે કશો આધાર છે જ નહિ—હયાત પરિબળોનો ઉપયોગ કરીને ઉત્પાદનનું "સમુદાયીકરણ સાધવું જોઈએ."

સ્વાભાવિક છે કે પિતૃભૂમિ માટે જુદો માર્ગ પસંદ કરવામાં આવે, સમગ્ર સમાજ તેની આવશ્યકતા સમજવા લાગ્યો હોય, તો ઉત્પાદનના "સમુદાયીકરણમાં" કોઈ મોટી મુશ્કેલીઓ ઊભી ન થાય અને તૈયારીનો ઐતિહાસિક ગાળો જરૂરી ન બને. ખાલી એવા સમુદાયીકરણની યોજના ઘડી કાઢવામાં આવે અને યોગ્ય માણસોને તેની સાધ્યતાની ખાતરી કરાવી દેવામાં આવે—એટલે "પિતૃભૂમિ" મૂડીવાદના ગલત માર્ગને પડતો મૂકીને સમાજીકરણના માર્ગે વળી જાય.

સૌ સમજે છે કે આટલા તેજસ્વી ભવિષ્યનો વાયદો કરતી યોજના કેટલી બધી રસપ્રદ હોવી જોઈએ. એટલે, 'રૂસ્સ્કોયે બોગાત્સ્ત્વો'ના નિયમિત લેખક મિસ્ટર યુઝાકોવે એવી યોજના ઘડી કાઢવાનું કામ માથે લીધું હતું એ કારણે, રૂસી જનતા તેની અહેસાનમંદ બની રહેવી જોઈએ. 'રૂસ્સ્કોયે બોગાત્સ્ત્વો'ના મે માસના અંકમાં આપણને તેનો લેખ 'શૈક્ષણિક તરંગવિહાર' જોવા મળે છે. લેખનું પેટા મથાળું છે—'દેશવ્યાપી ફરજિયાત માધ્યમિક શિક્ષણની યોજના'.

વાચક સવાલ કરશે કે આ બાબતને ઉત્પાદનના "સમુદાયીકરણ" જોડે શો સંબંધ છે. સંબંધ એકદમ સીધો છે કારણ કે મિસ્ટર યુઝાકોવની યોજના બહુ જ વ્યાપક છે. લેખકે દરેક તાલુકામાં શાળાની ઉંમરની નર અને નારી જાતિની સમગ્ર વસતિને (આઠથી વીસ વરસના અને વધારેમાં વધારે ૨૫ વરસના લોકોને) આવરી લેતી શાળા સ્થાપવાની યોજના રજૂ કરી છે. એવાં શાળા સંઘટનો એક જાતનાં ઉત્પાદન મંડળો બની રહેવાં જોઈએ કે જે ખેતીવાડી તથા નૈતિક કાર્યો કરે, પોતાની મહેનત વડે કેવળ શાળાઓની વસતિનું (જે, મિસ્ટર યુઝાકોવના કહેવા મુજબ, સમગ્ર વસતિના **પાંચમા ભાગ** જેટલી છે) ગુજરાન ચલાવે એટલું જ નહિ પરંતુ વધુમાં **સમગ્ર બાળ વસતિના** ગુજરાન માટે સાધનસામગ્રી પણ પૂરી પાડે. લેખકે રજૂ કરેલું નમૂનારૂપ તાલુકા શાળાનું (અથવા "શાળા-પેઢી", "શાળા-ખેતર", કે "ખેતીવાડી શાળા") વિગતવાર વર્ણન બતાવે છે કે શાળા બધું મળીને **સમગ્ર સ્થાનિક વસતિના અરધાથી વધારે ભાગનું** ગુજરાન ચલાવશે. આપણે એટલું લક્ષમાં રાખીએ કે એવી દરેક શાળાને (રશિયા માટે ૨૦૦૦૦ શાળા-જોડીની, એટલે કે ૨૦૦૦૦ બાલક શાળાઓ અને ૨૦૦૦૦ બાલિકા શાળાઓની, જોગવાઈ રાખવામાં આવી છે) જમીન અને ઉત્પાદનનાં સાધનો પૂરાં પાડવાનાં છે (સાડા ચાર ટકાનાં સરકારી જામીનગીરીનાં ઝેમ્સ્ત્વો બૉંડ, અરધા ટકાની વાર્ષિક ભરપાઈની વ્યવસ્થા સાથે, જાહેર કરવાનો ઈરાદો રાખવામાં આવ્યો છે) તો આપણને સમજાઈ જશે કે "યોજના" ખરેખર કેટલી "જબરદસ્ત" છે. વસતિના અરધા જેટલા હિસ્સા માટે ઉત્પાદનનું સમાજીકરણ થઈ જાય છે. એટલે, એક ઝટકે પિતૃભૂમિ માટે જુદો માર્ગ પસંદ કરી લેવામાં આવે છે! વળી એ કાર્ય "સરકાર, ઝેમ્સ્ત્વો [4], અથવા લોકો તરફથી કશા ખર્ચ વગર (એમ કે!)" સાધી લેવામાં આવે છે. આમાં "કદાચ માત્ર પહેલી નજરે તરંગવિહાર

લાગે," પરંતુ હકીકતમાં તો એ "દેશવ્યાપી પ્રાથમિક શિક્ષણ કરતાં ઘણું વધારે સાધ્ય છે." મિસ્ટર યુઝાકોવ ખાતરી અપાવે છે કે તેને માટે જરૂરી નાણાકીય કામગીરી "ખાલી તુક્કો અથવા તરંગવિહાર" કોઈ રીતે નથી, અને તેની સિદ્ધિ, આપણે જોયું છે તેમ, ખર્ચ વગર, કશા ખર્ચ વગર, શક્ય છે એટલું જ નહિ પરંતુ "પ્રવર્તિત શૈક્ષણિક યોજનાઓમાં" કશા પરિવર્તન વગર જ શક્ય છે!! મિસ્ટર યુઝાકોવ એકદમ વાજબી વાત કરે છે કે "અખતરા પૂરતા જ સીમિત રહેવાનો નહિ પરંતુ ખરેખર દેશવ્યાપી શિક્ષણ સિદ્ધ કરવાનો હેતુ હોય ત્યારે આ બધું ઓછા મહત્ત્વનું નથી." તેણે કહ્યું છે ખરું કે "મેં વાસ્તવિક કાર્યની યોજના ઘડી કાઢવાનું લક્ષ્ય નથી રાખ્યું", પરંતુ શાળા દીઠ નર અને નારી જાતિના વિદ્યાર્થીઓની સૂચિત સંખ્યા, શાળાઓની સમગ્ર વસતિના નિર્વાહ માટે જરૂરી માનવશક્તિનો અંદાજ, તથા શૈક્ષણિક તેમ જ કારોબારી માણસોની ગણતરીઓ વગેરે આપ્યું છે અને શાળાઓના સભ્યો માટે ચીજવસ્તુઓના રૅશનનો તેમ જ શિક્ષકો, ડૉક્ટરો, ટેકનિશ્યનો, તથા કારીગરોના રોકડ પગારોનો નિર્દેશ કર્યો છે. ખેતીવાડીના કામકાજ માટે જરૂરી કામદિનોની સંખ્યા તથા દરેક શાળા માટે જરૂરી જમીનના પરિમાણની તેમ જ તેમની સ્થાપના માટે જરૂરી નાણાકીય સાધનસામગ્રીની ગણતરી લેખકે કરી છે. તેણે એક તરફ દેશવ્યાપી માધ્યમિક શિક્ષણની ન્યામતો માણવા અશક્ત રાષ્ટ્રીય લઘુસંખ્યાઓ તથા સંપ્રદાયોને અને બીજી તરફ વર્તનને કારણે શાળાઓમાંથી બકાત રહી જનારાં માણસોને લક્ષમાં રાખ્યાં છે. લેખકની ગણતરીઓ નમૂનારૂપ એક શાળા પૂરતી જ સીમિત નથી. બિલકુલ નહિ. તેણે બધી ૨૦૦૦૦ શાળા-જોડીઓની સ્થાપનાનો સવાલ ઉઠાવ્યો છે અને નિર્દેશ કર્યો છે કે તેને માટે જમીન કેવી રીતે મેળવવી અને "શિક્ષકો, વહીવટદારો, તથા વ્યવસ્થાપકોની સંતોષપ્રદ ટુકડી" કેવી રીતે ઊભી કરવી.

એવી આકર્ષક યોજનાની ઉત્સુકતા, કેવળ સૈદ્ધાંતિક જ નહિ (સાફ જણાય છે કે ઉત્પાદનના સમુદાયીકરણ માટે આટલી વિગતવાર ઘડી કાઢવામાં આવેલી યોજનાનો ઉદ્દેશ તમામ શંકાશીલ માણસોને અંતિમ રૂપે પ્રતીતિ કરાવી દેવાનો અને એવી યોજનાઓની સાધ્યતાને નકારનારા સઘળા લોકોનું ખંડન કરવાનો છે) પરંતુ ખરેખરી અમલી ઉત્સુકતા પણ સમજી શકાય એમ છે. દેશવ્યાપી ફરજિયાત માધ્યમિક શિક્ષણની સંઘટનાની પરિયોજનાને સર્વોપરી સરકાર જરાય ધ્યાનમાં ન લે તો વિચિત્ર ગણાય, ખાસ કરીને

તો એ કારણસર કે દરખાસ્ત રજૂ કરનારના ચોક્કસ કથન મુજબ સંઘટનો "કશા ખર્ચ વગર" શક્ય છે અને તેમાં "આડખીલીઓ કાર્યના નાણાકીય તથા આર્થિક સંજોગોમાંથી નહિ પણ સાંસ્કૃતિક સંજોગોમાંથી ઊભી થશે", પરંતુ તે "નિવારી ન શકાય એવી નથી". આવી પરિયોજના કેવળ સાર્વજનિક શિક્ષણ મંત્રાલય જોડે જ નહિ પરંતુ સરખા પ્રમાણમાં આંતરિક મામલાઓના મંત્રાલય જોડે, નાણા મંત્રાલય જોડે, ખેતીવાડીના મંત્રાલય જોડે, અને આપણે નીચે જોઈશું તે મુજબ યુદ્ધ મંત્રાલય જોડે પણ સીધી રીતે સંકળાયેલી છે. પરિયોજિત "સુધારક શાળાઓ" ઘણું કરીને ન્યાય મંત્રાલયના અધિકારક્ષેત્રમાં રહેશે. મિસ્ટર યુઝાકોવના શબ્દોમાં "ઉપરોક્ત જરૂરિયાતોને (અર્થાત્ શિક્ષણ તથા ગુજરાનની) અને બહુ સંભવિત છે કે બીજી ઘણી જરૂરિયાતોને પણ સંતોષનારી" પરિયોજના અંગે બાકીનાં મંત્રાલયોને પણ નિ:શંક ઉત્સુકતા રહેશે જ.

એટલે અમને ખાતરી છે કે આ બહુ આકર્ષક પરિયોજનાની અમે વિગતવાર છણાવટ કરીએ તો વાચક ફરિયાદ નહિ કરે.

મિસ્ટર યુઝાકોવનો મુખ્ય વિચાર નીચે મુજબ છે: ઉનાળામાં કોઈ જાતનો અભ્યાસ બિલકુલ નહિ થાય, એ સમયનો ઉપયોગ ખેતીવાડીના કામ માટે કરવાનો છે. વધુમાં, વિદ્યાર્થીઓ શાળાનો અભ્યાસ પૂરો કરી લે ત્યાર પછી તેમને થોડો સમય કામ કરવા ત્યાં જ રાખવાના છે. તેઓ શિયાળુ કામ કરે, અને તેમનો ઉપયોગ એવી ઔદ્યોગિક કામગીરીઓ માટે કરવામાં આવે કે જે ખેતીવાડીના કામમાં પુરવણી કરતી હોય અને દરેક શાળા માટે, પોતાની જ મહેનત વડે, તમામ વિદ્યાર્થીઓ તથા કામદારો તેમ જ આખા અધ્યાપન તથા વહીવટી સ્ટાફનો નિર્વાહ ચલાવવાનું, અને શિક્ષણનું ખર્ચ પૂરું પાડવાનું, શક્ય બનાવે. મિસ્ટર યુઝાકોવે સમુચિત કથન કર્યું છે કે એવી શાળાઓ મોટાં ખેતીવાડી સંઘટનો બની રહેશે. એ કથન જરાક સરખીયે શંકા બાકી નથી રહેવા દેતું કે મિસ્ટર યુઝાકોવની યોજનાને ઉત્પાદનના નરોદવાદી "સમુદાયીકરણનું" પહેલું કદમ ગણાવવાનું, મૂડીવાદની ચડતીપડતીથી બચી રહેવા માટે રશિયાએ પસંદ કરવાના નવા માર્ગનો જ એક ભાગ ગણાવવાનું, અમારું ધોરણ સાવ ખરું છે.

મિસ્ટર યુઝાકોવે દલીલ કરી છે કે "વર્તમાન સમયે વિદ્યાર્થીઓ શાળાનો અભ્યાસ અઢારથી વીસ વરસની ઉંમરે પૂરો કરે છે, અને ક્યારેક તેમાં એક કે બે વરસનો વિલંબ થાય છે. ફરજિયાત શિક્ષણના સંજોગોમાં... વિલંબ

એથીયે વધારે વ્યાપક બની જશે. લોકો અભ્યાસ મોડો પૂરો કરશે, ઉંમરની મર્યાદા પચીસ વરસની બાંધવામાં આવે, અને એ મર્યાદા આવતાં અભ્યાસ અધૂરો છોડીને જતા રહેવાના સંજોગો હોય, તો આખરી ત્રણ ધોરણમાં સોળથી પચીસ વરસની ઉંમરનાં જૂથો હશે. એ રીતે, આપણે પાંચમાં ધોરણમાં ભણતા પુખ્ત ઉંમરના વિદ્યાર્થીઓની વધારાની ટુકડીને લક્ષમાં રાખીએ તો વિશ્વાસપૂર્વક જણાવી શકાય કે શાળાના લગભગ ત્રીજા ભાગના વિદ્યાર્થીઓ... કામ કરવાની ઉંમરના હશે." લેખકે વધારે ગણતરી કરીને જણાવ્યું છે કે શાળાના આઠ ધોરણોમાં તૈયારીના પ્રાથમિક શિક્ષણનાં બે ધોરણો (તેમાં આઠ વરસની ઉંમરનાં અભણ બાળકોને દાખલ કરવામાં આવશે) ઉમેરીને પ્રમાણ ઘટાડી નાખવામાં આવે—ચોથા ભાગનું કરી નાખવામાં આવે—તોપણ કામદારોની બહુ મોટી સંખ્યા બાકી રહેશે અને તેઓ અર્ધ-કામદારોની મદદના આધારે ઉનાળાના કામને પહોંચી વળશે. પરંતુ મિસ્ટર યુઝાકોવના સમુચિત કથન મુજબ "દસ ધોરણના શાળા ખેતરમાં શિયાળાના કામ માટે અમુક કામદારોની ટુકડીની આવશ્યકતા તો બેશક રહેશે જ." એ કામદારોને ક્યાંથી લાવવા? લેખકે બે ઉકેલ સૂચવ્યા છે: ૧) બહારના કામદારોને કામે રાખવા ("તેમાંથી કેટલાક વધારે લાયક કામદારોને આવકમાંથી હિસ્સો આપવામાં આવે"). શાળા ખેતર નફાકારક સંઘટન હશે અને એવા કામદારોને મહેનતાણું ચૂકવી શકશે. પરંતુ લેખકે "બીજા ઉકેલને વધારે મહત્ત્વનો ગણાવ્યો છે." ૨) શાળાનો અભ્યાસ પૂરો કરનારા માણસોને નીચલાં ધોરણોના અભ્યાસ દરમિયાન શિક્ષણ તથા ગુજરાનનું ખર્ચ ભરપાઈ કરવા માટે કામ કરવાનું રહેશે. મિસ્ટર યુઝાકોવે ઉમેર્યું છે કે એ તો તેમની "સીધી ફરજ" છે—બેશક, એવા માણસોની ફરજ છે કે જે શિક્ષણનું ખર્ચ ચૂકવી ન શકે. એવા માણસો શિયાળાના કામ માટે જરૂરી કામદારોની ટુકડી અને ઉનાળામાં કામ કરનારા કામદારોની પૂરક ટુકડી બની રહેશે.

વસતિના પાંચમા ભાગનું "સમુદાયીકરણ" ખેતીવાડી સમાજોમાં સાધનારી પરિયોજિત સંઘટનાનું પહેલું લક્ષણ એવું છે. તે આપણને સમજાવી દે છે કે પિતૃભૂમિ માટે કેવી જાતનો નિરાળો માર્ગ પસંદ કરવામાં આવશે. "શિક્ષણનું" અને જીવનનું "ખર્ચ ચૂકવી ન શકે" એવા લોકો માટે હાલના સમયે ગુજરાનનો એકમાત્ર ઉપાય બની રહેતી મજૂરીની જગ્યાએ ફરજિયાત મફત મહેનત ગોઠવી દેવામાં આવી છે. પરંતુ એથી બેચેન બની જવાની

જરૂર નથી: એક વાત ભુલાવી ન જોઈએ કે બદલામાં વસતિને સાર્વજનીન માધ્યમિક શિક્ષણની ન્યામતો માણવા મળશે.

આગળ. લેખકે નર અને નારી જાતિના વિદ્યાર્થીઓની અલગ અલગ શાળાઓની યોજના ઘડી છે. તેમાં આશય સહ-શિક્ષણ વિરુદ્ધ યુરોપખંડમાં પ્રચલિત પૂર્વગ્રહને અપનાવી લેવાનો છે, પરંતુ વાસ્તવમાં સહ-શિક્ષણ વધારે તર્કસંગત છે. સરેરાશ શાળા માટે "દરેક ધોરણમાં પચાસ વિદ્યાર્થીઓ અથવા બધા દસેદસ ધોરણોમાં પાંચસો વિદ્યાર્થીઓ, અથવા પૂરા શાળા ખેતરમાં એક હજાર વિદ્યાર્થીઓ (પાંચસો છોકરા અને પાંચસો છોકરીઓ) બરાબર રીતસરની સંખ્યા ગણાય." તેમાં ૧૨૫ "કામદાર-જોડીઓ" અને એટલી જ સંખ્યામાં અર્ધ-કામદારો હોય. યુઝાકોવ જણાવે છે: "હું ઉલ્લેખ કરું કે એટલી સંખ્યાના કામદારો, સમજો કે માલોરશિયામાં* ૨૫૦૦ દેસ્યાતીના** જેટલી ખેડાઉ જમીનમાં ખેતી કરી શકે, તો સૌને સમજાઈ જશે કે શાળાનો શ્રમ કેવી ભારે શક્તિ બની રહે"!..

એ કામદારો ઉપરાંત શિક્ષણ અને જીવનના ખર્ચના બદલામાં "કામ કરતા" "નિયમિત કામદારો" પણ હશે. તેઓ કેટલા હશે? દર વરસે અભ્યાસ પૂરો કરનારા વિદ્યાર્થીઓની સંખ્યા, પુરુષોની તેમ જ સ્ત્રીઓની, ૪૫ હશે. ત્રીજા ભાગના વિદ્યાર્થીઓ ત્રણ વરસ લશ્કરમાં કામગીરી કરશે (હાલ ચોથા ભાગના કરે છે—લેખકે લશ્કરી કામગીરીનો સમય ટૂંકાવીને ત્રણ વરસનો કરી નાખ્યો છે અને એ રીતે આ સંખ્યા વધારીને ત્રીજા ભાગની ગણાવી છે). "બાકીના બે તૃતીયાંશને એવા જ સંજોગોમાં રાખવાનું, એટલે કે તેમના તેમ જ લશ્કરી કામગીરી માટે જનારા સાથીઓના શિક્ષણના ખર્ચના બદલામાં કામ કરવા શાળામાં રોકી રાખવાનું, વાજબી જ ગણાય. બધી બાળાઓને પણ એ જ હેતુ માટે શાળામાં રોકી રાખવામાં આવે."

નિરાળો માર્ગ પસંદ કરનારી પિતૃભૂમિ માટે ઘડી કાઢવામાં આવેલી નવી પદ્ધતિનો ઘાટ વધારે ને વધારે સ્પષ્ટ રૂપરેખાઓ ધારણ કરતો જાય છે. હાલ તમામ રૂસી નાગરિકોને ફરજિયાત લશ્કરી કામગીરી કરવાની હોય છે, પરંતુ ભરતીની ઉંમરના માણસોની સંખ્યા જરૂરી સિપાહીઓની સંખ્યા કરતાં મોટી હોવાથી, સિપાહીઓની પસંદગી ચિઠ્ઠીઓ કાઢવાની રીતે કરવામાં

---

* ઉક્રાઈના.

** ૧ દેસ્યાતીના=૨.૭ એકર.—સં.

આવે છે. સમુદાયીકૃત ઉત્પાદનમાં પણ રંગરૂટોની વરણી ચિઠ્ઠીઓ કાઢવાની રીતે કરવામાં આવશે, પરંતુ બાકીના માણસોના સંબંધમાં સૂચન કરવામાં આવ્યું છે કે "તેમને એવા જ સંજોગોમાં રાખવામાં આવે", અર્થાત્ તેમને માટે ત્રણ વરસની સેવા—ખરી વાત કે લશ્કરી કામગીરી નહિ પણ શાળામાં મહેનત—ફરજિયાત બનાવવામાં આવે. લશ્કરમાં ભરતી કરવામાં આવેલા સાથીઓના જીવનના ખર્ચના બદલામાં તેમને કામ કરવાનું છે. સૌએ કરવાનું છે? ના. માત્ર એવા વિદ્યાર્થીઓએ કે જે શિક્ષણનું ખર્ચ ન ચૂકવી શકે. લેખક એવી જોગવાઈ ઉપર રજૂ કરી ચૂક્યો છે, અને આપણે નીચે જોઈશું કે શિક્ષણનું ખર્ચ ચૂકવી શકે એવા લોકો માટે તેણે સાવ જુદી, જૂના પ્રકારની, શાળાઓની યોજના ઘડી કાઢી છે. હવે એવો સવાલ ઊભો થાય છે કે લશ્કરમાં ભરતી કરી લેવામાં આવેલા સાથીઓના જીવનના ખર્ચના બદલામાં કામ કરવાનું, શિક્ષણનું ખર્ચ ન ચૂકવી શકનારા માણસોને માથે જ કેમ આવે છે? શિક્ષણનું ખર્ચ ચૂકવી શકતા માણસોને માથે કેમ નહિ? કારણ સહેલાઈથી સમજી શકાય એવું છે. શાળાના વિદ્યાર્થીઓને પૈસા ભરીને ભણતા અને વગર પૈસે ભણતા વિભાગોમાં વહેંચી નાખવામાં આવે તો સાફ છે કે સુધારાથી સમાજના વર્તમાન રચનાતંત્ર ઉપર કશી અસર ન પડે. મિસ્ટર યુઝાકોવ પોતે એ વાત બરાબર સમજે છે. એટલે સમજી શકાય એમ છે કે રાજ્યનું સામાન્ય ખર્ચ (સિપાહીઓ સંબંધી) ગુજરાનાં સાધનો વગરના લોકોને* જ ભોગવવાનું રહેશે, જેમ હાલ દાખલા તરીકે પરોક્ષ કરવેરા વગેરેના રૂપમાં ભોગવવું પડે છે એમ જ. નવી પદ્ધતિ નિરાળી કઈ રીતે છે? એટલી હકીકત પૂરતી કે હાલ કશો સાધનસરંજામ ન ધરાવતા લોકો પોતાની શ્રમશક્તિ વેચી શકે છે, પરંતુ નવી પદ્ધતિમાં તેમને **ફરજિયાત મફત** કામ કરવું પડશે (મતલબ કે માત્ર ગુજારા માટે જ). જરાય શંકાને સ્થાન જ નથી કે એ રીતે રશિયા મૂડીવાદી પદ્ધતિની તમામ ચડતીપડતીથી બચી રહેશે. "સર્વહારા વર્ગના રૂપમાં ગૂમડાનું" જોખમ ઊભું કરતી રોજી-મજૂરીને હઠાવી દેવામાં આવે છે અને... મફત ફરજિયાત મહેનતનું મેદાન મોકળું બની જાય છે.

અને એવી હકીકતમાં આશ્ચર્યજનક કશું જ નથી કે ફરજિયાત અને મફત મહેનતના સંબંધોમાં જકડાયેલા લોકો એ સંબંધોને અનુરૂપ સંજોગોમાં

---

*નહિતર પહેલાનું બીજા ઉપરનું વર્ચસ્વ જળવાઈ ન રહે.

જ રહે. નરોદવાદી ("જનતાનો મિત્ર") ઉપરોક્ત કથન પછી તરત આપણને શું જણાવે છે તે જરા જુઓ:

"અભ્યાસ પૂરો કરી ચૂકેલાં અને ત્રણ વરસ માટે શાળામાં રોકાઈ ગયેલાં જુવાન માણસોને લગ્ન કરવાની છૂટ આપવામાં આવે, કુટુંબ ધરાવતા કામદારો માટે રહેવાની અલગ જગ્યાની વ્યવસ્થા કરવામાં આવે, અને તેઓ શાળા છોડી જાય ત્યારે તેના નફામાંથી તેમને કંઈ નહિ તો થોડીઘણી રોકડ તથા જણસરૂપી મદદ આપવામાં આવે, તો ત્યાં ત્રણ વરસનું એવું રોકાણ લશ્કરી કામગીરી કરતાં બહુ ઓછું બોજારૂપ બની રહે..."

વાત સાફ નથી કે એવી લાભદાયક શરતો વસતિને શાળાઓમાં દાખલ થઈ જવાની પૂરી કોશિશો કરી છૂટવા લલચાવશે? તમે જ ફેંસલો કરી લો: પહેલી વાત તો એ કે તેમને લગ્ન કરવાની છૂટ આપવામાં આવશે. એ ખરું કે હાલ પ્રવર્તિત દીવાની કાનૂનો મુજબ એવી પરવાનગી (સરકાર તરફથી) બિલકુલ જરૂરી નથી. પરંતુ લક્ષમાં રાખો કે આ તો **શાળાના વિદ્યાર્થીઓની, પુરુષ અને સ્ત્રી વિદ્યાર્થીઓની**—એ ખરું કે પચીસ વરસની ઉંમરનાં માણસોની, પણ તોયે શાળાના વિદ્યાર્થીઓની—વાત છે. યુનિવર્સિટીના વિદ્યાર્થીઓને પરણવાની છૂટ ન અપાતી હોય તો શાળાના વિદ્યાર્થીઓને એવી છૂટ આપી શકાય ખરી? વળી પરવાનગીનો આધાર શાળાના અમલદારો ઉપર રહેશે, મતલબ કે ઉચ્ચતર શિક્ષણ ધરાવતા લોકો ઉપર રહેશે. સાફ છે કે ગેરઈનસાફની બીક રાખવાનું કશું જ કારણ નથી. પરંતુ શાળાનો અભ્યાસ પૂરો કરીને નિયમિત કામદારો તરીકે રોકાઈ જનારા માણસો તો વિદ્યાર્થીઓ ન રહે. તેમ છતાં, તેમને પણ, એકવીસથી સત્તાવીસ વરસની ઉંમરના લોકોને, લગ્નની પરવાનગી મેળવી લેવી પડશે. આપણને સ્વીકારી લીધા વગર ચાલે જ નહિ કે પિતૃભૂમિએ પસંદ કરેલા નવા માર્ગમાં રૂસી નાગરિકોના નાગરિક અધિકારો અમુક પ્રમાણમાં ઓછા થઈ જાય છે, પરંતુ આખર કબૂલ કરવું જ પડે કે સાર્વજનીન માધ્યમિક શિક્ષણની ન્યામતો કુરબાનીઓ વગર તો હાંસલ ન જ થઈ શકે. બીજી વાત એ કે કુટુંબ ધરાવતા કામદારોને રહેવાની અલગ જગ્યા પૂરી પાડવામાં આવશે, જે હાલ કારખાનાંના કામદારોને રહેવાની ખોલીઓથી બદતર ઘણું કરીને નહિ હોય. અને ત્રીજી વાત એ કે નિયમિત કામદારોને "થોડીઘણી નાણાકીય મદદ" આપવામાં આવશે. શંકાને સ્થાન જ નથી કે વસતિ મૂડીવાદની ઊથલપાથલ કરતાં અમલદારોની ઓથમાં શાંત જીવનના ફાયદાઓને વધારે

પસંદ કરશે, એટલી વધારે પસંદ કરશે કે અમુક કામદારો તો કાયમને માટે શાળામાં રહી જશે (પૂરો સંભવ છે કે લગ્નની છૂટ મળવાથી અહેસાનની લાગણીને કારણે): "કાયમને માટે શાળામાં રહી જનારા અને તેમાં સંકળાઈ જનારા (એમ કે!!) નિયમિત કામદારોની નાનકડી ટુકડી શાળા ખેતરનાં શ્રમ દળોમાં પુરવણી કરશે. અમારી ખેતીવાડી શાળાનાં શક્ય અને એકદમ બિનતરંગી શ્રમ દળો એવાં છે."

થોડીક દયા રાખો અમારી ઉપર! આમાં "તરંગી" શું છે? મફત કામ કરતા નિયમિત કામદારો, માલિકો જોડે "સંકળાઈ ગયેલા" કામદારો, માલિકો જેમને લગ્ન કરવાની છૂટ આપે એવા કામદારો—કોઈ પણ ઘરડા કિસાનને જરાક પૂછી જુઓ, અને તે પોતાના અનુભવના આધારે તમને કહેવાનો કે આ બધું બરાબર સાધ્ય છે જ.

(ચાલુ)*

૧૮૯૫ની શરદમાં લિખિત

ગ્રંથ ૨
પૃષ્ઠ ૬૧—૬૯

*'સામાર્સ્કી વેસ્તનિક' અખબારમાં લેખ આગળ ચાલુ નહોતો રહ્યો.—સં.

# આપણા પ્રધાનો કેવા વિચાર કરી રહ્યા છે?[5]

આંતરિક મામલાઓના પ્રધાન દુર્નોવોએ પવિત્ર ધર્મસમિતિના પ્રોક્યોરેટર જનરલ પોબેદોનોસ્ત્સેવને પત્ર લખ્યો છે. ૨૬૦૩ નંબરનો પત્ર ૧૮૯૫ના માર્ચની ૧૮મી તારીખનો છે, અને તેમાં નોંધ કરવામાં આવી છે કે "તદ્દન ખાનગી". એટલે પ્રધાનનો આશય પત્રને એકદમ ગુપ્ત રાખવાનો હતો. પરંતુ સાબિત થઈ ગયું છે કે પ્રધાનશ્રીના વિચારો—રૂસી નાગરિકોને સરકારના ઈરાદાઓની ખબર ન પડવી જોઈએ એવા મતલબના વિચારો—જોડે સહમત ન થનારા લોકો પણ છે ખરા. તેના પરિણામે, એ પત્રની હસ્તલિખિત નકલ હાલ દરેક ઠેકાણે પહોંચી અને વંચાઈ રહી છે.

મિસ્ટર દુર્નોવોએ મિસ્ટર પોબેદોનોસ્ત્સેવને શાને વિશે લખ્યું છે?

રવિવારની શાળાઓ[6] વિશે. પત્ર આ મુજબ છે: "તાજેતરનાં, વર્ષોમાં મેળવવામાં આવેલી માહિતી બતાવે છે કે સાતમા દાયકાના ઉદાહરણને અનુસરીને રાજકીય દૃષ્ટિએ અવિશ્વસનીય માણસો તેમ જ અમુક વલણના વિદ્યાર્થી તરુણ લોકોનો એક વિભાગ રવિવારની શાળાઓમાં શિક્ષકો, પ્રાધ્યાપકો, ગ્રંથપાલો, વગેરે તરીકે દાખલ થવાની કોશિશો કરે છે. તેમાં પૈસા કમાવાનો ઈરાદો કારણભૂત ન હોઈ શકે કારણ કે એવી શાળાઓમાં સેવાઓ મફત આપવાની હોય છે. એટલે આ રીતસરનો પ્રયાસ સાબિત કરે છે કે સરકાર વિરોધી તત્ત્વોની ઉપરોક્ત પ્રવૃત્તિ, રશિયામાં પ્રવર્તિત રાજ્ય તથા સામાજિક વ્યવસ્થાની પદ્ધતિ સામે સંઘર્ષની એક કાયદેસર તરકીબ છે."

પ્રધાનશ્રીની દલીલ એવી છે. શિક્ષિત લોકોમાં એવા માણસો સામેલ છે કે જે પોતાના જ્ઞાનમાં કામદારોને સહભાગી બનાવવા માગે છે, પોતાના

જ્ઞાનનો લાભ માત્ર પોતા પૂરતો જ સીમિત ન રાખવા પરંતુ જનતાને પણ આપવા માગે છે—અને પ્રધાન તરત ફેંસલો કરી નાખે છે કે આમાં "સરકાર વિરોધી તત્ત્વો" છે, એટલે કે કોઈ જાતના કાવતરાખોરો લોકોને રવિવારની શાળાઓમાં દાખલ થઈ જવાનું ઉત્તેજન આપી રહ્યા છે. અમુક શિક્ષિત લોકોનાં મનમાં બીજા લોકોને ભણાવવાની મંછા કશા ઉત્તેજન વગર આપમેળે ઉત્પન્ન ન થઈ શકે? પરંતુ પ્રધાનને બેચેની થાય છે કારણ કે રવિવારની શાળાઓના શિક્ષકોને પગાર નથી મળતો. તે એવા સંજોગોથી ટેવાયેલો છે કે તેની નોકરી કરતા જાસૂસો તથા અમલદારો ખાલી પગારને ખાતર જ કામ કરે છે, સૌથી વધારે પૈસા આપનારાનું કામ કરી આપે છે, પરંતુ અચાનક જ લોકો કામ કરે છે, સેવાઓ આપે છે, ભણાવે છે, અને બધું... મફત. શંકાની વાત!—પ્રધાન વિચારમાં પડી જાય છે અને મામલાની તપાસ કરવા જાસૂસોને રવાના કરી દે છે. પત્રમાં વધુમાં જણાવવામાં આવ્યું છે: "નીચેની માહિતીમાંથી" (જાસૂસો—જેની હયાતી પગાર મળતો હોવાના આધારે વાજબી ઠરાવવામાં આવે છે—પાસેથી મળેલી) "જણાઈ આવે છે કે જોખમી વલણ ધરાવતા માણસો શિક્ષકોના સમૂહમાં પેસારો કરે છે એટલું જ નહિ પરંતુ ઘણા દાખલાઓમાં ખુદ શાળાઓ એવા અવિશ્વસનીય માણસોના આખા જૂથના બિનસત્તાવાર સંચાલન હેઠળ હોય છે કે જે સત્તાવાર માણસો જોડે મુદ્દલ સંબંધ ન ધરાવતા હોય, પોતે જ ગોઠવી દીધેલ શિક્ષકો તથા શિક્ષિકાઓના આમંત્રણના જવાબમાં સાંજે વ્યાખ્યાનો કરતા હોય અને વિદ્યાર્થીઓને ભણાવતા હોય... બહારના માણસોને વ્યાખ્યાનો કરવાની છૂટ આપવામાં આવે છે એ હકીકત, સ્પષ્ટ ક્રાંતિકારી વર્તુળોના માણસોને વ્યાખ્યાનકારો તરીકે પેસારો કરવાની બહોળી શક્યતા પૂરી પાડે છે."

એટલે, પાદરીઓ અને જાસૂસોએ મંજૂરી ન આપી હોય અને તપાસ ન કરી લીધી હોય એવા "બહારના માણસો" કામદારોને ભણાવવા માગે તો—એ થઈ નરાતાળ ક્રાંતિ! પ્રધાન કામદારોને દારૂગોળો અને જ્ઞાન તથા શિક્ષણને તણખો ગણે છે. પ્રધાનને ખાતરી છે કે દારૂગોળામાં તણખો પડશે તો ધડાકો સૌથી પહેલાં સરકારની વિરુદ્ધ જ થશે.

અમે એવી નોંધ લેવાની ખુશી જતી કરી શકીએ એમ નથી કે આ વિરલ દાખલામાં નામદારના વિચારો જોડે અમારી પૂરેપૂરી અને બિનશરતી સહમતી છે.

પ્રધાને પત્રમાં આગળ વધતાં પોતાની "માહિતીની" સચ્ચાઈની "સાબિતીઓ" ટાંકી છે. ખરેખર મઝાની સાબિતીઓ છે!

એક—"રવિવારની શાળાના એક શિક્ષકનો પત્ર. તેના નામની ચોકસાઈ હજી નથી કરવામાં આવી." એ પત્ર ઝડતી દરમિયાન જપ્ત કરી લેવામાં આવ્યો હતો. તેમાં ઈતિહાસ સંબંધી વ્યાખ્યાનોના કાર્યક્રમનો, સામાજિક સ્તરોની ગુલામી તથા મુક્તિના ખ્યાલનો, અને રાઝિન તથા પુગાચોવના વિદ્રોહોનો ઉલ્લેખ છે.

લાગે છે કે છેલ્લા ઉલ્લેખિત નામો જોઈને ભલો પ્રધાન એટલો બધો ગભરાઈ ગયો કે તેને ઘણું કરીને માઠા સપનામાં પંજેટીનું હથિયાર વીંઝતા કિસાનો દેખાયા હશે.

બીજી સાબિતી:

"મોસ્કોની એક રવિવારી શાળામાં નીચેના મુદ્દાઓ વિશે જાહેર વ્યાખ્યાનોનો ખાનગી રીતે મળેલો એક કાર્યક્રમ આંતરિક મામલાઓના મંત્રાલયના કબજામાં છે—'સમાજની ઉત્પત્તિ. આદિમ સમાજ. સામાજિક સંઘટનાનો વિકાસ. રાજ્ય અને તેની જરૂર શાને માટે છે. વ્યવસ્થા. આઝાદી. ન્યાય. રાજકીય રચનાતંત્રનાં રૂપો. નિરંકુશ અને બંધારણીય રાજશાહી. શ્રમ—સર્વસામાન્ય કલ્યાણનો આધાર. ઉપયોગિતા અને સંપત્તિ. ઉત્પાદન, વિનિમય, અને મૂડી. સંપત્તિની વહેંચણી કેવી રીતે થાય છે. ખાનગી હિતના પ્રયાસો. મિલકત અને તેની જરૂર. જમીનની સાથે કિસાનોની મુક્તિ. સાંથ, નફો, રોજી. રોજીનો અને તેનાં વિવિધ રૂપોનો આધાર શાની ઉપર છે? કરકસર.'

"પ્રાથમિક શાળા માટે નિ:શંક અનુચિત આ કાર્યક્રમનાં વ્યાખ્યાનો કાર્લ માર્ક્સ, એંગેલ્સ, વગેરેના સિદ્ધાંતોની જાણકારી ધીરે ધીરે વિદ્યાર્થીઓને આપવાની મોકળી તક વ્યાખ્યાનકારને પૂરી પાડે છે, અને ધર્મસંસ્થા તરફથી હાજર માણસ વ્યાખ્યાનોમાં સામાજિક-લોકશાહીવાદી પ્રચારનાં તત્ત્વોને પારખી કાઢવાની સ્થિતિમાં ભાગ્યે જ હશે."

જેમાં "માર્ક્સ અને એંગેલ્સના સિદ્ધાંતોની" એક પણ નિશાની જોવા નથી મળતી એવા કાર્યક્રમમાંયે પ્રધાનને તેમનાં "તત્ત્વો" નજરે પડતાં હોય તો દેખીતું છે કે તેને એ સિદ્ધાંતોની બહુ જ બીક લાગે છે. પ્રધાનને તેમાં "અનુચિત" શું લાગ્યું? ઘણું કરીને તો રાજકીય રચનાતંત્રનાં રૂપો અને બંધારણની સમસ્યા.

પ્રધાન સાહેબ, ભૂગોળનું કોઈ પણ પાઠયપુસ્તક લઈને જરાક નજર ફેરવશો તો તમને એ બધી સમસ્યાઓની છણાવટ તેમાં જોવા મળશે! બાળકોને ભણાવવામાં આવતી બાબતોની જાણકારી પણ પુખ્ત ઉંમરના કામદારો ન મેળવી શકે?

પરંતુ પ્રધાનને ધર્મસંસ્થા વિભાગના માણસો ઉપર જરાય ભરોસો નથી: "તેમને ઘણું કરીને સમજણ જ નહિ પડે કે વ્યાખ્યાનમાં શું જણાવવામાં આવે છે."

પત્રના અંતમાં, મોસ્કો ખાતે પ્રોખોરોવ ટેક્સ્ટાઈલ મિલની રવિવારી પ્રાથમિક શાળાના, યેલેત્સ શહેરની રવિવારી શાળાના, અને તિફ્લીસમાં શરૂ થનારી શાળાના "અવિશ્વસનીય" શિક્ષકોની યાદી આપવામાં આવી છે. મિસ્ટર દુર્નોવોએ મિસ્ટર પોબેદોનોસ્ત્સેવને "શાળાઓમાં વર્ગો લેવાની પરવાનગી ધરાવતા માણસોની વિગતવાર તપાસ" કરવાની સલાહ આપી છે. પરંતુ શિક્ષકોની યાદી વાંચતાં રુવાંટાં ખડાં થઈ જાય છે: જોવા મળે છે ખાલી માજી વિદ્યાર્થી, વળી માજી વિદ્યાર્થી, અને ફરી વાર મહિલાઓ માટેના અભ્યાસક્રમોની માજી વિદ્યાર્થિનીનાં નામ. પ્રધાનની મરજી એવી હશે કે શિક્ષકો બધા માજી કવાયત-સાર્જન્ટ હોવા જોઈએ.

પ્રધાન ખાસ ત્રાસની હાલતમાં જણાવે છે કે યેલેત્સની શાળા "સોસના નદીની પાર આવેલી છે, અને ત્યાં વસતિ મુખ્યત્વે સાધારણ" (કેવી ખોફનાક વાત!) "તથા મહેનતકશ લોકોની છે, વળી રેલવેનાં કારખાનાં પણ ત્યાં જ આવેલાં છે".

શાળાઓ "સાધારણ તથા મહેનતકશ લોકોથી" જેટલી બને એટલી દૂર હોવી જોઈએ.

કામદારો! તમે જુઓ છો કે મહેનતકશ લોકો જ્ઞાન હાંસલ કરી લે તેની કેવી ભયંકર દહેશત આપણા પ્રધાનોને સતાવી રહી છે! એટલે સૌને બતાવી આપો કે કામદારોને વર્ગજાગૃતિથી વેગળા રાખી શકે એવી કોઈ તાકાત છે જ નહિ! કામદારો જ્ઞાન વગર નિરાધાર છે, પરંતુ જ્ઞાન મેળવી લે એટલે સમર્થ પરિબળ બની જાય છે!

૧૮૯૫ના નવેંબર-ડિસેંબરમાં ૮ (૨૦) ગ્રંથ ૨
તારીખ પહેલાં 'રાબોચેયે દેલો' પૃષ્ઠ ૭૫ — ૮૦
અખબાર માટે લિખિત

## રૂસીઓ અને હબસીઓ

વાચકને કદાચ લાગશે કે અજબ સરખામણી છે. જાતિને રાષ્ટ્ર જોડે કેવી રીતે સરખાવી શકાય?

સરખામણી કરી શકાય એમ છે. ગુલામીથી છુટકારો મેળવનારાઓમાં છેલ્લા હબસીઓ હતા, અને તેઓ ગુલામીની ક્રૂર નિશાનીઓ — ઉન્નત દેશોમાં પણ — હજી ધરાવે છે કારણ કે મૂડીવાદમાં કાનૂની સિવાય બીજી કોઈ જાતની મુક્તિનો "અવકાશ" નથી હોતો, અને તેને પણ દરેક રીતે સીમિત રાખવામાં આવે છે.

રૂસીઓની બાબતમાં ઈતિહાસ જણાવે છે કે તેઓ ૧૮૬૧માં[7] **ખેતગુલામીની** બેડીઓથી "લગભગ" મુક્ત થઈ ગયા હતા. લગભગ એ જ સમયે, અમેરિકી ગુલામ-માલિકો સામેના આંતરવિગ્રહના પરિણામે, ઉત્તર અમેરિકાના હબસીઓ ગુલામીથી મુક્ત થઈ ગયા હતા.

અમેરિકી ગુલામોની મુક્તિ, રૂસી ગુલામોની મુક્તિ કરતાં, ઓછી "સુધારાલક્ષી" રીતે થઈ હતી.

**એટલે** આજે, અરધી સદી પછી, હબસીઓની સરખામણીએ રૂસીઓમાં ગુલામીની **ઘણી વધારે** નિશાનીઓ હજી જોવા મળે છે. ખરું જોતાં, ખાલી નિશાનીઓનો નહિ પરંતુ પ્રથાઓનો ઉલ્લેખ વધારે ચોક્કસ ગણાશે... પરંતુ આ ટૂંકા લેખમાં અમે અમારા કથનના, અર્થાત્ અક્ષરજ્ઞાનની સમસ્યાના, નાનકડા ચિત્રણ પૂરતા જ સીમિત રહીશું. સૌ જાણે છે કે નિરક્ષરતા તો ગુલામીની નિશાનીઓમાંની જ એક છે. જે દેશ નવાબજાદાઓના, પુરિશ્કેવિચો તથા તેમના જાતભાઈઓના, જુલમમાં સબડતો હોય તેમાં મોટા ભાગની વસતિને અક્ષરજ્ઞાન હોઈ શકે જ નહિ.

રશિયામાં નવ વરસથી ઓછી ઉંમરનાં બાળકોને બાદ કરતાં, **નિરક્ષર માણસોનું પ્રમાણ ૭૩ ટકાનું** છે.

અમેરિકાના હબસીઓમાં (૧૯૦૦ની સાલમાં) નિરક્ષર માણસોનું પ્રમાણ **૪૪.૫ ટકાનું** હતું.

નિરક્ષર માણસોનું એટલું શરમજનક મોટું પ્રમાણ ઉત્તર અમેરિકી પ્રજાસત્તાક જેવા સભ્ય તથા ઉન્નત દેશ માટે નામોશીની વાત છે. વધુમાં, અમેરિકામાં **સામાન્ય રૂપે** હબસીઓની હાલત કોઈ સભ્ય દેશને છાજે નહિ એવી છે—મૂડીવાદ **સંપૂર્ણ** મુક્તિ અથવા સંપૂર્ણ સમાનતા પણ આપી **શકે નહિ**.

એ હકીકત બોધપ્રદ છે કે અમેરિકામાં ગોરા લોકોની અંદર નિરક્ષર માણસોનું પ્રમાણ છ ટકાથી વધારે નથી. પરંતુ આપણે અમેરિકાને અગાઉના ગુલામોવાળા વિસ્તારો (અમેરિકી "રશિયા") અને ગુલામો વગરના વિસ્તારોમાં (અમેરિકી અ-રશિયા) વહેંચી નાખીએ તો **ગોરા લોકોની અંદર** નિરક્ષર માણસોનું પ્રમાણ પહેલા ભાગમાં ૧૧-૧૨ ટકાનું અને બીજા ભાગમાં ૪-૬ ટકાનું જોવા મળશે!

અગાઉના ગુલામોવાળા વિસ્તારોમાં **ગોરા લોકોની** અંદર નિરક્ષર માણસોનું પ્રમાણ **બમણું** છે. ગુલામીની નિશાનીઓ એકલા હબસી લોકોમાં જ જોવા મળતી હોય એવું નથી!

અમેરિકાને હબસીઓની દશા બદલ શરમ આવવી જોઈએ!..

૧૯૧૩ના જાન્યુઆરીના અંતમાં અને ફેબ્રુઆરીના આરંભમાં લિખિત

ગ્રંથ ૨૨
પૃષ્ઠ ૩૪૫—૩૪૬

## સમીક્ષકની નોંધો

### ૧૦

કાસ્સોના ખુલાસાના સંબંધમાં રાજ્ય દૂમાની[8] કાર્યરીતિ અંગે જુદી જુદી પાર્ટીઓની ફોર્મ્યુલાઓ બહુ રસપ્રદ છે. તેમાંથી રાજકીય પૃથક્કરણ માટે ચોકસાઈભરી સામગ્રી, જુદી જુદી પાર્ટીઓના પ્રતિનિધિઓ તરફથી સત્તાવાર પુષ્ટિ પામેલી સામગ્રી, મળે છે. એ સામગ્રીમાં સામાન્ય રીતે સૌથી મોટી કમી પૃથક્કરણની હોય છે. તે દૈનિક અખબારોની આલોચનાઓમાં અથવા દૂમાના શબ્દશઃ અહેવાલોમાં ખોવાઈ જતી હોય છે. પરંતુ જુદી જુદી પાર્ટીઓનાં ખરાં રૂપલક્ષણો સમજવા માટે તેની છણાવટ ઉપયોગી છે.

અવિશ્વાસ સંબંધી ફોર્મ્યુલા અપનાવી લેવામાં આવી ત્યાર પછી બીજે દિવસે 'રેચ'ના[9] એક મુખ્ય લેખમાં આવી જાહેરાત કરવામાં આવેલી: "એ રીતે, રૂસી સમાજને જેની અપેક્ષા રાખવાનો અધિકાર હતો તે તેણે દૂમા પાસેથી મેળવી લીધું છે" (અંક ૩૭, ૭મી ફેબ્રુઆરી). આ તો જાણે એવી વાત થઈ કે "સમાજને" કેવળ એટલું જ જાણી લેવાનું હતું કે દૂમાને મિસ્ટર કાસ્સોમાં વિશ્વાસ છે યા નથી!

એ વાત સાચી નથી. જનતાએ અને લોકશાહીઓએ અવિશ્વાસના **હેતુઓ** જાણી લેવાના છે, જેથી રાજકારણમાં અસ્વાભાવિક ગણાતી ઘટનાનાં કારણો **સમજી લેવામાં આવે** અને સ્વાભાવિકની દિશાનો **માર્ગ** ખોળી શકાય. ખાલી "અમને વિશ્વાસ નથી" એવા વાક્યના આધારે કેડેટો[10], ઑક્ટોબર-વાદીઓ[11], તથા સામાજિક-લોકશાહીવાદીઓની એકતા તો આ બહુ ગંભીર સવાલોના સંબંધમાં સાવ નજીવી બાબત ગણાય. કાર્યરીતિના સંબંધમાં ઑક્ટોબરવાદીઓની ફોર્મ્યુલા આ પ્રમાણે છે:

"દૂમા... માને છે: ૧) રાજકીય સંઘર્ષોમાં માધ્યમિક શાળાંના વિદ્યાર્થીઓની કોઈ જાતની સામેલગીરી રશિયાનાં તરુણ પરિબળોના માનસિક વિકાસને ખરાબે ચડાવી દે છે, અને સમાજના જીવનના સ્વાભાવિક ક્રમને હાનિ પહોંચાડે છે; ૨) જ્યારે જ્યારે સત્તાધારીઓને માધ્યમિક શાળાઓમાંની અનિચ્છનીય ઘટનાઓની માહિતી વેળાસર મળી જાય ત્યારે ત્યારે નિરોધક પગલાં લેવાનું જરૂરી છે, ઘટનાઓ અસ્વાભાવિક રૂપલક્ષણો ધારણ કરી લે ત્યાં સુધી વાટ જોઈને બેસી ન રહેવું જોઈએ*; ૩) શાળાના વિદ્યાર્થીઓની બાબતમાં સ્વાભાવિક શૈક્ષણિક પ્રભાવને બદલે, ૧૯૧૨ના ડિસેંબરની ૧૦મી તારીખે લેવામાં આવ્યાં હતાં એવાં પોલીસ પગલાં, શાળાના અધિકારીઓની જાણકારી વગર, લેવાનો ભારપૂર્વક વિરોધ કરે છે; ૪) શાળામાંથી હઠાવી દેવામાં આવેલા વિદ્યાર્થીઓના ભાવિનો ફેંસલો કરવામાં થતી ઢીલને શિક્ષણ-વિરોધી ગણે છે, અને આ બનાવના સંબંધમાં વિદ્યાર્થીઓને લાભદાયક કારવાઈ તત્કાળ શરૂ કરવામાં આવે એવી અપેક્ષા રાખીને આગળનું કાર્ય હાથમાં લે છે."

આ દરખાસ્તમાં રજૂ થયેલા રાજકીય વિચારો કેવા છે?

શાળામાં રાજકારણ હાનિકારક છે. દોષ વિદ્યાર્થીઓનો છે. પરંતુ સજા પોલીસે ન કરવી જોઈએ, શિક્ષકોએ કરવી જોઈએ. સરકાર તરફથી "સદ્ભાવ"ની ગેરહાજરી તેમ જ ઢીલ બદલ અમને અસંતોષ છે.

આ વિચારો લોકશાહીવાદ-વિરોધી છે. આ તો ઉદારમતવાદી વિરોધ છે કારણ કે તેમાં આવો અર્થ સૂચિત છે: અખત્યારની પુરાણી રીતને ચાલુ

---

*આ વાચના જાન્યુઆરીની ૨૫મી તારીખના અધિવેશનમાં રજૂ કરવામાં આવી હતી. ફેબ્રુઆરીની પહેલી તારીખના અધિવેશનમાં બીજી કલમમાં નીચે મુજબના ફેરફાર કરવામાં આવ્યા હતા: "આ ખાસ દાખલાના સંબંધમાં નોંધ લેવામાં આવે છે કે માધ્યમિક શાળાઓમાં વિદ્યાર્થીઓ તરફ ઔપચારિક તથા ઉદાસીન વલણ પ્રવર્તિત છે, શિક્ષક સમુદાય અને વિદ્યાર્થીઓનાં કુટુંબો વચ્ચે અણમેળ છે, અને ઊગતી પેઢી અંગે સામાન્ય સદ્ભાવી દૃષ્ટિકોણ અપનાવવાનું આવશ્યક છે".

રહેવા દો, પરંતુ તેને વધારે નરમાશથી લાગુ કરવી જોઈએ. ચાબખા ફટકારો એમાં વાંધો નથી, પરંતુ વાજબી ગણાય એવી મર્યાદામાં, અને જાહેરાત વગર.

કાર્યરીતિની પ્રગતિવાદી ફોર્મ્યુલા[12] જુઓ:

> "...દૂમાને જાણવા મળ્યું છે કે ૧) તાજેતરમાં સેંટ પિટર્સબર્ગની માધ્યમિક શાળાઓમાં બનેલા બનાવોની ખબર શિક્ષણ મંત્રાલયને પહોંચાડવામાં આવી ત્યારે મંત્રાલયે પોતાની ફરજો અંગે લાગણીશૂન્ય વલણ લીધું, અને પોલીસના હલ્લા સામે માધ્યમિક શાળાઓની રક્ષા ન કરી; ૨) પોલીસ અમલદારોએ અજમાવેલી રીતો, શિક્ષણ મંત્રાલય તરફથી વિરોધ વગર અજમાવવામાં આવેલી તેમ જ શાળાઓની ઝડતી, બાળકોની ધરપકડ તથા પોલીસ સ્ટેશનોમાં અટકાયત, અને તપાસના વર્જિત તરીકાઓ લાગુ કરવાની રીતો, તદ્દન ગેરવાજબી હતી, વળી બાબત રાજ્યની સલામતી જાળવવાની નહિ પરંતુ ખાલી માધ્યમિક શાળાઓમાં વ્યવસ્થા સ્થાપવાની હતી એટલે એ રીતો ઘણી વધારે ગેરવાજબી હતી; ૩) શિક્ષણ મંત્રાલયે અપનાવેલાં તમામ પગલાં, શાળાને કુટુંબથી વેગળી રાખવાની દિશાનાં પગલાં, નાની પેઢીના નૈતિક તથા બૌદ્ધિક વિકાસને અવરોધતી રીઢી ઔપચારિકતા મારફત, એવા સંજોગો પેદા કરે છે કે જે શાળાજીવનમાં અસ્વાભાવિક ઘટનાઓ માટે સાનુકૂળ ભૂમિકા પૂરી પાડે છે. દૂમા શિક્ષણ પ્રધાનના ખુલાસાને બિનસંતોષપ્રદ ગણાવીને આગળનું કાર્ય હાથમાં લે છે."

આ ફોર્મ્યુલા જાન્યુઆરીની ત્રીસમી તારીખે રજૂ કરવામાં આવી હતી, અને પ્રગતિવાદીઓએ એ જ ઘડીએ જાહેર કરેલું કે ઑક્ટોબરવાદીઓ અવિશ્વાસની બાબત ઉમેરી દે તો તેમની તરફેણમાં પોતે મત આપશે. એવી રકઝકનાં પરિણામો આપણે ઉપર જોયાં.

એ રકઝક કેવા આધારે થઈ શકી? મુખ્યત્વે સહમતીના આધારે. પ્રગતિવાદીઓ પણ શાળાઓમાં રાજકારણને અસ્વાભાવિક બાબત ગણે છે, અને તેઓ પણ "વ્યવસ્થા સ્થાપવાની" (સામંતી વ્યવસ્થા)

હાકલ કરે છે. તેઓ પણ છઠ્ઠી વિભક્તિમાં વિરોધ[13] કરે છે—તેમનો વિરોધ અખત્યારની પુરાણી રીત સામે નહિ પરંતુ તેના અમલ સામે છે— "લાગણીશૂન્ય, રીઢી," વગેરે. ઓગણીસમી સદીના સાતમા દાયકામાં પિરોગોવ માની લીધેલું કે ચાબખાની સજા તો હોવી જ જોઈએ, પરંતુ તેણે ભારપૂર્વક જણાવેલું કે ચાબખા ફટકારવામાં લાગણીશૂન્યતા કે રીઢાપણું **ન** હોવું જોઈએ. વર્તમાન સામાજિક તત્ત્વો "વ્યવસ્થા સ્થાપે" તો પ્રગતિ-વાદીઓને કશો વાંધો નથી, પરંતુ તેઓ એ તત્ત્વોને સલાહ આપે છે કે તેમાં "વધારે હમદર્દી" બતાવવામાં આવે. આપણા દેશમાં પાંચ દાયકામાં કેવી પ્રગતિ થઈ ગઈ છે!

કાર્યરીતિની કેડેટોની ફોર્મ્યુલા:

> "શિક્ષણ પ્રધાનનો ખુલાસો સાંભળી લીધા પછી અને તારવણી કરીને કે ૧) તેમાં શૈક્ષણિક દૃષ્ટિકોણ અને પોલીસના ધોરણનો તદ્દન ગૂંચવાડો જોવા મળે છે; ૨) શાળા અને કુટુંબ વચ્ચે જેના આધારે મિત્રતાભર્યા સહકારના સંબંધો સ્થાયી શકાય એવા ધોરણસરના પાયાઓને ખુલાસામાં એકદમ નકારી કાઢવામાં આવ્યા છે; ૩) મંત્રાલયની નીતિ, વિદ્યાર્થીઓમાં ઊંડો અણગમો અને સમાજમાં વાજબી ખીજ પેદા કરીને, ખુદ એવા વાતાવરણના ઉગમને પ્રવેગ આપે છે કે જેમાં શાળાઓના તરુણ લોકો જલદી રાજકીય કામગીરીઓમાં સંડોવાઈ જાય, અને જે સંજોગોને પેદા થતા અટકાવવા જોઈએ તેને પોતે જ એવી રીતે પેદા કરે છે; ૪) વિદ્યાર્થીઓને રાજ્ય વિરુદ્ધ ગુનાઓના અપરાધીઓ ગણાવીને ઊગતી પેઢીના અત્યંત પ્રતિભાવાન માણસોની જિંદગીને પીંખી નાખે છે, તેની હરોળોમાંથી સંખ્યાબંધ શિકારો પકડી લે છે, અને રશિયાના ભાવિ માટે જોખમ બની રહે છે, દૂમા પ્રધાનના ખુલાસાને બિનસંતોષપ્રદ ગણે છે અને આગળનું કાર્ય હાથમાં લે છે."

અહીંયાં **પણ** રાજકારણમાં "જલદી" સંડોવાઈ જવાની બાબતને વખોડી કાઢવામાં આવી છે, પરંતુ ઘણા વધારે નરમ શબ્દોમાં અને વાગ્જાળ

વડે ઢંકાયેલા રૂપમાં. આ દૃષ્ટિકોણ લોકશાહીવાદ-વિરોધી છે. ઑક્ટોબરવાદીઓ અને કેડેટો એકસરખી રીતે પોલીસનાં પગલાંને માત્ર એટલા કારણસર વખોડી કાઢે છે કે તેને બદલે તેમને **નિરોધક પગલાં** જોઈએ છે. પદ્ધતિમાં સભાઓને વિખેરી નાખવાની નહિ પરંતુ અટકાવવાની જોગવાઈ હોવી જોઈએ. સાફ વાત છે કે એવો સુધારો તો પદ્ધતિની ખાલી સાજસજાવટ જ કરે, તેને પલટાવે નહિ. કેડેટો જણાવે છે કે "મંત્રાલયની નીતિ અંગે અમને અસંતોષ છે," અને તેમના કથનમાંથી બરાબર ઑક્ટોબર-વાદીઓના કથન જેવી જ તારવણી નીકળે છે કે ઘણું વધારે મૂળગામી કશું કર્યા વગર એ નીતિમાં પરિવર્તનની **મંછા રાખવાનું શક્ય છે.**

કેડેટો પોતાને ઑક્ટોબરવાદીઓ કરતાં ઘણા વધારે સખત શબ્દોમાં સરકારની વિરુદ્ધ જાહેર કરે છે, અને રાજકીય દૃષ્ટિએ અણઘડ તત્ત્વો, સખત શબ્દોને કારણે, કેડેટો તેમ જ ઑક્ટોબરવાદીઓ તરફથી **સવાલની** ઉદારમતવાદી, લોકશાહીવાદ-વિરોધી, **રજૂઆતની** પૂરેપૂરી એકરૂપતાને લક્ષમાં લેવાનું ચૂકી જાય છે.

દૂમાએ લોકોને ગંભીરતાથી રાજકારણ શીખવવું જોઈએ. કેડેટો પાસેથી રાજકારણ શીખનારા લોકો પોતાની રાજકીય જાગૃતિને વિકસાવતા નથી પરંતુ ભ્રષ્ટ બનાવી દે છે.

ઑક્ટોબરવાદીઓ, પ્રગતિવાદીઓ, અને કેડેટોએ રકઝક કરીને સહિયારી ફોર્મ્યુલાનો સોદો કરી લીધો, તેમાં આકસ્મિક કશું જ નથી. એ તો તેમની વચ્ચે મોટે ભાગે વૈચારિક તથા રાજકીય ઐક્યનું જ પરિણામ છે. ખુલાસાને બિનસંતોષપ્રદ ગણાવવા ખાતર શાળાઓમાં રાજકારણને સીધી રીતે વખોડી કાઢવા તૈયાર થઈ જનારા કેડેટોની નીતિથી વધારે તુચ્છ બીજું કશું ન હોઈ શકે. પરંતુ કેડેટો એમ કરવા તૈયાર થઈ ગયા કારણ કે "જલદી" સંડોવાઈ જવાની બાબતને તેઓ પોતે જ વખોડી કાઢે છે.

ત્રુદોવિક જૂથની[14] ફોર્મ્યુલા:

> "કારણ કે ૧) ૧૯૧૨ના ડિસેંબરની ૯મી તારીખે માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓ ઉપર પાશવી દમન વરસાવવામાં આવ્યું હતું, તે દરમિયાન માધ્યમિક શાળાઓના વિદ્યાર્થીઓની શૈક્ષણિક દેખરેખમાં છૂપી પોલીસની નામોશીભરી સામેલગીરી જોઈને સમાજને સખત આઘાત પહોંચ્યો હતો, શિક્ષણ પ્રધાન

મિસ્ટર કાસ્સોના ખુલાસામાં એ દમનને સાંગોપાંગ બહાલી આપવામાં આવી છે, અને પ્રધાને પ્રજામતની ઝેરીલી ઠેકડી ઉડાડી છે; ૨) છૂપી પોલીસ અને જાસૂસીની પદ્ધતિમાં સંબંધિત મંત્રાલયની, અને ખાસ કરીને શિક્ષણ પ્રધાન કાસ્સોની, સમગ્ર નીતિનું પરિણામ અંકિત છે, એ નીતિ તદ્દન સત્યાનાશમાં પરિણમે છે અને આગળ જતાં ઊગતી પેઢી માટે સખત આઘાતનું જોખમ પેદા કરે છે, એટલે દૂમા ભારપૂર્વક માગણી કરે છે કે ડિસેંબરની ૯મી તારીખે બરતરફ કરવામાં આવેલાં સૌને તત્કાળ પાછા દાખલ કરી લેવામાં આવે, શિક્ષણ પ્રધાન કાસ્સોના ખુલાસાને બિનસંતોષપ્રદ ગણીને તત્કાળ તેના રાજીનામાની માંગ ઉઠાવે છે, અને આગળનું કાર્ય હાથમાં લે છે."

ચોકસાઈથી જોતાં, આ ફોર્મ્યુલા સ્પષ્ટ રૂપમાં ઉદારમતવાદી છે. ઉદારમતવાદીથી **નિરાળા** લોકશાહીવાદીએ જે કહેવું જોઈતું હતું તે આમાં નથી. શૈક્ષણિક દેખરેખમાં છૂપી પોલીસની મદદ લેવાનું તો ઉદારમતવાદીને પણ નામોશીભર્યું લાગે, પરંતુ લોકશાહીવાદીએ કહેવું જોઈએ (અને લોકોને શીખવવું જોઈએ) કે **કોઈ જાતના** "નિરીક્ષકોને" રાજકીય વર્તુળો તથા વ્યાખ્યાનોની આયોજનામાં દખલ કરવાનો અધિકાર **નથી.** "સંબંધિત મંત્રાલયની સમગ્ર નીતિને" વખોડી કાઢવાનું કદમ તો ઉદારમતવાદી પણ ઉઠાવી શકે, પરંતુ રશિયામાં લોકશાહીવાદીએ સાફ જણાવી દેવું જોઈએ કે અમુક સામાન્ય સંજોગોને કારણે બીજા કોઈ મંત્રાલયને પણ વાસ્તવમાં એવી જ નીતિ અનુસરવી પડી હોત.

ત્રુદોવિક ફોર્મ્યુલામાંનો લોકશાહીવાદ **માત્ર** તેના સૂરમાં, તેને ઘડી કાઢનારાઓની લાગણીમાં, જોવા મળે છે. એ લાગણી રાજકીય નિશાની હોવાનો ઇનકાર કોઈ રીતે ન જ થઈ શકે. પરંતુ એવો આગ્રહ અજુગતો નહિ ગણાય કે કાર્યરીતિની ફોર્મ્યુલામાં ખાલી "હૈયે હૂંફ રેડતી" લાગણી નહિ પરંતુ સર્વાંગી પરીક્ષણ પામેલો વિચાર સામેલ હોવો જોઈએ.

કાર્યરીતિની સામાજિક-લોકશાહીવાદીઓની ફોર્મ્યુલા :

"શિક્ષણ પ્રધાનનો ખુલાસો સાંભળી લીધા પછી દૂમા તારવણી કરે છે કે તેમાં આવા નિર્દેશો છે: ૧) આત્મ-કેળવણી

મારફત માનસિક ક્ષિતિજોને વિસ્તારવાની, અને સાથીભાવી વિચારવિનિમય કરવાની, શાળાના તરુણ લોકોની સ્વાભાવિક તેમ જ ઉત્સાહ પ્રેરે એવી મંછાને અવરોધવાનો નિર્ધાર; ૨) ઉચ્ચતર, માધ્યમિક, તથા પ્રાથમિક શાળાઓમાં લાદવામાં આવી રહેલી અમલદારી ઔપચારિકતા, જાસૂસી, તથા પોલીસ તપાસની પદ્ધતિને, તરુણ લોકોને માનસિક તથા નૈતિક અપંગતામાં ધકેલી દેતી અને વિચારો તથા ચારિત્રની સ્વતંત્રતાની તમામ નિશાનીઓને નિર્દયતાથી ખતમ કરી નાખતી તેમ જ વિદ્યાર્થીઓમાં આત્મહત્યાઓનો રોગચાળો ફેલાવી દેતી પદ્ધતિને, વાજબી ઠરાવવાની કોશિશ; એટલે દૂમા ખુલાસાને બિનસંતોષપ્રદ ગણે છે. સાથે સાથે જ એવું મંતવ્ય વ્યક્ત કરીને કે ૧) સાર્વજનિક શિક્ષણની બાબતમાં પોલીસ દૃષ્ટિકોણનું વર્ચસ્વ, અને સમગ્ર રૂસી જીવનમાં છૂપી પોલીસનું વર્ચસ્વ તથા નાગરિકોની સંગઠિત અને સ્વતંત્ર પ્રવૃત્તિઓનાં તમામ રૂપોનું દમન તેમ જ નાગરિકોની અધિકારહીન દશા, એ બે વચ્ચે અતૂટ જોડાણ છે; અને ૨) રાજ્ય કારોબારની પદ્ધતિમાં તથા રાજકીય સંઘટનામાં મૂળગામી પરિવર્તન જ પોલીસ જંજીરોથી નાગરિકોને છુટકારો અપાવી શકે અને શાળાને પણ છુટકારો અપાવી શકે; દૂમા આગળનું કાર્ય હાથમાં લે છે".

આ ફોર્મ્યુલાને પણ ખામીરહિત ભાગ્યે જ ગણાવી શકાય. એવો ખ્યાલ આવ્યા વગર રહેતો નથી કે બાબત વધારે સરળ ભાષામાં તથા વધારે વિગતોમાં રજૂ થવી જોઈતી હતી, અને અફસોસ થયા વગર રહેતો નથી કે તેમાં રાજકારણની પ્રવૃત્તિ કાયદેસર હોવાની બાબત ઉપર ભાર નથી મૂકવામાં આવ્યો, વગેરે વગેરે.

પરંતુ **સઘળી ફોર્મ્યુલાઓની** અમારી ટીકા નિરૂપણની વિગતોની દિશામાં અંકિત નથી, એ તો ફોર્મ્યુલાઓ ઘડનારાઓના **મૂળભૂત રાજકીય વિચારોની** દિશામાં, એકમાત્ર એ જ દિશામાં, અંકિત છે. લોકશાહીવાદીએ મહત્ત્વની વાત કહેવી જોઈતી હતી, અર્થાત્ જણાવવું જોઈતું હતું કે રાજકીય વર્તુળો અને વ્યાખ્યાનો **સ્વાભાવિક** છે **અને તેમને આવકારવાં જોઈએ**. અસલ મુદ્દો એ છે. રાજકારણમાં સંડોવાઈ જવાની બાબતને,

પછી ભલે ખાલી "જલદી" સંડોવાઈ જવાની બાબતને, વખોડી કાઢવાના બધા દેકારામાં કેવળ દંભ તથા જ્ઞાન-વિરોધ છે. લોકશાહીવાદીએ સવાલને "સંબંધિત મંત્રાલય"થી ઊંચી રાજકીય પદ્ધતિની કક્ષાએ પહોંચાડી દેવો જોઈતો હતો. તેણે પહેલું "છૂપી પોલીસના વર્ચસ્વ" સાથેનું, અને બીજું આર્થિક ક્ષેત્રમાં સામંતી પ્રકારના મોટા જમીનદારોના વર્ચસ્વ સાથેનું, "અતૂટ જોડાણ" બતાવી આપવું જોઈતું હતું.

૧૯૧૩ના ફેબ્રુઆરીની ૬-૯ (૧૯-૨૨) તારીખે લિખિત

ગ્રંથ ૨૨
પૃષ્ઠ ૩૮૩—૩૮૮

## શિક્ષણ મંત્રાલયની નીતિનો સવાલ

## (સાર્વજનિક શિક્ષણ સંબંધી ચર્ચાની પુરવણી)

આપણું સાર્વજનિક (આ શબ્દના ઉપયોગની માફી માગી લઉં છું) "શિક્ષણ" મંત્રાલય તેના ખર્ચમાં ખાસ ઝડપી વધારાનાં બેસુમાર બણગાં ફૂંકે છે. ૧૯૧૩ના બજેટના સંબંધમાં વડા પ્રધાન તથા નાણાપ્રધાનની ખુલાસાની યાદીમાં આપણને ક્રાંતિ પછીનાં વર્ષો માટે સાર્વજનિક (કહેવાતા સાર્વજનિક) શિક્ષણ મંત્રાલયના અંદાજોનું તારણ જોવા મળે છે. એ અંદાજો ૧૯૦૭ના ૪૬૦૦૦૦૦૦ રૂબલથી વધીને ૧૯૧૩માં ૧૩૭૦૦૦૦૦૦ રૂબલ સુધી પહોંચી ગયા છે—છ વર્ષ જેટલા સમયમાં ત્રણ ગણા થઈ ગયા છે!

રશિયામાં પોલીસની "વ્યવસ્થાની" અથવા **અવ્યવસ્થાની** કામગીરીનાં ગુણગાન ગાનારા આપણા સરકારી વાણીશૂરાઓએ ભૂલવું નહોતું જોઈતું કે હાસ્યાસ્પદ નાનકડા આંકડાઓમાં થતા વધારા જ્યારે ટકાવારીમાં બતાવવામાં આવે ત્યારે એવા આંકડાઓ હંમેશાં **"જબ્બર"** વેગે વધી જતા હોય છે. કોઈ ભિખારી પાસે ફક્ત ત્રણ કોપેક હોય અને તમે તેને પાંચ કોપેક આપો એટલે તેની "મિલકતમાં" તરત **"જબ્બર"** વધારો થઈ જશે—૧૬૭ ટકાનો વધારો થઈ જશે!

મંત્રાલય માટે વધારે ઉચિત બાબત શું એ નહોતી કે લોકોનાં મનમાં **ધુમ્મસ ભરી દેવાની** તથા રશિયામાં સાર્વજનિક શિક્ષણની કંગાલ દશા **છુપાવવાની** મુરાદ ન રાખે અને **બીજી સામગ્રી** ટાંકે? વધારે ઉચિત બાબત શું એ નહોતી કે આજના પાંચ કોપેકને ગઈકાલના ત્રણ કોપેક જોડે ન સરખાવે પરંતુ આપણા હાથમાં જે કંઈ હોય તેને સભ્ય રાજ્યના સંબંધમાં જે **આવશ્યક** ગણાય તેની જોડે સરખાવે? જે કોઈ માણસ ખુદ પોતાને અથવા જનતાને છેતરવા ન માગતો હોય તેણે કબૂલ કરી લેવું જોઈએ કે

મંત્રાલય એવા આંકડાઓ રજૂ કરવા **ફરજથી બંધાયેલું** છે, અને **એવા** આંકડાઓ રજૂ નથી કરવામાં આવતા એટલે તે પોતાની ફરજ નથી બજાવતું. મંત્રાલય જનતાને તથા જનતાના પ્રતિનિધિઓને રાજ્યની જરૂરતો **સાફ સમજાવવાને** બદલે **છુપાવે છે** અને આંકડાઓની મૂર્ખાઈભરી સરકારી રમત રમે છે, કશો જ ખુલાસો ન કરતા જૂના આંકડાઓનો ખીચડો સામે ધરી દે છે.

સાર્વજનિક શિક્ષણ વ્યવસ્થાના પરીક્ષણ માટે જે સાધનસામગ્રી મંત્રાલયને મળી શકે તેના એક ટકા જેટલીયે મારી પાસે બેશક નથી. પરંતુ મેં કંઈ નહિ તો **થોડીક** મૂળ સામગ્રી મેળવવાનો પ્રયત્ન કર્યો છે, અને હું હિંમતથી કહું છું કે આપણા સરકારી સાર્વજનિક "ગેરશિક્ષણ" સંબંધી પરિસ્થિતિ ખરેખર **સાફ સમજાવે** એવા **નિર્વિવાદ** સત્તાવાર આંકડા ટાંકી શકું એમ છું.

હું ૧૯૧૦નો સત્તાવાર સરકારી 'રૂસી વર્ષગ્રંથ' લઉં છું. તેને આંતરિક મામલાઓના મંત્રાલયે પ્રગટ કર્યો છે (સેંટ પિટર્સબર્ગ, ૧૯૧૧).

૨૧૧મા પૃષ્ઠમાં મને વાંચવા મળે છે કે રૂસી સામ્રાજ્યમાં શાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓની **કુલ** સંખ્યા—પ્રાથમિક, માધ્યમિક, તથા ઉચ્ચતર શાળાઓ તેમ જ દરેક જાતની શૈક્ષણિક સંસ્થાઓને ભેગી મેળવી દેતાં—૧૯૦૪માં ૬૨૦૦૧૭૨ અને ૧૯૦૮માં ૭૦૯૫૩૫૧ હતી. વધારો સાફ દેખાય છે. **૧૯૦૫નું** વર્ષ, રશિયામાં લોકસમુદાયોની મહાન જાગૃતિનું વર્ષ, આઝાદી માટે સર્વહારા વર્ગની આગેવાની હેઠળ જનતાના મહાન સંઘર્ષનું વર્ષ, એવું વર્ષ હતું કે જેમાં આપણા સ્થગિત મંત્રાલયને પણ આગળ ખસવું **પડયું**.

પરંતુ એકદમ ઝડપી "વિભાગીય" પ્રગતિના સંજોગોમાં **પણ**, અમલદારશાહી જળવાઈ રહેવાને કારણે, સામંતી જમીનદારોની સર્વશક્તિમત્તાને કારણે, આપણે કેવી **કંગાલિયતમાં** ધકેલાઈ ગયા છીએ તે જરાક જુઓ.

એ જ 'રૂસી વર્ષગ્રંથ'માં એ જ જગ્યાએ જણાવવામાં આવ્યું છે કે ૧૯૦૮માં શાળાઓમાં ભણતા માણસોની સંખ્યા દર ૧૦૦૦ રહેવાસીઓ દીઠ ૪૬.૭ની હતી (૧૯૦૪માં સંખ્યા દર ૧૦૦૦ રહેવાસીઓ દીઠ ૪૪.૩ની હતી).

આંતરિક મામલાઓના મંત્રાલયના પ્રકાશનમાં જોવા મળતા, પરંતુ શિક્ષણ મંત્રાલયને દૂમામાં રજૂ કરવા યોગ્ય ન લાગેલા, આવા આંકડાઓમાંથી આપણને શું જાણવા મળે છે? એવા પ્રમાણનો અર્થ શો છે — એક હજારમાંથી **પચાસ કરતાંયે ઓછા માણસો નિશાળે જાય છે?**

આપણા સ્થગિત સાર્વજનિક ગેરશિક્ષણનું સમર્થન કરનારા સજ્જનો, આપણા રાજ્યમાં સામંતી જમીનદારોની સર્વશક્તિમત્તાને લીધે રશિયામાં **અકલ્પનીય** પછાત અને જંગલી દશાની વાત એ આંકડા આપણને કહી જાય છે. રશિયામાં શાળાની ઉંમરનાં નાનાંમોટાં બાળકોની સંખ્યા વસતિના વીસ ટકાથી વધારે છે, એટલે કે **પાંચમા ભાગથી** વધારે છે. મિસ્ટર કાસ્સો અને કોકોવત્સેવ **પણ** આ આંકડાઓ જરાય મુશ્કેલી વગર પોતાના વિભાગના કારકુનો પાસેથી મેળવી શક્યા હોત.

એટલે આપણી બાવીસ ટકા વસતિ શાળાની ઉંમરની છે પરંતુ માત્ર ૪.૭ ટકા, **પાંચમા ભાગથી જરાક વધારે**, શાળાઓમાં ભણવા જાય છે!! તેનો અર્થ એવો થયો કે રશિયામાં બાળ અને કિશોર વસતિમાંથી લગભગ એંશી ટકા જેટલા હિસ્સાને સાર્વજનિક શિક્ષણના લાભથી **વેગળો** રાખવામાં આવે છે!

આટલો જંગલી, અને જેમાં લોકસમુદાયોને આટલી હદે શિક્ષણ, જ્ઞાન, તથા પ્રકાશથી **વેગળા** રાખવામાં આવતા હોય એવો બીજો કોઈ દેશ યુરોપમાં બાકી નથી રહ્યો, એક રશિયા જ અપવાદ છે. લોકસમુદાયો, ખાસ કરીને કિસાન સમુદાયો, આવી જંગલી દશામાં સબડી રહ્યા છે તે આકસ્મિક નથી, જમીનદારોની ધૂંસરીના સંજોગોમાં **અનિવાર્ય** છે. જમીનદારોએ કરોડો અને કરોડો દેસ્યાતીના જમીન કબજે કરી લીધી છે, દૂમામાં તેમ જ રાજ્ય પરિષદમાં[16] રાજ્ય સત્તા કબજે કરી લીધી છે, અને રાજ્ય સત્તા ઉપરનો તેમનો કાબૂ પ્રમાણમાં **હલકી કક્ષાની** એ સંસ્થાઓ પૂરતો જ સીમિત નથી...

રશિયાની સામંતી રાજ્ય પદ્ધતિ ઊગતી પેઢીના એંશી ટકા હિસ્સાને નિરક્ષરતાની દશામાં સબડતો રાખે છે. સામંતી સત્તાધારીઓ તરફથી લોકોને મૂઢતામાં જકડી રાખવાના કરતૂતની પ્રમાણસર અસર દેશની નિરક્ષરતામાં જોવા મળે છે. એ જ સરકારી 'રૂસી વર્ષગ્રંથ'માં અંદાજ આપવામાં આવ્યો છે (પૃષ્ઠ ૮૮) કે રશિયાની માત્ર ૨૧ ટકા વસતિ અક્ષરજ્ઞાન ધરાવે છે, અને કુલ વસતિમાંથી શાળા **પૂર્વેની** ઉંમરનાં બાળકોને (એટલે કે નવ

વરસથી ઓછી ઉંમરનાં બાળકોને) બાદ કરવામાં આવે તોપણ પ્રમાણ માત્ર ૨૭ ટકા જેટલું જ રહેશે.

સભ્ય દેશોમાં નિરક્ષર માણસો બિલકુલ છે જ નહિ (સ્વીડન તથા ડેન્માર્ક), અથવા ખાલી એક કે બે ટકા જેટલા જ છે (સ્વિટ્ઝરલૅંડ તથા જર્મની). પછાત ઑસ્ટ્રિયા-હંગેરીમાં પણ ત્યાંની સ્લાવ વસતિને, સામંતી રશિયા કરતાં, **અતુલ્ય પ્રમાણમાં** અધિક સભ્ય સંજોગો પૂરા પાડવામાં આવ્યા છે. નિરક્ષર માણસોનું પ્રમાણ ઑસ્ટ્રિયામાં ૩૯ ટકાનું અને હંગેરીમાં ૫૦ ટકાનું છે. આપણા અંધરાષ્ટ્રવાદીઓ, મવાળપંથીઓ, રાષ્ટ્રવાદીઓ, તથા ઑક્ટોબરવાદીઓએ વિચાર કરવાની વાત પોતે ભૂલી જવાનું, અને લોકોને પણ એમ જ ભૂલી જતાં શીખવી દેવાનું, હાલના "રાજ્યનું" લક્ષ્ય ન અપનાવી લીધું હોય તો આ આંકડાઓ વિશે **વિચાર કરવાનું** તેમને માટે ઠીક ગણાશે. પરંતુ તેઓ ભૂલી ગયા હોય તોયે રશિયાના લોકો વિચાર કરતાં વધારે ને વધારે પ્રમાણમાં **શીખી રહ્યા છે**, અને વધુમાં એવો વિચાર કરતાં શીખી રહ્યા છે કે કયો વર્ગ રાજ્યમાં પોતાના વર્ચસ્વ મારફત રૂસી કિસાનોને ભૌતિક તથા બૌદ્ધિક કંગાલિયતમાં જકડી રાખે છે.

અક્ષરજ્ઞાન ધરાવતા માણસોની સંખ્યાની બાબતમાં અમેરિકા અગ્રગામી દેશોમાં સામેલ **નથી**. ત્યાં નિરક્ષર માણસોનું પ્રમાણ અગિયાર ટકાનું છે, અને ત્યાંના હબસી લોકોમાં તો પ્રમાણ ૪૪ ટકા જેટલું ઊંચું છે. પરંતુ "સાર્વજનિક શિક્ષણના" સંબંધમાં અમેરિકી હબસીઓને મળતી સગવડો, રૂસી કિસાનપ્રજાની સરખામણીએ, **બમણીથીયે વધારે** છે. અમેરિકી પ્રજાસત્તાકના કલંક સમો જુલમ અમેરિકી હબસીઓને ભલે ગમે એટલો વેઠવો પડતો હોય તોપણ તેમની હાલત રૂસી કિસાનોથી બહેતર છે — અને બહેતર એ કારણે છે કે બરાબર અરધી સદી પહેલાં લોકોએ અમેરિકી ગુલામ-માલિકોને સખત હરાવી દીધા હતા, એ સાપને કચડી નાખ્યો હતો, અને અમેરિકામાં ગુલામીનો તથા ગુલામ-માલિકીની રાજ્ય પદ્ધતિનો, તેમ જ ગુલામ-માલિકોના રાજકીય વિશેષાધિકારોનો, તદ્દન ખાતમો કરી નાખ્યો હતો.

સજ્જનો કાસ્સોઓ, કોકોવત્સેવો, તથા માકલાકોવો રશિયાની જનતાને અમેરિકી દાખલાનું અનુકરણ કરતાં શીખવી દેશે.

૧૯૦૮માં અમેરિકામાં **૧૭૦૦૦૦૦૦** માણસો શાળાઓમાં ભણતા હતા, એટલે કે **દર ૧૦૦૦ રહેવાસીઓ દીઠ ૧૯૨** — રશિયાની સરખામણીએ

ચાર ગણાથી વધારે. તેંતાળીસ વરસ પહેલાં, ૧૮૭૦માં, અમેરિકાએ ગુલામીના કટ્ટર હિમાયતીઓને દેશમાંથી સાફ કરી નાખ્યા પછી મુક્ત જીવનરીતિનું ઘડતર હજી તો શરૂ જ કર્યું હતું ત્યારે—તેંતાળીસ વરસ પહેલાં અમેરિકામાં શાળાઓમાં ભણતા માણસોની સંખ્યા ૬૮૭૧૫૨૨ હતી, એટલે કે રશિયાની ૧૯૦૪ની સંખ્યાથી વધારે અને લગભગ ૧૯૦૮ની સંખ્યા જેટલી હતી. પરંતુ છેક ૧૮૭૦માં પણ દર ૧૦૦૦ રહેવાસીઓ દીઠ ૧૭૮ (એકસો ને ઈઠ્ઠોતેર) માણસો, આજના રશિયાની સરખામણીએ ચાર ગણાથી જરાક ઓછા, શાળાઓમાં ભણતા હતા.

એટલે, સજ્જનો, અમેરિકીઓએ અરધી સદી પહેલાં હાંસલ કરી લીધેલી આઝાદી રશિયાએ હજી જનતાના અવિરત ક્રાંતિકારી સંઘર્ષ મારફત હાંસલ કરવાની બાકી છે, તેની વધુ સાબિતી તમારી સામે મોજૂદ છે.

રશિયાના સાર્વજનિક ગેરશિક્ષણ મંત્રાલય માટે ૧૯૧૩નો અંદાજ ૧૩૬૭૦૦૦૦૦ રૂબલનો આંકવામાં આવ્યો છે. એટલે પૂરી વસતિને (૧૯૧૩માં ૧૭૦૦૦૦૦૦૦) ધ્યાનમાં લેતાં માથા દીઠ હિસ્સો માત્ર ૮૦ કોપેક જેટલો થાય છે. નાણાપ્રધાને બજેટ સંબંધી ખુલાસામાં પૃષ્ઠ ૧૦૯ પર આપેલ "શિક્ષણના સંબંધમાં રાજ્ય તરફથી કુલ ખર્ચ", અર્થાત્ ૨૦૪૯૦૦૦૦૦ રૂબલ, માની લઈએ તોપણ માથા દીઠ હિસ્સો માત્ર ૧ રૂબલ ૨૦ કોપેક જેટલો થાય છે. બેલ્જિયમ, બ્રિટન, અને જર્મનીમાં શિક્ષણના સંબંધમાં કરવામાં આવતું માથા દીઠ ખર્ચ બેથી ત્રણ રૂબલનું અને ત્રણ રૂબલ પચાસ કોપેક જેટલુંયે હોય છે. ૧૯૧૦માં અમેરિકામાં સાર્વજનિક શિક્ષણના સંબંધમાં ૪૨૬૦૦૦૦૦૦ ડૉલરનું, એટલે કે ૮૫૨૦૦૦૦૦૦ રૂબલનું અથવા માથા દીઠ ૯ રૂબલ ૨૪ કોપેકનું, ખર્ચ કરવામાં આવ્યું હતું. તેંતાળીસ વરસ પહેલાં, ૧૮૭૦માં, અમેરિકી પ્રજાસત્તાક શિક્ષણના સંબંધમાં વાર્ષિક ૧૨૬૦૦૦૦૦૦ રૂબલનું, એટલે કે માથા દીઠ ૩ રૂબલ ૩૦ કોપેકનું, ખર્ચ કરતું હતું.

સરકારી અમલદારોની સત્તાવાર કલમો અને અમલદારો પોતે વાંધો ઉઠાવશે અને આપણને જણાવશે કે રશિયા ગરીબ છે, તેની પાસે ધનદોલત નથી. વાત સાચી છે, રશિયા ગરીબ છે એટલું જ નહિ પરંતુ સાર્વજનિક શિક્ષણનો સવાલ આવે ત્યારે ભિખારી છે. તેનો છેદ ઉડાડી દેવા માટે રશિયા જમીનદારોની હકૂમતના સામંતી રાજ્યના ખર્ચનો, અથવા પોલીસ તથા લશ્કરના ખર્ચનો, "ઊંચાં" સરકારી પદોએ પહોંચી ગયેલા જમીનદારો

માટે ભાડાં તથા દસ દસ હજાર રૂબલના પગારોના ખર્ચનો, અને ગઈકાલે કોરિયામાં કે યાલુ નદીને કિનારે તો આજે મોંગોલિયામાં કે તુર્કી આર્મેનિયામાં જોખમી શૂરાતન તથા લૂંટફાટનાં કરતૂતોના ખર્ચનો સવાલ આવે ત્યારે બહુ "દોલતમંદ" બની જાય છે. સામંતી જમીનદારોની ધૂંસરીને ફગાવી દેવા જેટલી કેળવણી જનતા આપમેળે હાંસલ નહિ કરી લે **ત્યાં સુધી** રશિયા સાર્વજનિક શિક્ષણના ખર્ચની બાબતમાં **કાયમ** ગરીબ અને ભીખમંગું જ રહેવાનું.

શાળાશિક્ષકોના પગારોની વાત આવે ત્યારે રશિયા ગરીબ છે. તેમને માંડ પેટ ભરાય એવું કંગાલ વેતન આપવામાં આવે છે. શાળાશિક્ષકોને ઈન્સાનોના વસવાટ માટે જરાય લાયક ન ગણાય એવાં ગરમાવા વગરનાં, ઝૂંપડાંમાં ભૂખમરાની જિંદગી ગુજારવી પડે છે અને ટાઢમાં ઠરવું પડે છે. કિસાનો શિયાળામાં ઢોરઢાંખરને પોતાનાં ઝૂંપડાંમાં રાખતા હોય છે, અને શાળાશિક્ષકોને એવાં ઢોર ભેગા રહેવું પડે છે. શાળાશિક્ષકોને ઊંચી પાયરીના અમલદારો તરફથી વેઠવી પડતી વગોવણી તથા કનડગતની વાત તો રહેવા દઈએ, તેમને દરેક પોલીસ સાર્જન્ટ, ગામમાં યમદૂત ટોળકીનો[17] દરેક ચેલો, તેમ જ આપમરજીએ જાસૂસો બની બેઠેલા તથા છૂપી પોલીસના માણસો લગાતાર પજવતા રહે છે. રશિયા સાર્વજનિક શિક્ષણના ક્ષેત્રમાં કામ કરનારા ઈમાનદાર માણસોને સરખો પગાર આપવાની બાબતમાં ગરીબ છે, પરંતુ બેઠાખાઉ અમીરઉમરાવોને જાહોજલાલી પૂરી પાડવામાં, લશ્કરી આંધળિયાંમાં, તેમ જ ખાંડની મિલોના માલિકો, તેલસમ્રાટો, વગેરેને લહાણી કરવામાં લાખોકરોડો રૂબલ વેડફી નાખવા પૂરતા પ્રમાણમાં દોલતમંદ છે.

સજજનો, હું બીજો એક આંકડો, અમેરિકી જીવનમાંથી લીધેલો છેલ્લો આંકડો, રજૂ કરું છું. તે રૂસી જમીનદારોના તથા **તેમની** સરકારના જુલમમાં સબડતી પ્રજાઓને બતાવી આપશે કે ક્રાંતિકારી યુદ્ધ મારફત આઝાદી હાંસલ કરી શકેલા લોકો કેવું જીવન જીવે છે. ૧૮૭૦માં અમેરિકામાં ૨૦૦૫૧૫ શાળાશિક્ષકો હતા અને તેમનો કુલ પગાર ૩૭૮૦૦૦૦૦ ડૉલર હતો, એટલે કે એક શિક્ષકનો એક વરસનો પગાર સરેરાશ ૧૮૯ ડૉલર અથવા ૩૭૭ **રૂબલ** હતો. **ચાળીસ વરસ** પહેલાં એવી પરિસ્થિતિ હતી! આજે અમેરિકામાં ૫૨૩૨૧૦ શાળાશિક્ષકો છે અને તેમનો કુલ પગાર ૨૫૩૯૦૦૦૦૦ ડૉલર છે, એટલે કે એક શિક્ષકનો એક વરસનો પગાર ૪૮૩ ડૉલર અથવા ૯૬૬ **રૂબલ** છે. અને રશિયાની સમગ્ર રાજ્ય પદ્ધતિને,

ટોચથી લઈને તળિયા સુધી, અમેરિકી પદ્ધતિ જેટલી લોકશાહીવાદી રીતો મુજબ નવેસરથી સંઘટિત કરવામાં આવે તો... તો રશિયામાં અજ્ઞાન, અંધકાર, અને જુલમના ઘેરાવામાંથી બહાર નીકળવામાં લોકોને મદદ કરી રહેલા શાળાશિક્ષકોની સેનાને, એથી જરાય ઓછો સંતોષપ્રદ ન ગણાય એટલો પગાર આજની ઘડીથી ખાતરીબંધ રીતે આપવાનું, દેશની ઉત્પાદક શક્તિઓની વર્તમાન કક્ષાએ પણ, બરાબર શક્ય બની રહેશે.

કાં તો સામંતી જમીનદારોની પૂરી સત્તામાંથી, ત્રીજી જૂનના[18] કાનૂન મુજબ શાંતિ અને વ્યવસ્થા કે ગેરવ્યવસ્થામાંથી, પરિણમતી ગરીબી અને જંગલી દશા, અથવા આઝાદી હાંસલ કરવાની **શક્તિ અને નિર્ધારમાંથી** ઉદય પામતી આઝાદી અને સભ્યતા— સાર્વજનિક શિક્ષણ મંત્રાલયે રજૂ કરેલા અંદાજો રૂસી નાગરિકોને એવો **બોધપાઠ** શીખવે છે.

અત્યાર સુધી મેં બાબતના નિર્ભેળ ભૌતિક, અથવા ખાલી નાણાકીય, અંગની છણાવટ કરી છે. રશિયામાં શિક્ષકોની અને તેઓ જેમને ભણાવે છે તેમની સાંસ્કૃતિક ગુલામી, હીણપત, તેમ જ અધિકારોના દમન તથા અભાવનું ચિત્ર એથી અતુલ્ય પ્રમાણમાં અધિક ગમગીન અથવા, ખરું કહીએ તો, વધારે ધૃણાજનક છે. આ ક્ષેત્રમાં સાર્વજનિક શિક્ષણ મંત્રાલયની સમગ્ર પ્રવૃત્તિમાં નાગરિકોના અધિકારોની ઉઘાડી ઠેકડી છે, જનતાની ઠેકડી છે. સામાન્ય રૂપે લોકોના અને ખાસ કરીને કામદારોના શિક્ષણની બાબતમાં પોલીસનો જાપતો, પોલીસનો જુલમ, અને પોલીસની **દખલબાજી**, લોકો જ્ઞાન મેળવવા માટે પોતે જે કંઈ કરતા હોય તેને **ખતમ કરી નાખવાનાં** પોલીસ કરતૂતો—મંત્રાલયની **સમગ્ર** પ્રવૃત્તિનો અર્થ એવો છે, અને મવાળપંથીઓથી લઈને ઑક્ટોબરવાદીઓ સમેત જમીનદાર ઉમરાવો એ મંત્રાલયના અંદાજોને બહાલી આપશે.

ચોથી દૂમાના સજ્જનો, મારા શબ્દોની સચ્ચાઈ **સાબિત કરવા** હું એવો સાક્ષી રજૂ કરું છું કે જેની સામે તમે, જમીનદારો, **પણ** વાંધો ન ઉઠાવી શકો. મારો સાક્ષી છે ઑક્ટોબરવાદી મિસ્ટર **ક્લ્યૂઝેવ**, ત્રીજી અને ચોથી દૂમાનો સભ્ય, સામારામાં બીજી અને ત્રીજી મહિલા શાળાઓની નિરીક્ષણ સમિતિનો સભ્ય, સામારા નગર પરિષદની શાળા સમિતિનો સભ્ય, સામારા પ્રાંત ઝેમ્સ્ત્વોના હિસાબ પંચનો સભ્ય, સાર્વજનિક શાળાઓનો માજી નિરીક્ષક. મેં આ ઑક્ટોબરવાદીના હોદ્દાઓ તથા પદવીઓની યાદી (ત્રીજી દૂમાના સત્તાવાર સંદર્ભ ગ્રંથમાંથી) તમને **સાબિત કરી** બતાવવા

માટે આપી છે કે **ખુદ** સરકારે, આપણા જમીનદારોના ઝેમ્સ્ત્વોમાં જમીનદારોએ **પોતે**, મિસ્ટર ક્લ્યૂઝેવને આપણા સાર્વજનિક મૂઢતા-પ્રસાર મંત્રાલયના "કાર્યમાં" (જાસૂસો અને ખાટકીઓના "કાર્યમાં") અત્યંત મહત્ત્વનાં પદો આપેલાં છે.

પોતાની આખી કારકિર્દી કાયદાનું પાલન કરનારા ધર્મનિષ્ઠ સરકારી નોકર તરીકે કોઈએ ઘડી હોય તો બેશક મિસ્ટર ક્લ્યૂઝેવે ઘડી છે. અને જિલ્લામાં વફાદારીથી સેવા બજાવીને ઉમરાવો તથા જમીનદારોનો વિશ્વાસ કોઈએ હાંસલ કર્યો હોય તો બેશક મિસ્ટર ક્લ્યૂઝેવે કર્યો છે.

હવે આપણે આ બધી રીતે એકદમ વિશ્વાસપાત્ર (સામંતી દૃષ્ટિએ) સાક્ષીના ભાષણના કેટલાક ફકરા જોઈએ. તેણે આ પ્રવચન **ત્રીજી** દૂમામાં સાર્વજનિક શિક્ષણ મંત્રાલય તરફથી રજૂ થયેલા અંદાજના સંબંધમાં કર્યું હતું.

મિસ્ટર ક્લ્યૂઝેવે ત્રીજી દૂમામાં જણાવ્યું કે ગામોની બે વર્ષની કેટલીક શાળાઓને ચાર વર્ષની શાળાઓમાં ફેરવી નાખવા અંગે અરજી કરવાની મિસ્ટર ક્લ્યૂઝેવની દરખાસ્ત સામારા ઝેમ્સ્ત્વોમાં **સર્વાનુમતે** અપનાવી લેવામાં આવેલી. કાયદાનું પાલન કરનારા અને ધર્મનિષ્ઠ મિસ્ટર ક્લ્યૂઝેવના કથન મુજબ, પ્રાદેશિક નિરીક્ષકે દરખાસ્તને **નકારી કાઢી**. કારણ? સત્તાવાર ખુલાસો આવો હતો: **"શાળાની ઉંમરનાં બાળકોની નજીવી સંખ્યાને લક્ષમાં લઈને."**

એટલે મિસ્ટર ક્લ્યૂઝેવે નીચે મુજબની સરખામણી કરી: **આપણે** (તે જમીનદારોના જુલમમાં સબડતા રશિયાની વાત કરે છે) સામારાનાં ગામોના ૬૦૦૦ રહેવાસીઓ માટે ચાર વર્ષની શાળા **એક પણ નથી** ધરાવતા. ૨૮૦૦ રહેવાસીઓના કસબા સેર્દોબોલમાં (ફિનલૅંડ) **ચાર** માધ્યમિક (અને માધ્યમિકથી ઊંચી કક્ષાની) શાળાઓ છે.

આ સરખામણી ત્રીજી દૂમામાં ઑક્ટોબરવાદીએ, અત્યંત પ્રતિષ્ઠિત પેરેદોનોવે*... ભૂલની માફી માગી લઉં છું, અત્યંત પ્રતિષ્ઠિત મિસ્ટર ક્લ્યૂઝેવે કરી હતી. સજ્જનો દૂમાના સભ્યો, ભલે જનતાના નહિ પણ ખાલી જમીનદારોના પ્રતિનિધિઓ, એ સરખામણી વિશે વિચાર કરો. શાળાઓ ખોલવાની અરજી કોણે કરેલી? ઉદ્દામોએ કરી હોય? ખેડૂતોએ?

---

* પેરેદોનોવ — સોલોગુબની નવલકથા 'પામર અડપલાખોર'માં શિક્ષક-જાસૂસ અને અણઘડ રોંચાનો પ્રકાર અંકિત કરતું પાત્ર.

કામદારોએ? ખુદા ખેર કરે!! અરજી તો સામારાના ઝેમ્સ્ત્વોએ, એટલે કે સામારાના **જમીનદારોએ**— જેમાં યમદૂત ટોળકીના એકદમ જોશીલા ચેલાઓ સામેલ હતા— **સર્વાનુમતે** કરી હતી. અને સરકારે પોતાના નિરીક્ષક મારફત એવું બહાનું કાઢીને અરજી નકારી કાઢી કે શાળાની ઉંમરનાં બાળકોની સંખ્યા "**નજીવી**" છે!! મારું એવું કથન બધી રીતે સાચું નહોતું કે રશિયામાં સરકાર સાર્વજનિક શિક્ષણને **અવરોધે છે**, રશિયામાં સરકાર જ સાર્વજનિક શિક્ષણના સૌથી મોટા દુશ્મનના સ્થાને છે?

આપણને ફિનલૅંડમાં જે સંસ્કૃતિ, સભ્યતા, આઝાદી, અક્ષરજ્ઞાન, શિક્ષિત સ્ત્રીઓ, વગેરે જોવા મળે છે તેનું **એકમાત્ર** કારણ એ છે કે રૂસી સરકાર જેવું કોઈ "સામાજિક અનિષ્ટ" ફિનલૅંડમાં **નથી**. હવે તમે એ અનિષ્ટ ફિનલૅંડને માથે લાદી દેવા અને તેને પણ ગુલામ દેશ બનાવી દેવા માગો છો. સજ્જનો, એમાં તમે કામયાબ નહિ થાઓ!! ફિનલૅંડને રાજકીય ગુલામીમાં જકડી લેવાના પ્રયાસો કરીને તો તમે રાજકીય ગુલામી સામે રશિયાની પ્રજાઓની જાગૃતિને પ્રવેગ જ આપશો!

ઑક્ટોબરવાદી સાક્ષી મિસ્ટર ક્લ્યૂઝેવનો બીજો એક ફકરો હું ટાંકીશ. મિસ્ટર ક્લ્યૂઝેવે પોતાના ભાષણમાં આવો સવાલ કર્યો છે: "શિક્ષકોની ભરતી કેવી રીતે કરવામાં આવે છે?" અને તેનો જવાબ પોતે જ નીચે મુજબ આપ્યો છે:

> "સામારામાં જાણીતા પોપોવ નામે એક માણસે પોતાના વસિયતનામામાં મહિલા અધ્યાપન વિદ્યાલય સ્થાપવા માટે જરૂરી રકમની જોગવાઈ કરી હતી." તમને ખ્યાલ આવે છે કે સંચાલન માટે કોની નિમણૂક કરવામાં આવેલી? મરહૂમ પોપોવની વસિયતના વહીવટદારે આ મુજબ લખાણ કરેલું છે: "**સંત્રીદળના જનરલની વિધવાને** વિદ્યાલયની અધ્યક્ષા તરીકે નીમવામાં આવી હતી, અને બાઈએ પોતે જ કબૂલ કરેલું કે મહિલા અધ્યાપન વિદ્યાલય નામની શૈક્ષણિક સંસ્થાના અસ્તિત્વની વાત તેને જિંદગીમાં પહેલી જ વાર એ વખતે સાંભળવા મળેલી!!"

ધારી લેતા નહિ કે આ ઉતારો મેં દેમ્યાન બેદ્‌નીના બોધકથા સંગ્રહમાંથી, જેને કારણે 'પ્રોસ્વેશ્ચેનિયે'[19] સામયિકને દંડ કરવામાં આવેલો

અને તેના તંત્રીને કેદખાનામાં પૂરી દેવામાં આવેલો એવી જાતની બોધકથામાંથી, ટાંક્યો હશે. આ હકીકત તો ઑક્ટોબરવાદી ક્લ્યૂઝેવના ભાષણમાંથી લેવામાં આવી છે, અને તે (ઈશ્વરથી ડરતા તેમ જ પોલીસથી ડરતા માણસ તરીકે) આ હકીકત વિશે **વિચાર કરતાંયે** બીએ છે. આ હકીકત ફરી વાર એકદમ નિર્વિવાદ રીતે બતાવી આપે છે કે રશિયામાં જનતાના શિક્ષણની સામે રૂસી સરકાર કરતાં વધારે ઝેરીલી, વધારે કટ્ટર, દુશ્મનાવટ કરનાર બીજું કોઈ નથી. વસિયતનામામાં સાર્વજનિક શિક્ષણ માટે નાણાંની જોગવાઈ કરનારા સજ્જનોએ સમજી લેવું જોઈએ કે પોતે પૈસા ફેંકી રહ્યા છે, ફેંકવાથીયે બદતર કામ કરી રહ્યા છે. તેમની મંછા જનતાના શિક્ષણ માટે નાણાં મૂકી જવાની હોય છે, પરંતુ **વાસ્તવમાં** એમ બને છે કે તેઓ પૈસા **સંત્રીદળના જનરલો** તથા તેમની **વિધવાઓને** આપી દેતા હોય છે. એવા સખાવતી સજ્જનોએ સમજી લેવું જોઈએ કે પૈસા ફેંકવા ન હોય તો સામાજિક-લોકશાહીવાદીઓને હસ્તક મૂકી જવા જોઈએ, કારણ કે માત્ર **તેઓ** જ એ પૈસાનો ઉપયોગ "સંત્રીદળના જનરલોથી" — અને બીકણ તેમ જ કાયદાનું પાલન કરનારા ક્લ્યૂઝેવોથી — સાચેસાચ સ્વતંત્ર **ખરું** શિક્ષણ જનતાને આપવા માટે કરી શકે એમ છે.

એ જ મિસ્ટર ક્લ્યૂઝેવના ભાષણમાંથી હજી વધુ એક ફકરો જુઓ:

> "ઉચ્ચતર શૈક્ષણિક સંસ્થાઓને વિદ્યાલયના વિદ્યાર્થીઓની મોકળી પહોંચમાં આણવાની આપણી, ત્રીજી દૂમાના સભ્યોની, મંછા વ્યર્થ જ હતી. મંત્રાલયને આપણાં સૂચનો માની લેવાનું શક્ય ન લાગ્યું". સાર્વજનિક શિક્ષણ મંત્રાલયનો ઑક્ટોબરવાદી અમલદાર બળાપો કાઢે છે: "પ્રાસંગિક ઉલ્લેખ કરીએ કે સરકાર કેવળ વિદ્યાલયના વિદ્યાર્થીઓના સંબંધમાં જ નહિ પરંતુ સામાન્ય રૂપે કિસાનો તેમ જ શહેરોનાં મધ્યમ સામાજિક સ્તરોનાં બાળકોની બાબતમાં પણ ઉચ્ચતર શિક્ષણનો માર્ગ અવરોધે છે. આ કંઈ ખાલી રૂપકડું વાક્ય નથી પરંતુ સત્ય છે. ૧૧૯૦૦૦ શાળાવિદ્યાર્થીઓમાંથી ફક્ત ૧૮૦૦૦ કિસાનો છે. સાર્વજનિક શિક્ષણ મંત્રાલય તરફથી સંચાલિત બધી સંસ્થાઓમાં અભ્યાસ કરતા કુલ માણસોમાં કિસાનોનું પ્રમાણ માત્ર ૧૫ ટકાનું છે. ધર્મશાસ્ત્ર વિદ્યાલયોના ૨૦૫૦૦ વિદ્યાર્થીઓમાંથી ફક્ત ૧૩૦૦

કિસાનો છે. લશ્કરી તાલીમની તથા બીજી એવી સંસ્થાઓમાં તો કિસાનોને બિલકુલ દાખલ નથી કરવામાં આવતા." (અહીંયાં નોંધ લઈએ કે ક્લ્યૂઝેવના ભાષણના આ ફકરા 'નેવ્સ્કાયા ઝવેઝ્દા'માં[20] દોબ્રોસેર્દોવના લેખમાં ટાંકવામાં આવ્યા હતા—૧૯૧૨નો અંક ૯, ૨૨ મે, ૧૯૧૨.)

ત્રીજી દૂમામાં મિસ્ટર ક્લ્યૂઝેવે એવું ભાષણ કરેલું. ચોથી દૂમામાં હાકેમી કરનારાઓ એ સાક્ષીની જુબાનીનું ખંડન નહિ કરી શકે. સામાન્ય રૂપે રશિયાની વર્તમાન પરિસ્થિતિના અને ખાસ કરીને સાર્વજનિક શિક્ષણ સંબંધી પરિસ્થિતિના **ક્રાંતિકારી** મૂલ્યાંકનને એ સાક્ષીએ પોતાની મરજી **વિરુદ્ધ** અને ઈરાદો **ન હોવા છતાં** પૂરેપૂરી પુષ્ટિ આપી છે. અને જાણીતા સરકારી અમલદાર તથા ઑક્ટોબરવાદીઓની શાસક પાર્ટીના સભ્યના શબ્દોમાં કિસાનોના તથા શહેરી મધ્યમ સ્તરના શિક્ષણનો **માર્ગ અવરોધતી** સરકાર ખરેખર શાને લાયક ગણાય?

સજ્જનો, કલ્પના કરો કે એવી સરકાર શહેરી મધ્યમ સ્તર તથા કિસાનોની દૃષ્ટિએ શાને લાયક ગણાય!

અને ભૂલશો નહિ કે રશિયાની વસતિમાં કિસાનો તથા શહેરી મધ્યમ સ્તરનું પ્રમાણ ૮૮ ટકાનું છે, એટલે કે **દસમાંથી નવ ભાગ** કરતાં જરાક ઓછું છે. ઉમરાવોનું પ્રમાણ માત્ર **દોઢ ટકાનું** છે. એટલે સરકાર દસમાંથી નવ ભાગના લોકો પાસેથી શાળાઓ તથા જાતજાતની શૈક્ષણિક સંસ્થાઓ માટે પૈસા તફડાવી લે છે અને **તેનો ઉપયોગ** ઉમરાવોને શિક્ષણ આપવા માટે કરે છે, કિસાનો તથા શહેરી મધ્યમ સ્તરનો **માર્ગ અવરોધે** છે!! શું એકદમ સાફ નથી કે ઉમરાવોની આ સરકાર શાને લાયક છે? **સોમાંથી એક ભાગની** વસતિના વિશેષાધિકારો જાળવી રાખવા માટે દસમાંથી નવ ભાગની વસતિ ઉપર જુલમ વરસાવતી આ સરકાર—શાને લાયક છે?

અને હવે, અંતમાં, મારા સાક્ષીના—સાર્વજનિક શિક્ષણ મંત્રાલયના ઑક્ટોબરવાદી અમલદાર તથા ત્રીજી (અને ચોથી) દૂમાના સભ્ય મિસ્ટર ક્લ્યૂઝેવના—ભાષણમાંથી છેલ્લો ઉતારો ટાંકું છું:

મિસ્ટર ક્લ્યૂઝેવે જણાવ્યું કે "૧૯૦૬થી ૧૯૧૦ સુધીનાં પાંચ વર્ષોમાં કઝાન વિસ્તારમાં નીચે મુજબ માણસોને તેમનાં

પદો પરથી બરતરફ કરવામાં આવ્યા છે: માધ્યમિક તથા પ્રાથમિક શાળાઓના ૨૧ હેડમાસ્તરો, સાર્વજનિક શાળાઓના ૩૨ નિરીક્ષકો, અને **૧૦૫૪** શહેરી શાળાશિક્ષકો. એવા જ પ્રકારોના ૮૭૦ માણસોની બદલી કરવામાં આવી છે." મિસ્ટર ક્લ્યૂઝેવે બળાપો કાઢ્યો: "વિચાર કરો કે આપણા શાળાશિક્ષકને નિરાંતની નીંદર કેવી રીતે આવે? બિચારો આસ્રાખાનમાં રાતે પથારીમાં પડે ત્યારે તેને જરાય ખાતરી ન હોય કે બીજે દિવસે વ્યાતકા[21] નહિ પહોંચી ગયો હોય. શિકારના સસલાની જેમ દોડાવવામાં આવતા શિક્ષકની મનોદશા સમજવાની કોશિશ કરો!"

આ બળાપો કોઈ "ઉદ્દામ" શાળાશિક્ષકનો નહિ પરંતુ ઑક્ટોબર-વાદીનો છે. આ આંકડા ખંતીલા સરકારી નોકરે ટાંકેલા છે. મવાળપંથી સજ્જનો, રાષ્ટ્રવાદીઓ તથા ઑક્ટોબરવાદીઓ, આ તો **તમારો** સાક્ષી છે!! "તમારા" એ સાક્ષીને કબૂલ કરવું પડ્યું છે કે શિક્ષકોની બાબતમાં સરકારનું વલણ એકદમ હલકટ, એકદમ નિર્લજ્જ, અને એકદમ ધૃણાજનક આપખુદીનું છે! ચોથી દૂમામાં અને રાજ્ય પરિષદમાં હાકેમી કરનારા સજ્જનો, **તમારા** આ સાક્ષીને હકીકત કબૂલ કરી લેવી પડી છે કે રશિયામાં શિક્ષકોને રૂસી સરકાર સસલાંની જેમ "**દોડાવે**" છે!!

એ હકીકત રૂસી જીવનની એવી હજારો ને હજારો હકીકતોમાંની એક છે, અને તેના આધારે અમે રૂસી પ્રજાને તથા રશિયાની બીજી બધી પ્રજાઓને આવો સવાલ કરીએ છીએ: ઉમરાવોના વિશેષાધિકારોની રખેવાળી કરવા અને જનતાના શિક્ષકોને "સસલાંની જેમ" "**દોડાવવા**", આપણને સરકારની જરૂર છે ખરી? શું આ સરકાર જનતા તરફથી **હકાલપટ્ટીને** લાયક નથી?

હા, રૂસી જનતાના શિક્ષકોને સસલાંની જેમ દોડાવવામાં આવે છે! હા, સરકાર રશિયાની દસમાંથી નવ ભાગની વસતિના શિક્ષણનો માર્ગ અવરોધે છે. હા, આપણું સાર્વજનિક શિક્ષણ મંત્રાલય પોલીસ જાસૂસીનું મંત્રાલય છે, તરુણ લોકોની ઠેકડી કરતું અને લોકોની જ્ઞાનની તરસની હાંસી ઉડાડતું મંત્રાલય છે. પરંતુ, ચોથી દૂમાના માનનીય સભ્યો, કંઈ બધા જ રૂસી કિસાનો **સસલાં જેવા** નથી, અને રૂસી કામદારોની બાબતમાં તો એવો સવાલ જ નથી. કામદાર વર્ગ ૧૯૦૫માં[22] સાબિત કરી શક્યો હતો, અને

ફરી વાર સાબિત કરી શકશે, અને વધારે અસરકારક રીતે, વધારે પ્રભાવકં રીતે, તથા વધારે ગંભીરતાથી સાબિત કરી શકશે, કે તે ખરી આઝાદી માટે, અને કાસ્સો અથવા ઉમરાવોના નહિ પરંતુ **ખરા સાર્વજનિક** શિક્ષણ માટે, ક્રાંતિકારી સંઘર્ષ લડવાની શક્તિ ધરાવે છે.

૧૯૧૩ના એપ્રિલની ૨૭મી (મેની ૧૦મી) તારીખે લિખિત

ગ્રંથ ૨૩
પૃષ્ઠ ૧૨૫—૧૩૫

ફરી વાર સાબિત કરી શકશે, અને વધારે અસરકારક રીતે, વધારે પ્રભાવક રીતે, તથા વધારે ગંભીરતાથી સાબિત કરી શકશે, કે તે ખરી આઝાદી માટે, અને કાસ્સો અથવા ઉમરાવોના નહિ પરંતુ **ખરા સાર્વજનિક** શિક્ષણ માટે, ક્રાંતિકારી સંઘર્ષ લડવાની શક્તિ ધરાવે છે.

૧૯૧૩ના એપ્રિલની ૨૭મી (મેની ૧૦મી) તારીખે લિખિત

ગ્રંથ ૨૩
પૃષ્ઠ ૧૨૫–૧૩૫

## યહૂદી શાળાઓનું રાષ્ટ્રીયકરણ

સરકારનું રાજકારણ રાષ્ટ્રવાદની વૃત્તિમાં તરબોળ છે. રશિયાની વસતિમાં બૃહત રૂસીઓનું પ્રમાણ **લઘુસંખ્યાનું**, ચોકસાઈથી કહીએ તો માત્ર ૪૩ ટકાનું, હોવા છતાં "શાસક", એટલે કે બૃહત રૂસી, રાષ્ટ્રને જાતજાતના વિશેષાધિકારો આપવાની કોશિશો કરવામાં આવે છે.

રશિયામાં વસતાં બીજાં બધાં રાષ્ટ્રોના અધિકારોને હજી વધારે ઘટાડી નાખવાના, એક રાષ્ટ્રને બીજાથી અળગું રાખવાના તથા તેમની વચ્ચે વિખવાદ પેદા કરવાના, પ્રયાસો થઈ રહ્યા છે.

વર્તમાન સમયના રાષ્ટ્રવાદની એકદમ જલદ અભિવ્યક્તિ યહૂદી શાળાઓના રાષ્ટ્રીયકરણની યોજનામાં જોવા મળે છે. ઓદેસ્સા જિલ્લાના શિક્ષણ અધિકારી તરફથી આવેલી એ યોજનાને સાર્વજનિક "શિક્ષણ" મંત્રાલયમાં સહાનુભૂતિથી લક્ષમાં લેવામાં આવી છે. એ રાષ્ટ્રીયકરણનો અર્થ કેવો છે?

તેનો અર્થ એવો છે કે યહૂદીઓને **ખાસ** યહૂદી શાળાઓમાં (માધ્યમિક શાળાઓમાં) અળગા પાડી દેવા. યહૂદીઓ માટે બીજી બધી (ખાનગી તેમ જ સરકારી) શિક્ષણ સંસ્થાઓનાં બારણાં તદ્દન બંધ કરી દેવામાં આવશે. એ તેજસ્વી યોજનાને, યહૂદી માધ્યમિક શાળાઓમાં વિદ્યાર્થીઓની સંખ્યા બદનામ "કોટા" પૂરતી મર્યાદિત રાખવાની દરખાસ્ત વડે, પરિપૂર્ણ બનાવી દેવામાં આવી છે.

બધા યુરોપી દેશોમાં યહૂદીઓની વિરુદ્ધ એવાં પગલાં તથા કાનૂનો કેવળ મધ્યયુગની અંધારી સદીઓમાં જ, ધાર્મિક અદાલતોની બોલબાલા હતી અને ધર્મના વિરોધીઓને બાળી નાખવામાં આવતા હતા તથા એવી

બીજી મોજમઝાઓ માણવામાં આવતી હતી ત્યારે જ, અસ્તિત્વમાં હતાં. યુરોપમાં યહૂદીઓને લાંબા સમયથી પૂરી સમાનતા આપવામાં આવી છે, અને તેઓ જે રાષ્ટ્રમાં જીવન ગુજારતા હોય તેમાં વધારે ને વધારે ભળતા જઈને એકરૂપ બની રહ્યા છે.

સામાન્ય રૂપે આપણા રાજકીય જીવનમાં, અને ખાસ કરીને ઉપરોક્ત યોજનામાં, યહૂદીઓને વેઠવા પડતા જુલમ તથા સતામણી ઉપરાંત, અત્યંત હાનિકારક લક્ષણ રાષ્ટ્રવાદના ભડકા ફેલાવવાની, રાજ્યની અંદર પ્રજાઓને એકબીજીથી અળગી રાખવાની, તેમની વચ્ચે અણમેળ વધારવાની, અને તેમની શાળાઓ અલગ અલગ રાખવાની કોશિશોનું છે.

કામદાર વર્ગનાં હિતો—તેમ જ સામાન્ય રૂપે રાજકીય આઝાદીનાં હિતો—એથી ઊલટો તકાદો કરે છે કે રાજ્યમાં એક પણ અપવાદ વગર તમામ પ્રજાઓને પૂર્ણતમ સમાનતા આપવામાં આવે, રાષ્ટ્રો વચ્ચેના દરેક જાતના અવરોધોને હઠાવી દેવામાં આવે, સઘળાં રાષ્ટ્રોનાં બાળકોને એકસરખી સર્વસામાન્ય શાળાઓમાં ભેગાં ભણાવવામાં આવે, વગેરે. દરેક જંગલી તથા મૂર્ખાઈભર્યા રાષ્ટ્રીય પૂર્વગ્રહને ફગાવી દેવામાં આવે, સઘળાં રાષ્ટ્રોના કામદારોને એક જ મંડળમાં એકસૂત્રે સાંકળી લેવામાં આવે, તો જ કામદાર વર્ગ તાકાત બની શકે, મૂડીવાદનો સામનો કરી શકે, અને પોતાના જીવન સંજોગોમાં ગંભીર સુધારણા સાધી શકે.

મૂડીદારોને જુઓ! તેઓ "સાધારણ લોકો"ની અંદર રાષ્ટ્રીય વિખવાદની જ્વાળા પેટાવવાની કોશિશ કરે છે, પરંતુ પોતાના વેપારધંધા એકદમ સરસ રીતે—રૂસીઓ, ઉક્રાઈનીઓ, પોલૅંડીઓ, યહૂદીઓ, અને જર્મનો એક જ જૉઇન્ટ-સ્ટૉક કંપનીઓમાં ભેગા મળીને—ચલાવે છે. સઘળાં રાષ્ટ્રો તથા ધર્મોના મૂડીદારો કામદારોની સામે તો એક થઈ ગયેલા છે, પરંતુ રાષ્ટ્રીય વિખવાદ મારફત કામદારોને વિભાજિત અને કમજોર બનાવવાની કોશિશ કરે છે!

યહૂદી શાળાઓના રાષ્ટ્રીયકરણની આ બેહદ હાનિકારક યોજના સાથોસાથ બતાવી આપે છે કે કહેવાતી "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા"ની યોજના, અર્થાત્ શિક્ષણને રાજ્યના હાથમાંથી લઈને દરેક અલગ અલગ રાષ્ટ્રને સુપરત કરી દેવાની બાબત, કેટલી ગલત છે. આપણે એ દિશામાં નહિ પરંતુ **સમગ્ર** રાષ્ટ્રવાદ સામે સંઘર્ષમાં, ખરેખર લોકશાહીવાદી **સહિયારી** શાળા અને સામાન્ય રૂપે રાજકીય આઝાદી માટેના સંઘર્ષમાં, સઘળાં રાષ્ટ્રોના

કામદારોની એકતાની દિશામાં જહેમતો કરવી જોઈએ. દુનિયાના ઉન્નત દેશોનો — સમજો કે પશ્ચિમ યુરોપમાં સ્વિટઝરલૅંડ અને પૂર્વ યુરોપમાં ફિનલૅંડનો — દાખલો બતાવે છે કે માત્ર સુસંગત લોકશાહીવાદી રાજ્ય સંસ્થાઓ જ, પ્રજાઓ અનુસાર શિક્ષણની કૃત્રિમ તથા હાનિકારક અલગ અલગ વ્યવસ્થા **વગર**, વિવિધ રાષ્ટ્રોનું એકદમ શાંતિમય અને માનવતામય (પાશવી નહિ) સહઅસ્તિત્વ સુનિશ્ચિત બનાવે છે.

'સેવેર્નાયા પ્રાવદા', અંક ૧૪, ગ્રંથ ૨૩
૧૮ ઑગસ્ટ, ૧૯૧૩ પૃષ્ઠ ૩૭૫ — ૩૭૬

## બિશપ નિકોન ઉક્રાઈનીઓનો બચાવ કેવી રીતે કરે છે?

'કીયેવ્સ્કાયા મીસ્લ'માં[23] અહેવાલ છપાયો છે કે ઉક્રાઈની શાળા તથા ઉક્રાઈની મંડળો અંગે દૂમામાં રજૂ કરવામાં આવેલા બિલમાં સૌથી પહેલી સહી રાજ્ય દૂમાના સભ્ય, મવાળપંથી, બિશપ નિકોને કરી હતી.

બિલમાં જણાવવામાં આવ્યું છે: પ્રાથમિક શાળાઓમાં ઉક્રાઈની ભાષામાં ભણાવવાની છૂટ આપવામાં આવશે, ઉક્રાઈની શિક્ષકો નીમવામાં આવશે, ઉક્રાઈની ભાષા તથા ઉક્રાઈનાના ઇતિહાસનો અભ્યાસ દાખલ કરવામાં આવશે, ઉક્રાઈની મંડળોને રંજાડવામાં નહિ આવે અને "ઘણી વાર ઉઘાડો કાનૂનભંગ બની રહેતી સત્તાધારીઓની મુનસફી" મુજબ બંધ કરાવી દેવામાં નહિ આવે.

એટલે પુરિશ્કેવિચના પાર્ટી બિરાદર બિશપ નિકોનને **અમુક** દાખલાઓમાં **કાનૂનભંગ** નથી ગમતો.

બિશપ નિકોનની ધારણા સાવ ખરી છે કે તેણે ઉઠાવેલો સવાલ "અસાધારણ મહત્ત્વનો છે, સાડત્રીસ મિલિયન ઉક્રાઈનીઓની અવનત દશાને લગતો છે." અને તેનું કથન પણ સાવ ખરું છે કે "સમૃદ્ધ, રમણીય, પ્રતિભાવંત, ખીલતા, અને કાવ્યમય ઉક્રાઈનાને ભ્રષ્ટતાની, ધીરે ધીરે મૂઢતાની, અને ધીમે ધીમે નાબૂદીની દશામાં ધકેલવામાં આવી રહ્યું છે."

ઉક્રાઈનીઓની ઉપર બૃહત રૂસીઓના જુલમનો વિરોધ એકદમ વાજબી છે. પરંતુ ઉક્રાઈની માંગોના બચાવમાં બિશપ નિકોને રજૂ કરેલી દલીલોને આપણે જરા જોઈ લઈએ:

"ઉક્રાઈની લોકો આ નામચીન સ્વાયત્તતા, ઝાપોરોઝ્યે સેચની[24] ફરી સ્થાપના, અથવા એવી જાતનું કંઈક બિલકુલ નથી માગતા; ઉક્રાઈનીઓ અલગતાવાદી નથી... ઉક્રાઈનીઓ પરદેશી નસલમાંથી ઊતરી આવેલા લોકો નથી, તેઓ આપણા પોતાના લોકો છે, આપણા રક્ત બંધુઓ છે, એટલે તેમની ભાષા તથા રાષ્ટ્રીય સંસ્કૃતિના સંબંધમાં તેમને માથે કશી મર્યાદાઓ ન લદાવી જોઈએ; નહિતર આપણે તેમને, આપણા ભાઈઓને, વાસ્તવમાં પરદેશી નસલમાંથી ઊતરી આવેલા યહૂદીઓ, પોલૅંડીઓ, જ્યોર્જિયનો, તથા બીજા લોકોની જ કક્ષામાં મૂકી દઈશું."

એટલે સાર આવો નીકળે છે—ઉક્રાઈની બિશપ નિકોન અને તેના જેવી જ રીતે વિચારતા બીજા માણસો બૃહત રૂસી જમીનદારોને કાકલૂદી કરે છે કે ઉક્રાઈનીઓને **વિશેષાધિકારો** બક્ષવામાં આવે કારણ કે તેઓ ભાઈઓ છે, પરંતુ યહૂદીઓ તો પરદેશી નસલમાંથી ઊતરી આવેલા લોકો છે! સાદી અને સાફ રીતે જણાવવામાં આવે તો—યહૂદીઓ તથા બીજા લોકો પરદેશી નસલમાંથી ઊતરી આવેલા લોકો છે એટલે તમે અમને છૂટછાટ આપો તો અમે તેમની ઉપર જુલમ વરસાવવા તૈયાર છીએ.

આ તો યમદૂત ટોળકીથી લઈને ઉદારમતવાદીઓ સુધીના, અને મૂડીવાદી-લોકશાહીવાદી રાષ્ટ્રવાદીઓ સુધીનાયે, **તમામ** મૂડીવાદી રાષ્ટ્રવાદીઓ તરફથી "રાષ્ટ્રીય સંસ્કૃતિના" બચાવનું જાણીતું ચિત્ર છે!

બિશપ નિકોન સમજવાનો ઇનકાર કરે છે કે એક પણ અપવાદ વગર તમામ પ્રજાઓને કોઈ પણ જાતના જુલમ સામે રક્ષણ પૂરું પાડવામાં આવે નહિ, "પરદેશી નસલમાંથી ઊતરી આવેલા લોકો"ની વિભાવનાને રાજ્યના જીવનમાં તદ્દન મિટાવી દેવામાં આવે નહિ, તમામ પ્રજાઓના અધિકારોની પૂરી સમાનતા સ્થાપવામાં આવે નહિ, ત્યાં સુધી ઉક્રાઈનીઓને જુલમ સામે રક્ષણ પૂરું પાડી શકાય નહિ. વધારેમાં વધારે વિસ્તૃત સ્થાનિક તથા પ્રાદેશિક સ્વાયત્તતાને તેમ જ રાજ્યના **સઘળા** સવાલો વસતિની બહુસંખ્યાની ઇચ્છા મુજબ ઉકેલવાના સિદ્ધાંતને (એટલે કે સુસંગત લોકશાહીના સિદ્ધાંતને) દૃઢતાથી અમલી બનાવવામાં આવે નહિ ત્યાં સુધી કોઈને પણ રાષ્ટ્રીય જુલમ સામે રક્ષણ પૂરું પાડી શકાય નહિ.

ઉક્રાઈનીઓ માટે "રાષ્ટ્રીય સંસ્કૃતિ"નું બિશપ નિકોનનું સૂત્ર ઉક્રાઈની ભાષામાં યમદૂત ટોળકીના વિચારોના પ્રચારથી વધારો કશો અર્થ નથી ધરાવતું, એ તો ઉક્રાઈની-પાદરીવાદી સંસ્કૃતિનું સૂત્ર છે.

રાજકીય જાગૃતિ ધરાવતા કામદારોએ સમજી લીધું છે કે "રાષ્ટ્રીય સંસ્કૃતિ"નું સૂત્ર — ભલે બૃહત રૂસી, ઉક્રાઈની, યહૂદી, પોલૅંડી, જ્યોર્જિયાઈ, કે બીજી કોઈ સંસ્કૃતિના સંબંધમાં રજૂ થયું હોય તોપણ — પાદરીવાદી અથવા મૂડીવાદી છળકપટ જ છે. સવા સો વરસ પહેલાં, રાષ્ટ્ર મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગમાં વિભાજિત નહોતું થઈ ગયું ત્યારે, રાષ્ટ્રીય સંસ્કૃતિના સૂત્રમાં સામંતશાહી તથા પાદરીશાહી સામે સંઘર્ષની એક જ અને અખંડિત હાકલ અંકિત થઈ શકી હોત. પરંતુ ત્યાર પછીના સમયમાં મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગ વચ્ચેનો સંઘર્ષ દરેક ઠેકાણે જોરદાર બની ગયો છે. "એક જ" રાષ્ટ્રનું શોષકો અને શોષિતોમાં વિભાજન એક સ્થાપિત તથ્ય બની ગયું છે.

કેવળ પાદરીવાદીઓ અને મૂડીવાદીઓ જ સામાન્ય રૂપમાં રાષ્ટ્રીય સંસ્કૃતિની વાતો કરી શકે. મહેનતકશ લોકો તો વિશ્વ કામદાર વર્ગીય આંદોલનની આંતરરાષ્ટ્રીય સંસ્કૃતિની જ હિમાયત કરે. એકમાત્ર એ સંસ્કૃતિ જ રાષ્ટ્રોની પૂરી, ખરી, અને નિષ્કપટ સમાનતાનો, રાષ્ટ્રીય જુલમના ખાતમાનો, તથા લોકશાહીના અમલનો અર્થ ધરાવે છે. મૂડી સામેના સંઘર્ષમાં **તમામ** કામદાર વર્ગીય સંગઠનોની અંદર સઘળાં રાષ્ટ્રોના કામદારોની એકતા અને ઐક્ય જ "રાષ્ટ્રોની સમસ્યના ઉકેલની" દિશામાં લઈ જશે.

'પ્રાવદા ત્રુદા', અંક ૩, ગ્રંથ ૨૪
૧૩ સપ્ટેંબર, ૧૯૧૩ પૃષ્ઠ ૮ — ૧૦

"સાંસ્કૃતિક-રાષ્ટ્રીય" સ્વાયત્તતા (અથવા: "રાષ્ટ્રીય વિકાસની સ્વતંત્રતાની બાંયધરી આપતી સંસ્થાઓની સ્થાપના") તરીકે ઓળખાતી યોજના અથવા કાર્યક્રમનું સારતત્ત્વ છે—**દરેક પ્રજા માટે અલગ શાળાઓ.**

તમામ વાચાળ અને ઓછાબોલા રાષ્ટ્રવાદીઓ (બુંદવાદીઓ[25] સમેત) એ હકીકતને છુપાવવાની કોશિશો જેમ જેમ વધારે કરતા જાય તેમ તેમ અમારે તેને વધારે ભારપૂર્વક જાહેર કરવી જ રહી.

દરેક રાષ્ટ્ર, તેના અલગ અલગ સભ્યો ગમે તે સ્થળે વસતા હોય તોપણ (પ્રદેશને લક્ષમાં લીધા વગર, એટલે જ "પ્રદેશાતીત" સ્વાયત્તતાનો શબ્દપ્રયોગ), રાષ્ટ્રીય-સાંસ્કૃતિક બાબતોનું સંચાલન કરતું સંયુક્ત, સત્તાવાર રીતે માન્ય, મંડળ છે. તેમાં સૌથી વધારે મહત્ત્વની બાબત શિક્ષણની છે. દરેક નાગરિકને, રહેવાસના સ્થળને લક્ષમાં લીધા વગર, કોઈ પણ રાષ્ટ્રીય મંડળના સભ્ય તરીકે નોંધણી કરાવવાની છૂટ આપીને રાષ્ટ્રોના સંઘટનનું નિર્ધારણ કરવાથી, પ્રજાઓ અનુસાર શાળાઓને અળગી પાડી દેવામાં પૂરી ચોકસાઈ તથા પૂરી સુસંગતતા નિશ્ચિત બની જાય છે.

સવાલ પુછાવો જોઈએ કે સામાન્ય રૂપે લોકશાહીની દૃષ્ટિએ, અને ખાસ કરીને સર્વહારા વર્ગસંઘર્ષનાં હિતોની દૃષ્ટિએ, એવું વિભાજન ઉચિત છે ખરું?

"સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા"ના કાર્યક્રમના સારતત્ત્વની સ્પષ્ટ સમજણ તેનો બેધડક જવાબ શક્ય બનાવવા માટે પૂરતી થઈ રહેશે—તદ્દન અક્ષમ્ય છે.

વિવિધ રાષ્ટ્રો એક જ રાજ્યમાં સામેલ રહે ત્યાં સુધી એકબીજાની જોડે કરોડો અને અબજો આર્થિક, કાનૂની, તથા સામાજિક બંધનો વડે સંકળાયેલાં હોય છે. એ બંધનોમાંથી શિક્ષણને અલગ કેવી રીતે તારવી શકાય? ઉઘાડી બેહૂદગીનો નમૂનો બની રહેતી બુંદ ફોર્મ્યુલાનો હવાલો આપીએ તો તેને "રાજ્યના અધિકારક્ષેત્રથી અળગી તારવી" શકાય ખરી? એક જ રાજ્યમાં સામેલ વિવિધ રાષ્ટ્રો આર્થિક બંધનો વડે સંકળાયેલાં હોય તો તેમને "સાંસ્કૃતિક" અને ખાસ કરીને શૈક્ષણિક બાબતોમાં કાયમ માટે અળગાં પાડી દેવાનો પ્રયત્ન બેહૂદો અને પ્રત્યાઘાતી ગણાય. એથી ઊલટું, શૈક્ષણિક બાબતોમાં રાષ્ટ્રોની **એકતા** સાધવાના પ્રયાસ કરવા જોઈએ, જેથી શાળાઓ વાસ્તવિક જીવનની ખરી કારવાઈની તૈયારીની કક્ષા બની રહે. વર્તમાન સમયે આપણે જોઈએ છીએ કે વિવિધ રાષ્ટ્રો તેમના અધિકારોની બાબતમાં તેમ જ વિકાસની કક્ષાની બાબતમાં અસમાન છે. એવા સંજોગોમાં, શાળાઓને પ્રજાઓ અનુસાર અળગી પાડી દેવાથી તો વધારે પછાત રાષ્ટ્રોની હાલત **વાસ્તવમાં** તથા અનિવાર્ય રીતે **બદતર** બની જશે. અમેરિકાનાં દક્ષિણ રાજ્યોમાં, અગાઉ ગુલામીની પ્રથા ધરાવતાં રાજ્યોમાં, હબસી બાળકોને હજી અલગ શાળાઓમાં નોખાં ભણાવવામાં આવે છે, પરંતુ ઉત્તરમાં હબસી અને ગોરાં બાળકો એકની એક શાળામાં ભેગાં ભણે છે. રશિયામાં તાજેતરમાં "યહૂદી શાળાઓના રાષ્ટ્રીયકરણની", એટલે કે યહૂદી બાળકોને બીજી પ્રજાઓનાં બાળકોથી નોખાં અલગ શાળાઓમાં ભણાવવાની, યોજના રજૂ કરવામાં આવી હતી. કહેવાની જરૂર નથી કે એ યોજનાનું મૂળ અત્યંત પ્રત્યાઘાતી પુરિશ્કેવિચ વર્તુળોમાં હતું.

કોઈ પણ માણસ લોકશાહીવાદી હોય તો સાથે સાથે શાળાઓને પ્રજાઓ અનુસાર અળગી પાડવાના સિદ્ધાંતની હિમાયત ન જ કરી શકે. ધ્યાનમાં રાખો: અત્યારે અમે સામાન્ય લોકશાહીવાદી (એટલે કે મૂડીવાદી-લોકશાહીવાદી) દૃષ્ટિએ દલીલ કરી રહ્યા છીએ.

સર્વહારા વર્ગસંઘર્ષની દૃષ્ટિએ તો અમારે શાળાઓને પ્રજાઓ અનુસાર અળગી પાડવાનો વિરોધ ઘણા વધારે ભારપૂર્વક કરવો જ રહ્યો. કોણ નથી જાણતું કે જે તે રાજ્યમાં બધાં રાષ્ટ્રોના મૂડીદારો જોઈન્ટ-સ્ટૉક કંપનીઓ, કાર્ટેલો, ટ્રસ્ટો, કારખાનદાર મંડળો, વગેરેમાં અત્યંત ગાઢ તથા આત્મીય રીતે સંકળાયેલા હોય છે, અને એ બધાં સંઘટનો પ્રજાઓના કશા ભેદભાવ વગર તમામ કામદારોની **વિરુદ્ધ** હોય છે? કોણ નથી જાણતું કે વિશાળ

પ્લાંટો, ખાણો તથા કારખાનાં, તેમ જ વેપારી પેઢીઓથી લઈને મૂડીવાદી ખેતરો સુધીના **કોઈ પણ** મૂડીવાદી ઉદ્યોગધંધામાં કામદારોની અંદર આપણને, દૂર દૂર ફેલાયેલાં શાંતિમય અને નીંદરઘેરાં ગામોની સરખામણીએ, **હંમેશાં** કોઈ જાતના અપવાદ વગર પ્રજાઓની વધારે બહોળી વિવિધતા જોવા મળે છે?

વિકસિત મૂડીવાદ વિશે પૂરા વાકેફ અને વર્ગસંઘર્ષની મનોવૃત્તિને વધારે ગહનતાથી પારખી લેતા શહેરી કામદારો—તેમની આખી જિંદગી તેમનામાં એવી આવડત કેળવે છે, અથવા કદાચ માના ધાવણમાંથી મળી જતી હોય—એવા કામદારો સહજ અને અનિવાર્ય રીતે સમજી જાય છે કે શાળાઓને પ્રજાઓ અનુસાર અળગી પાડવાની બાબત ખાલી **હાનિકારક** તરકીબ જ નહિ પરંતુ **મૂડીદારો તરફથી** ઉઘાડું કપટી તરકટ છે. કામદારોમાં ફૂટ પાડવાનો, ભાગલા પાડવાનો, અને તેમને કમજોર બનાવી દેવાનો હેતુ એવા ખ્યાલની હિમાયત કરીને સફળતાથી સાધી **શકાય**, અને સાધારણ લોકોની શાળાઓને પ્રજાઓ અનુસાર અળગી પાડીને તો એથીયે વધારે સફળતાથી સાધી શકાય. પરંતુ "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તાતા" મારફત જે કંઈ ભાગલા પડે અથવા કમજોરી આવે એથી મૂડીદારો માટે—પોતાનાં બાળકોને આલીશાન ખાનગી શાળાઓમાં તથા ખાસ શિક્ષકો રાખીને ભણાવતા મૂડીદારો માટે— **કોઈ રીતે** જોખમ ઊભું ન જ થાય.

હકીકતમાં "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તાતાનો" ખ્યાલ, એટલે કે શિક્ષણના ક્ષેત્રમાં પ્રજાઓ અનુસાર એકદમ નિર્ભેળ અને ચુસ્ત અલગ અલગ વિભાગો પાડી નાખવાનો ખ્યાલ, મૂડીદારોએ નહિ (તેઓ કામદારોમાં ભાગલા પાડવા માટે **હાલ પૂરતા** તો વધારે અણઘડ રીતો અજમાવી રહ્યા છે) પરંતુ ઑસ્ટ્રિયાના તકવાદી કૂપમંડૂક બુદ્ધિજીવીઓએ ઉપજાવી કાઢ્યો હતો. મિશ્રિત વસતિવાળા લોકશાહીવાદી પશ્ચિમ-યુરોપી દેશોમાં આ જ્વલંત કૂપમંડૂક અને જ્વલંત રાષ્ટ્રવાદી ખ્યાલની **એક પણ નિશાની** નજરે પડતી નથી. હતાશામાં અટવાઈ ગયેલા નિમ્ન-મૂડીવાદીનો આ ખ્યાલ તો કેવળ પૂર્વ યુરોપમાં જ, જ્યાં ભાષાઓના સવાલના સંબંધમાં **સમગ્ર** જાહેર તથા રાજકીય જીવન કંગાલ તુચ્છ કજિયાકંકાસથી (એથીયે બદતર: ગાળાગાળી અને મારામારીથી) અવરોધાઈ રહ્યું છે એ પછાત, સામંતશાહી, પાદરીશાહી, નોકરશાહી ઑસ્ટ્રિયામાં જ, પેદા થઈ શકે. બિલાડી અને કૂતરા વચ્ચે સુમેળ થાય નહિ, એટલે આપણે એટલું તો કરી જ લઈએ

કે બધાં રાષ્ટ્રોને શૈક્ષણિક હેતુઓ માટે આખરી રૂપમાં તદ્દન સ્પષ્ટ અને ચુસ્ત રીતે "રાષ્ટ્રીય વિભાગોમાં" વહેંચી નાખીએ! — "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા"નો આ મૂર્ખાઈભર્યો ખ્યાલ પેદા કરનારી મનોવૃત્તિ એવી છે. આંતરરાષ્ટ્રવાદની જાગૃતિ ધરાવતો અને તેને ઉમંગથી અનુસરતો સર્વહારા વર્ગ નર્યા રાષ્ટ્રવાદના આવા બકવાદને કદી નહિ સ્વીકારે.

રશિયામાં "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા"ના આ ખ્યાલને **કેવળ સઘળી** યહૂદી મૂડીવાદી પાર્ટીઓએ, પછી (૧૯૦૭માં) જુદી જુદી પ્રજાઓની **નિમ્ન-મૂડીવાદી** ઉદ્દામ-નરોદવાદી પાર્ટીઓના સંમેલને[26], અને છેલ્લે **લગભગ-માર્ક્સવાદી** જૂથોનાં નિમ્ન-મૂડીવાદી તકવાદી તત્ત્વોએ, અર્થાત્ બુંદવાદીઓ તથા વિસર્જનવાદીઓએ[27], સ્વીકાર્યો હતો (છેલ્લે ઉલ્લેખિત તત્ત્વોને તો સીધી અને ચોક્કસ રીતે સ્વીકારવામાં બીક લાગી હતી), તેમાં આકસ્મિક કશું જ નથી. રાજ્ય દૂમામાં **કેવળ** અર્ધ-વિસર્જનવાદી છેનકેલી — જેને રાષ્ટ્રવાદનો ચેપ લાગ્યો છે — અને નિમ્ન-મૂડીવાદી કેરેન્સ્કીએ "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા"ની તરફેણ કરી હતી, તેમાં આકસ્મિક કશું જ નથી.

સામાન્ય રીતે જોતાં, આ સવાલના સંબંધમાં ઑસ્ટ્રિયા વિશે વિસર્જનવાદી તથા બુંદવાદી ઉલ્લેખો વાંચવામાં બહુ રમૂજ પડે છે. સૌથી પહેલી વાત તો એ કે બહુરાષ્ટ્રીય દેશોમાંથી વધારેમાં વધારે પછાત દેશને **નમૂના** તરીકે શા માટે લેવો જોઈએ? વધારેમાં વધારે ઉન્નત દેશને કેમ નહિ? આ બાબત તો નમાલા રૂસી ઉદારમતવાદીઓની, કેડેટોની, રીતને બહુ મળતી આવે છે. તેઓ બંધારણના નમૂનાઓ માટે ફ્રાંસ, સ્વિટ્ઝરલૅંડ, અને અમેરિકા જેવા ઉન્નત દેશો તરફ નહિ પરંતુ પ્રશિયા અને ઑસ્ટ્રિયા જેવા પછાત દેશો તરફ જ મુખ્યત્વે વળે છે.

બીજી વાત — રૂસી રાષ્ટ્રવાદી નિમ્ન-મૂડીવાદીઓ, એટલે કે બુંદવાદીઓ, વિસર્જનવાદીઓ, ઉદ્દામ-નરોદવાદીઓ[28], વગેરેએ ઑસ્ટ્રિયાનો નમૂનો લીધો છે અને પછી તેને પોતે જ ફેરફાર કરીને **બદતર** બનાવી નાખ્યો છે. આ દેશમાં બુંદવાદીઓ (અને **સઘળી** યહૂદી મૂડીવાદી પાર્ટીઓ — જેમને પગલે પગલે ચાલતા બુંદવાદીઓને એ વાતનું ભાન હંમેશાં નથી હોતું) પોતાના પ્રચાર તથા ચળવળમાં "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા"ની આ યોજનાનો ઉપયોગ મુખ્ય અને પ્રાથમિક રીતે કરે છે. પરંતુ "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા"નો આ ખ્યાલ જ્યાં પેદા થયો હતો ત્યાં, ઑસ્ટ્રિયામાં,

એ ખ્યાલના જનક ઓટો બાઉએરે પોતાના પુસ્તકમાં એક ખાસ પ્રકરણ એમ પુરવાર કરવા લખ્યું છે કે "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા" યહૂદીઓની બાબતમાં લાગુ **ન થઈ શકે!**

આ હકીકત લાંબાં લાંબાં ભાષણો કરતાં વધારે પાકે પાયે સાબિત કરી દે છે કે ઓટો બાઉએરના ધોરણમાં કેવી વિસંગતિ છે, અને તેને ખુદ પોતાના જ વિચારમાં કેટલી ઓછી નિષ્ઠા છે, કારણ કે તે **એકમાત્ર** પ્રદેશાતીત (પોતાનો પ્રદેશ ન ધરાવતા) રાષ્ટ્રને પ્રદેશાતીત રાષ્ટ્રીય સ્વાયત્તતાની પોતાની યોજનામાંથી બકાત રાખે છે.

આ હકીકત બતાવે છે કે બુંદવાદીઓ કેવી રીતે યુરોપમાંથી **પુરાણી ઢબની** યોજનાઓ લઈ લે છે, યુરોપની ભૂલોને દસ ગણી વધારી દે છે, અને તેમને "વિકસાવીને" બેહૂદગીની હદે પહોંચાડી દે છે.

સાચી વાત એમ છે—અને આ ત્રીજો મુદ્દો છે—કે ઑસ્ટ્રિયાના સામાજિક-લોકશાહીવાદીઓએ તેમને સૂચવવામાં આવેલા "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા"ના કાર્યક્રમને તેમની બ્રુનની કૉંગ્રેસમાં (૧૮૯૯) **નકારી કાઢ્યો હતો**. તેમણે દેશના રાષ્ટ્રીય સીમાંકિત **પ્રદેશોના** જોડાણની દરખાસ્તના રૂપમાં ખાલી તડજોડનું ધોરણ અપનાવ્યું હતું. એવા તડજોડિયા ધોરણમાં પ્રદેશાતીત સ્વાયત્તતાની જોગવાઈ પણ નહોતી અને શિક્ષણમાં પ્રજાઓ અનુસાર અલગ અલગ વિભાગો કરવાની જોગવાઈ પણ **નહોતી**. એ તડજોડ મુજબ, એકદમ ઉન્નત (મૂડીવાદી રીતે) વસતિ કેંદ્રો, શહેરો, કારખાના તથા ખાણ વિસ્તારો, ગ્રામવિસ્તારની મોટી મોટી જાગીરો, વગેરેમાં દરેક પ્રજા માટે અલગ અલગ શાળાઓ **નથી**.

રૂસી કામદાર વર્ગ "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા"ના આ પ્રત્યાઘાતી, ઘાતક, નિમ્ન-મૂડીવાદી, રાષ્ટ્રવાદી ખ્યાલનો સામનો કરતો રહ્યો છે અને કરતો રહેશે.

'ઝા પ્રાવદુ', અંક ૪૬, ગ્રંથ ૨૪
૨૮ નવેંબર, ૧૯૧૩ પૃષ્ઠ ૧૭૪—૧૭૮

૧૯૧૧ના જાન્યુઆરીની ૧૮મી તારીખની અખિલ રૂસી શાળા વસતિગણતરીના પરિણામે—માહિતીની બેહદ ખરાબ ગોઠવણી છતાં—સરકારી ગુપ્તતાના પડદાને જરાક હઠાવવાનું શક્ય બન્યું છે.

અત્યાર સુધી જે કંઈ માહિતી મળી છે તે પિટર્સબર્ગ શૈક્ષણિક વિસ્તારને લગતી છે, અને શહેરો તથા ગામોના સંબંધમાં અલગ અલગ રજૂ થઈ છે. એ માહિતીના આધારે આપણે જોઈએ કે આપણી **ધર્મપ્રધાન પ્રાથમિક** શાળાઓ[27] કેવી છે.

શહેરોમાં ૩૨૯ એક ધોરણની નગર-શાળાઓ, ૧૩૯ ત્રીજા પ્રકારની ખાનગી શાળાઓ, અને ૧૭૭ એક ધોરણની ધર્મપ્રધાન પ્રાથમિક શાળાઓ હતી. આપણે શિક્ષિકાઓના (શિક્ષકોની સંખ્યા સાવ નાની છે) સરેરાશ પગારોની સરખામણી કરીએ: નગર-શાળાઓમાં—વાર્ષિક ૯૨૪ રૂબલ, ખાનગી શાળાઓમાં—૬૦૯ રૂબલ, ધર્મપ્રધાન પ્રાથમિક શાળાઓમાં—**૩૦૨ રૂબલ**.

બિચારી ભૂખમરો વેઠતી શિક્ષિકાઓ—આપણી ધર્મપ્રધાન પ્રાથમિક શાળાઓ એવી છે.

હવે આપણે જોઈએ કે ઉચ્ચતર અને સાધારણ કક્ષાનું માધ્યમિક સામાન્ય શિક્ષણ ધરાવતાં શિક્ષક-શિક્ષિકાઓની ટકાવારી કેટલી છે. નગર-શાળાઓમાં—૭૬ ટકા, ખાનગી શાળાઓમાં—૬૭ ટકા, અને ધર્મપ્રધાન પ્રાથમિક શાળાઓમાં— ૧૮ ટકા!

અભણ શિક્ષિકાઓ (ધાર્મિક શિક્ષણ આપનારાઓ વિશે અમે હજી કશું નથી કહેતા)—આપણી ધર્મપ્રધાન પ્રાથમિક શાળાઓ એવી છે.

ગામોમાં ૩૫૪૫ એક ધોરણની ઝેમ્સ્ત્વો-શાળાઓ અને ૨૫૦૬ એક ધોરણની ધર્મપ્રધાન પ્રાથમિક શાળાઓ છે. પહેલા પ્રકારમાં શિક્ષિકાઓનો

સરેરાશ વાર્ષિક પગાર ૩૭૪ રૂબલનો છે, અને બીજા પ્રકારમાં — ૩૦૧ રૂબલનો.

પહેલા પ્રકારમાં ભણેલાં શિક્ષક-શિક્ષિકાઓનું (સામાન્ય રૂપે શિક્ષક-સમુદાયનું) પ્રમાણ ૨૦ ટકાનું છે, અને **બીજા પ્રકારમાં** — ૨.૫ ટકાનું, ફરી ધાર્મિક શિક્ષણ આપનારાઓ સિવાય.

આ માહિતી ધર્મપ્રધાન પ્રાથમિક શાળાઓની કંગાલ દશાનો ખ્યાલ આપે છે!

વસતિગણતરીમાં વિદ્યાર્થી દીઠ ભોંયપટના ચોરસ આર્શિન* તથા હવા-ક્ષેત્રના ઘન આર્શિનની સરેરાશ સંખ્યા સંબંધી, એટલે કે શાળાઓમાં ભીડ સંબંધી, માહિતી પણ એકઠી કરવામાં આવી છે.

ઝેમ્સ્ત્વો-શાળાઓમાં ભોંયપટ ૨.૬ ચોરસ આર્શિન અને હવા-ક્ષેત્ર ૧૦.૧ ઘન આર્શિન છે, ધર્મપ્રધાન પ્રાથમિક શાળાઓમાં ક્રમવાર ૨.૪ ચોરસ આર્શિન તથા ૯.૬ ઘન આર્શિન છે.

ભોંયપટનો વિસ્તાર બારીઓના પ્રકાશ ક્ષેત્રથી છ ગણો હોવો જોઈએ. વાસ્તવમાં નવ ગણો છે, એટલે કે શાળાઓમાં ભીડ રહેતી હોવા ઉપરાંત **અંધારું** પણ હોય છે.

આ માહિતી બેશક સાવ પાંખી છે. મંત્રાલયે આપણી શાળાઓની કંગાલ હાલત વિશે વિગતવાર, ચોકસાઈભરી, અને પૂરી માહિતી એકઠી થતી **અટકાવવાની** બહુ સખત મહેનત કરી છે.

તેમ છતાં, આ અધૂરી, સરકાર તરફથી ટૂંકાવી નાખવામાં આવેલી, અને નમાલી ગોઠવણીની માહિતીમાંયે ધર્મપ્રધાન પ્રાથમિક શાળાઓની રેઢિયાળ કંગાલ હાલત સાફ સાફ આગળ તરી આવે છે.

આગામી અખિલ રૂસી સાર્વજનિક શિક્ષણ કૉંગ્રેસમાં કામદારોનાં સાંસ્કૃતિક તથા શૈક્ષણિક તેમ જ ટ્રેડ યુનિયન સંગઠનોના પ્રતિનિધિઓનાં અગત્યનાં કર્તવ્યોમાંનું એક આ સવાલની સર્વાંગી રજૂઆત કરવાનું અને આપણી શાળાઓ તથા શિક્ષક-શિક્ષિકાઓની હાલતને બને એટલી વધારે પ્રકાશમાં આણવાનું છે.

'પ્રોલેતાર્સ્કાયા પ્રાવદા', અંક ૧૦, ગ્રંથ ૨૪
૧૮ ડિસેંબર, ૧૯૧૩ પૃષ્ઠ ૨૩૯—૨૪૦

---

*જૂનું રૂસી માપ. ૧ આર્શિન = ૭૧.૧૨ સેન્ટિમીટર. —સં.

## 'રાષ્ટ્રીય સવાલ વિશે ટીકાત્મક વિચારો' નામક લેખમાંથી

એ વાતમાં મુદ્દલ શંકાને સ્થાન નથી જ કે "રાષ્ટ્રીય સંસ્કૃતિ", શબ્દોના સાધારણ અર્થમાં, અર્થાત્ નિશાળો ઇત્યાદિના અર્થમાં, વર્તમાન સમયે દુનિયાના બધા દેશોમાં ધર્મરક્ષકોના અને મૂડીવાદી અંધરાષ્ટ્રવાદીઓના પ્રબળ પ્રભાવ હેઠળ છે. "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય" સ્વાયત્તતાની હિમાયત કરતાં બુંદવાદીઓ જ્યારે કહે છે કે રાષ્ટ્રો બંધારણીય રૂપમાં સંઘટિત થઈ જશે એટલે તેમની અંદર ચાલતા વર્ગસંઘર્ષને સમગ્ર બાહ્ય બાબતોની અસરથી મુક્ત રાખી શકાશે, ત્યારે તેમની એ વાત ઉઘાડો અને હાસ્યાસ્પદ વાક્છળ જ છે. પ્રત્યેક મૂડીવાદી સમાજમાં ગંભીર વર્ગસંઘર્ષ મુખ્યત્વે આર્થિક અને રાજકીય ક્ષેત્રોમાં લડાય છે. શિક્ષણના ક્ષેત્રને **એનાથી** અલગ કરવાની વાત એક તો કઢંગી રીતે તરંગી છે કેમ કે (સામાન્ય રૂપમાં "રાષ્ટ્રીય સંસ્કૃતિ"ની જેમ) નિશાળોને અર્થકારણ અને રાજકરણથી અળગી કરી શકાય જ નહિ. બીજું એ કે મૂડીવાદી દેશમાં ચોક્કસ રૂપે આર્થિક અને રાજકીય જીવન જ દરેક ડગલે બેઢંગ અને કાલગ્રસ્ત રાષ્ટ્રીય સીમાબંધીઓ તથા પૂર્વગ્રહોના ખંડનને **આવશ્યક બનાવી** દે છે, અને શિક્ષણ વગેરેનો ખાસ મુદ્દો બનાવવાથી તો "શુદ્ધ" મહંતશાહી અને "શુદ્ધ" મૂડીવાદી અંધરાષ્ટ્રવાદ જ કાયમી, ઉગ્ર, તથા મજબૂત બને.

જૉઇન્ટ-સ્ટૉક કંપનીઓનાં બોર્ડોમાં વિવિધ રાષ્ટ્રોના મૂડીદારો એકબીજાની સાથે તદ્દન ભળી જઈને એકસાથે બેસતા હોય છે. કારખાનાંમાં ભિન્ન ભિન્ન રાષ્ટ્રોના કામદારો જોડાજોડ કામ કરે છે. સાચેસાચ ગંભીર અને ગહન મહત્ત્વના સવાલોની બાબતમાં રાષ્ટ્રો અનુસાર નહિ પણ વર્ગો અનુસાર પક્ષ લેવાય છે. શિક્ષણ વગેરેને "રાજ્યના અખત્યારમાંથી બહાર

ખેંચી લેવું", અને તેને રાષ્ટ્રોના હાથમાં સોંપી દેવું, એ રાષ્ટ્રોનું મેળમિલન સાધતા અર્થકારણમાંથી સામાજિક જીવનના સૌથી વધારે વૈચારિક કહી શકાય એવા ક્ષેત્રને **અલગ કરી દેવાના** પ્રયાસથી અધિક કશું જ નથી, "શુદ્ધ" રાષ્ટ્રીય સંસ્કૃતિ માટે અથવા મહંતશાહી અને અંધરાષ્ટ્રવાદના રાષ્ટ્રીય પોષણ માટે ખુલ્લું મેદાન પૂરું પાડતા ક્ષેત્રને અલગ કરી દેવાના પ્રયાસથી અધિક કશું નથી.

"પ્રદેશાતીત" અથવા "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય" સ્વાયત્તતાની યોજનાનો અર્થ અમલમાં ફક્ત એક જ થાય: **શૈક્ષણિક મામલાઓના પ્રજાઓ અનુસાર ભાગલા**, અર્થાત્ શાળાકારોબારમાં રાષ્ટ્રીય વિશિષ્ટતાઓને દાખલ કરવી તે. નામચીન બુંદ યોજનાના તદ્દન પ્રત્યાઘાતી સ્વરૂપને સમજી લેવા માટે, સમાજવાદ માટેના સર્વહારા વર્ગીય સંઘર્ષની દૃષ્ટિની વાત તો જવા દો પરંતુ લોકશાહીવાદની દૃષ્ટિએ પણ તેના તદ્દન પ્રત્યાઘાતી સ્વરૂપને સમજી લેવા માટે, તેના **સાચા** સારતત્ત્વને સ્પષ્ટ રૂપે પારખી લેવું પૂરતું છે.

એક જ ઉદાહરણ, અને શાળાકારોબારને "રાષ્ટ્રીય સ્વરૂપ" આપવાની એક જ યોજના, સવાલની તાસીર સ્પષ્ટ રૂપે પ્રદર્શિત કરી દેશે. અમેરિકામાં રાજ્યોનું ઉત્તરનાં અને દક્ષિણનાં રાજ્યોમાં વિભાજન જિંદગીનાં બધાં ક્ષેત્રોમાં આજ સુધી કાયમ છે. ઉત્તરનાં રાજ્યો આઝાદીની અને ગુલામ-માલિકો વિરુદ્ધ સંઘર્ષની ખૂબ જોરદાર પરંપરાઓ ધરાવે છે. દક્ષિણનાં રાજ્યો ગુલામ-માલિકીની ખૂબ જોરદાર પરંપરાઓ, આર્થિક રીતે પીડિત અને સાંસ્કૃતિક દૃષ્ટિએ પછાત હબસી લોકોના (હબસી લોકોમાં ૪૪ ટકા નિરક્ષર અને ગોરા લોકોમાં ૬ ટકા નિરક્ષર) દમનના અવશેષો, ઇત્યાદિ ધરાવે છે. ઉત્તરનાં રાજ્યોમાં હબસી અને ગોરાં બાળકો એક જ નિશાળમાં ભણે છે. દક્ષિણનાં રાજ્યોમાં હબસી બાળકો માટે અલગ "રાષ્ટ્રીય" અથવા "જાતીગત", બેમાંથી તમને જે ગમે તે, નિશાળો હોય છે. હું ધારું છું કે વાસ્તવિક અમલમાં નિશાળોને "રાષ્ટ્રીય સ્વરૂપ" આપવાનો ફક્ત આ એક જ દાખલો છે.

પૂર્વ યુરોપમાં એક એવો દેશ છે કે જ્યાં બેઇલિસ મુકદ્દમા[30] જેવી ઘટનાઓ હજુ પણ શક્ય છે, જ્યાં પુરિશ્કેવિચ છાપના માણસો યહૂદીઓને હબસી લોકો કરતાં પણ બદતર દશામાં જકડી રાખે છે. એ દેશમાં **યહૂદી નિશાળોને રાષ્ટ્રીય સ્વરૂપ આપવાની** એક યોજના તાજેતરમાં વિચારણા માટે મંત્રાલયમાં રજૂ થઈ હતી. ખુશીની વાત છે કે એ પ્રત્યાઘાતી તરંગ સાકાર

થવાની સંભાવના, ઑસ્ટ્રિયન નિમ્ન-મૂડીવાદી વર્ગનો તરંગ સાકાર થવાની સંભાવના કરતાં, જરાય વધારે નથી. સુસંગત લોકશાહી હાંસલ કરવામાં અને રાષ્ટ્રીય કજિયાકંકાસનો અંત આણવામાં ઑસ્ટ્રિયન નિમ્ન-મૂડીવાદીઓ નાસીપાસ થઈ ગયા છે, અને તેમણે રાષ્ટ્રો માટે અલગ શૈક્ષણિક **ખાતાં** ઉપજાવી કાઢયાં છે, જેથી નિશાળોની **વહેંચણીની બાબતમાં** કજિયાકંકાસ કરવાને બદલે... તેઓ "બંધારણીય રૂપ" ધારણ કરીને "રાષ્ટ્રીય સંસ્કૃતિઓ" વચ્ચેના **અનંત** કજિયાકંકાસમાં ડૂબેલાં રહે.

રાષ્ટ્રીય લઘુસંખ્યાના અધિકારોની બાંયધરીની બાબત, સંપૂર્ણ સમાનતાના સિદ્ધાંત જોડે, અવિભાજ્ય રીતે સંકળાયેલી છે. 'સેવેર્નાયા પ્રાવદા'ના[31] મારા લેખમાં આ સિદ્ધાંત, ત્યાર પછી માર્ક્સવાદીઓના સંમેલનના સત્તાવાર અને અધિક ચોકસાઈભર્યા નિર્ણયને લગભગ મળતા શબ્દોમાં જ, વ્યક્ત થયો છે. એ નિર્ણય માંગ ઉઠાવે છે કે "બંધારણમાં એવો બુનિયાદી કાનૂન સામેલ કરવામાં આવે કે જે કોઈ એક રાષ્ટ્ર દ્વારા ભોગવવામાં આવતા સઘળા વિશેષાધિકારોને અને રાષ્ટ્રીય લઘુસંખ્યાના અધિકારોના સઘળા ભંગને રદબાતલ જાહેર કરે."

મિ.લીબમાન આ ફૉર્મ્યુલાની હાંસી ઉડાવવાની કોશિશ કરે છે અને પૂછે છે: "રાષ્ટ્રીય લઘુસંખ્યાના અધિકારો શા છે એની કોને ખબર છે?" તેને જાણવું છે કે એ અધિકારોમાં રાષ્ટ્રીય શાળાઓના સંબંધમાં લઘુસંખ્યના "તેનો પોતાનો કાર્યક્રમ" ધરાવવાના અધિકારનો સમાવેશ થાય છે ખરો? પોતાના જ ન્યાયાધીશો અને અમલદારો, તથા પોતાની જ ભાષાનો ઉપયોગ કરતી શાળાઓ, ધરાવવાનો અધિકાર હાંસલ કરવા માટે લઘુસંખ્યા કેવડી હોવી જોઈએ? મિ.લીબમાન આ સવાલોમાંથી નિષ્કર્ષ તારવવા માગે છે કે "**નિશ્ચયાત્મક**" રાષ્ટ્રીય કાર્યક્રમ આવશ્યક છે.

હકીકતમાં આ સવાલો સાફ બતાવી આપે છે કે કહેવાતી નાની નાની વિગતો અને બાબતો વિશેના વિવાદના ઓઠા હેઠળ આપણો બુંદવાદી કેવા પ્રત્યાઘાતી વિચારોને અંદર ઘુસાડી દે છે.

તેની રાષ્ટ્રીય શાળાઓમાં "તેનો પોતાનો કાર્યક્રમ"!.. પ્યારા રાષ્ટ્રવાદી-સમાજવાદી, માર્ક્સવાદીઓ એક **સામાન્ય** શાળાકાર્યક્રમ ધરાવે છે જે પૂર્ણ રૂપે બિનસાંપ્રદાયિક શાળાઓની માંગ ઉઠાવે છે. માર્ક્સવાદીની દૃષ્ટિએ જોતાં આ સામાન્ય કાર્યક્રમ ઉપરથી **પ્રસ્થાન** કોઈ પણ ઠેકાણે લોકશાહીવાદી રાજ્યમાં કદી રજાપાત્ર નથી (અને તેમાં કોઈ "સ્થાનિક"

વિષયો, ભાષાઓ, વગેરે દાખલ કરવાના સવાલનો નિર્ણય સ્થાનિક રહેવાસીઓના નિર્ણય દ્વારા કરવામાં આવે). પરંતુ શિક્ષણને "રાજ્યના અખત્યારમાંથી બહાર ખેંચી લેવાના" અને રાષ્ટ્રોના હાથમાં સોંપી દેવાના સિદ્ધાંતમાંથી એવો અર્થ નીકળે છે કે આપણા લોકશાહીવાદી રાજ્યમાં આપણે કામદારોએ જનતાના પૈસા ધર્મસંપ્રદાયોની શાળાઓ ઉપર ખર્ચવાની છૂટ "રાષ્ટ્રો"ને આપવી જોઈએ! "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા"ની પ્રત્યાઘાતી પ્રકૃતિને મિ. લીબમાને પોતે અજાણતાં જ ઉઘાડી પાડી દીધી છે!

"રાષ્ટ્રીય લઘુસંખ્યા કેવડી હોવી જોઈએ?" બુંદવાદીઓ જેનાથી મુગ્ધ થઈ ગયા છે એ ઑસ્ટ્રિયન કાર્યક્રમમાં પણ આ બાબત સ્પષ્ટ રૂપે નિરૂપિત નથી કરવામાં આવી. એ કાર્યક્રમ (અમારા કાર્યક્રમ કરતાં વધારે સંક્ષિપ્ત અને ઓછા સ્પષ્ટ રૂપે) કહે છે: "શાહી પાર્લમેન્ટ એક ખાસ કાનૂન પસાર કરે અને એ કાનૂન અનુસાર રાષ્ટ્રીય લઘુસંખ્યાઓના અધિકારોનું રક્ષણ કરવામાં આવે" (બ્રુન કાર્યક્રમની કલમ ૪).

ઑસ્ટ્રિયન સામાજિક-લોકશાહીવાદીઓને કોઈએ આવો સવાલ કેમ નથી પૂછ્યો કે એ કાનૂન ચોક્કસ રૂપમાં કેવો છે, અને તે ચોક્કસ રૂપમાં કયા અને કઈ લઘુસંખ્યાના અધિકારોનું રક્ષણ કરે છે?

કારણ કે કાર્યક્રમમાં ઝીણી ઝીણી વિગતોનું સ્પષ્ટ નિરૂપણ અનુચિત અને અશક્ય હોવાની વાત બધા અક્કલમંદ માણસો સમજે છે. કાર્યક્રમ તો ફક્ત મૂળભૂત સિદ્ધાંતો જ નિર્ધારિત કરે. આ દાખલામાં મૂળભૂત સિદ્ધાંત ઑસ્ટ્રિયનો તરફથી સૂચિત છે અને રૂસી માર્ક્સવાદીઓના છેલ્લા સંમેલનમાં[32] પ્રત્યક્ષ રૂપે વ્યક્ત થયો છે. એ સિદ્ધાંત આવો છે: કોઈ જાતના રાષ્ટ્રીય વિશેષાધિકારો નહિ અને કોઈ જાતની રાષ્ટ્રીય અસમાનતા નહિ.

બુંદવાદીને સવાલ સમજાવવા માટે આપણે એક વાસ્તવિક ઉદાહરણ લઈએ. ૧૯૧૧ના જાન્યુઆરીની ૧૮મી તારીખની શાળાવિદ્યાર્થી ગણતરીનાં પરિણામો અનુસાર, સેંટ પિટર્સબર્ગ શહેરમાં, સાર્વજનિક શિક્ષણ મંત્રાલયના નિયંત્રણ હેઠળની પ્રાથમિક શાળાઓમાં ૪૮૦૭૬ બાળકો ભણતાં હતાં. તેમાં યહૂદી બાળકોની સંખ્યા ૩૯૬ હતી, અર્થાત્ એક ટકાથી પણ ઓછી હતી. આગળ જોઈએ: રુમાનિયન બાળકો — ૨, જ્યોર્જિયન — ૧, આર્મેનિયન — ૩, વગેરે. સંબંધો અને સંજોગોની આટલી વિવિધતાને આવરી લે એવો "નિશ્ચયાત્મક" રાષ્ટ્રીય કાર્યક્રમ ઘડી કાઢવાનું શક્ય છે

ખરું? (અને સેંટ પિટર્સબર્ગ શહેર રશિયામાં સૌથી વધારે "મિશ્રિત" વસતિ ધરાવતું શહેર બેશક નથી જ.) લાગે છે કે બુંદવાદીઓ જેવા રાષ્ટ્રીય "બારીકીઓ"ના ઉસ્તાદો પણ એવો કાર્યક્રમ ઘડી કાઢવામાં કામયાબ નહિ નીવડે.

તેમ છતાં, લઘુસંખ્યાના અધિકારોનું ઉલ્લંઘન કરતા પ્રત્યેક કદમને રદબાતલ ઠરાવતો મૂળભૂત કાનૂન જો દેશના બંધારણમાં સામેલ હોય તો પ્રત્યેક નાગરિક એવી માંગ ઉઠાવી શકશે કે, દાખલા તરીકે, યહૂદી ભાષા, યહૂદી ઈતિહાસ, ઈત્યાદિના શિક્ષણ માટે રાજ્યના ખર્ચે શિક્ષકો નીમવાની મનાઈ ફરમાવતા, અથવા યહૂદી, આર્મેનિયન, અને રુમાનિયન બાળકો માટે કે પછી એક જ જ્યોર્જિયન બાળક માટે રાજ્ય તરફથી શિક્ષણની વ્યવસ્થાની મનાઈ ફરમાવતા, હુકમોને પાછા ખેંચી લેવામાં આવે. ગમે તેમ પણ રાષ્ટ્રીય લઘુસંખ્યાઓની સઘળી વાજબી અને ઇનસાફી મંછાઓને સમાનતાના આધારે સંતોષવાનું અશક્ય તો કોઈ રીતે નથી જ, અને કોઈ એમ નહિ કહે કે સમાનતાની હિમાયત હાનિકારક છે. એથી ઊલટું, રાષ્ટ્રીયતા અનુસાર શાળાઓના વિભાજનની હિમાયત કરવી, દાખલા તરીકે પિટર્સબર્ગમાં યહૂદી બાળકો માટે ખાસ નિશાળોની હિમાયત કરવી, એ ચોક્કસ રૂપે હાનિકારક સાબિત થશે જ; અને પ્રત્યેક રાષ્ટ્રીય લઘુસંખ્યા માટે, એક કે બે કે ત્રણ બાળકો માટે, અલગ અલગ રાષ્ટ્રીય શાળાઓની સ્થાપના કરવી એ તો તદ્દન અશક્ય જ બની જશે.

એ ઉપરાંત, ખાસ નિશાળો અને પૂરક વિષયો માટે ખાસ શિક્ષકો ઈત્યાદિ ધરાવવાનો અધિકાર હાંસલ કરવા માટે રાષ્ટ્રીય લઘુસંખ્યા કેવડી હોવી જોઈએ, એ બાબતને આખા રાજ્ય માટે ઘડવામાં આવતા કોઈ કાનૂનમાં નિરૂપિત કરવાનું અશક્ય છે.

એથી ઊલટું, સમાનતા સ્થાપિત કરતો અને આખા રાજ્યને આવરી લેતો કાનૂન વિગતવાર ઘડી શકાય, અને પ્રાદેશિક વિધાનસભાઓ તથા નગર, તાલુકો, ગામ, ઈત્યાદિની અધિકારી સંસ્થાઓના ખાસ નિયમો અને નિર્ણયો દ્વારા તેને વિકસાવી શકાય.

૧૯૧૩ના ઑક્ટોબર—ડિસેંબર દરમિયાન લિખિત

ગ્રંથ ૨૪
પૃષ્ઠ ૧૩૩—૧૩૫, ૧૪૦—૧૪૨

## મક્સીમ ગોર્કીને

### આ.મ. ગોર્કી માટે

પ્રિય આલેક્સેઈ મક્સીમોવિચ,

હું તમને મારી પત્નીની પુસ્તિકા 'સાર્વજનિક શિક્ષણ અને લોકશાહી'[33] રજિસ્ટર્ડ ટપાલથી મોકલી રહ્યો છું.

લેખિકાનું શૈક્ષણિક સવાલોનું અધ્યયન લાંબા ગાળાનું છે, વીસ વરસથી વધારે સમયનું છે. પુસ્તિકા તેનાં વ્યક્તિગત નિરીક્ષણો ઉપર તેમ જ યુરોપ તથા અમેરિકામાં નવી શૈક્ષણિક પ્રગતિ સંબંધી સામગ્રી ઉપર આધારિત છે. તમને અનુક્રમણિકામાં જોવા મળશે કે પૂર્વાર્ધમાં લોકશાહીવાદી વિચારોની રૂપરેખા પણ સામેલ છે. આ બાબત પણ બહુ મહત્ત્વની છે કારણ કે ભૂતકાળના મહાન લોકશાહીવાદીઓના વિચારો સામાન્ય રૂપે કાં તો ગલત રીતે અથવા ગલત દૃષ્ટિબિંદુથી રજૂ થયેલા છે. હું નથી જાણતો કે તમે પુસ્તિકા વાંચી જવાનો સમય કાઢી શકો એમ છો કે નહિ, અથવા તમને રસ પડશે કે નહિ. બીજા તથા બારમા વિભાગને ઉદાહરણ તરીકે લઈ શકાય. નવીનતમ, સામ્રાજ્યવાદી, યુગમાં શિક્ષણના ક્ષેત્રે થયેલાં પરિવર્તનોની રૂપરેખા તાજેતરનાં વર્ષોની સામગ્રીના આધારે આપવામાં આવી છે, અને તે રશિયામાં લોકશાહીવાદીઓ માટે આ સવાલ ઉપર અમુક બહુ રસપ્રદ પ્રકાશ પાથરે છે.

તમે મને આ પુસ્તિકા પ્રગટ કરાવવામાં મદદ કરશો—પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે—તો મારી ઉપર મોટી મહેરબાની થશે. આ ક્ષેત્ર સંબંધી સાહિત્યની માંગ રશિયામાં હવે ઘણું કરીને ખૂબ વધી ગઈ છે.

ખૂબ આદર અને ઊંડી શુભેચ્છાઓ સાથે,

વ્લા. ઉલ્યાનોવ

**વ્લા. ઉલ્યાનોવ,**

**સેઇડેનવેગ. ૪ એ. બેર્ન.**

૧૯૧૬ના ફેબ્રુઆરીની ૮મી તારીખ
પહેલાં લિખિત
પેત્રોગ્રાદ પ્રેષિત

ગ્રંથ ૪૯
પૃષ્ઠ ૧૮૨—૧૮૩

## પાર્ટી કાર્યક્રમની સુધારણા સંબંધી સામગ્રી

### સુધારેલા કાર્યક્રમના ખરડામાંથી

### કાર્યક્રમની જૂની અને નવી વાચનાઓ

વાચક માટે કાર્યક્રમની જૂની અને નવી વાચનાઓ સરખાવવાનું સરળ અને સુગમ બને એવા આશયે બેઉ વાચનાઓ નીચે મુજબ જોડાજોડ આપવામાં આવી છે:

જૂના કાર્યક્રમમાંથી કશા ફેરફાર વગર નવા કાર્યક્રમમાં રાખવામાં આવેલા વિભાગો સાધારણ બીબાંમાં છાપવામાં આવ્યા છે.

**જૂના કાર્યક્રમમાંથી નવા કાર્યક્રમમાં તદ્દન બકાત રાખવાના વિભાગોની બાબતમાં અક્ષરો નીચે રેખા દોરવામાં આવી છે.**

**જૂના કાર્યક્રમમાં સામેલ નહોતા પરંતુ નવા કાર્યક્રમમાં ઉમેરવામાં આવેલા વિભાગો જાડાં બીબાંમાં છાપવામાં આવ્યા છે.**

૮) માતૃભાષામાં શિક્ષણ—તેને માટે રાજ્ય અને સ્વશાસનનાં ઘટકોના ખરચે સ્થાપવામાં આવેલી શાળાઓમાં—મેળવવાનો વસતિનો અધિકાર; મિટિંગોમાં માતૃભાષાનો ઉપયોગ કરવાનો દરેક નાગરિકનો અધિકાર; તમામ સ્થાનિક સાર્વજનિક તથા રાજ્ય સંચાલિત સંસ્થાઓમાં સરકારી ભાષાની જોડે સમાન કક્ષાએ માતૃભાષાનો ઉપયોગ; **ફરજિયાત સરકારી ભાષાની પ્રથા નાબૂદ કરી નાખવામાં આવે.**

૧૩) ધર્મસંસ્થાને રાજ્યથી અલગ કરી નાખવામાં આવે, શાળાઓને ધર્મસંસ્થાઓથી અલગ કરી નાખવામાં આવે; **શાળાઓને તદ્દન બિનસાંપ્રદાયિક રાખવામાં આવે.**

૧૪) સોળ વરસની ઉંમર સુધીનાં નર અને નારી જાતિનાં તમામ બાળકો માટે મફત અને ફરજિયાત સામાન્ય તથા ધંધાકીય શિક્ષણની વ્યવસ્થા; ગરીબ બાળકોને રાજ્યના ખરચે ખોરાક, કપડાં, અને ભણતરની ચીજો પૂરી પાડવાની વ્યવસ્થા.

**૧૪) સોળ વરસની ઉંમર સુધીનાં નર અને નારી જાતિનાં**

તમામ બાળકો માટે મફત અને ફરજિયાત સામાન્ય તથા પોલિટેક-
નિકલ શિક્ષણની (જેમાં વિદ્યાર્થીને ઉત્પાદનનાં અત્યંત મહત્ત્વનાં ક્ષેત્રોનાં
સૈદ્ધાંતિક તથા અમલી અંગોનો પરિચય મળે) વ્યવસ્થા; બાળકોની તાલીમને
સામાજિક દૃષ્ટિએ ઉત્પાદક કામ જોડે ગાઢ રૂપે સાંકળી લેવામાં આવે.

૧૫) તમામ વિદ્યાર્થીઓને રાજ્યના ખરચે ખોરાક, કપડાં, અને ભણતરની
ચીજો પૂરી પાડવામાં આવે.

૧૬) સાર્વજનિક શિક્ષણનો કારોબાર લોકશાહીવાદી રીતે
ચૂંટાયેલાં સ્થાનિક સ્વશાસન ઘટકો ચલાવે; કેંદ્રીય સરકારને શાળાના
અભ્યાસક્રમની વ્યવસ્થામાં કે અધ્યાપક સમુદાયની વરણીમાં દખલગીરી
કરવાની છૂટ ન આપવામાં આવે; શિક્ષકોને વસતિ તરફથી સીધી
રીતે ચૂંટવામાં આવે અને અનિચ્છનીય શિક્ષકોને હઠાવી દેવાનો અધિકાર
વસતિને આપવામાં આવે.

૫) શાળાની (સોળ વરસથી ઓછી) ઉંમરનાં બાળકોને કામે રાખવાની
બંધી કરવામાં આવે અને કિશોરાવસ્થાનાં (સોળથી અઢાર વરસનાં) માણસોનો
કામદિન છ કલાક પૂરતો સીમિત રાખવામાં આવે.

૫) શાળાની (સોળ વરસથી ઓછી) ઉંમરનાં બાળકોને કામે રાખવાની બંધી
કરવામાં આવે, કિશોરાવસ્થાનાં (સોળથી વીસ વરસનાં) માણસોનો કામદિન
ચાર કલાક પૂરતો સીમિત રાખવામાં આવે, અને તેમને રોગજનક ઉદ્યોગો
તથા ખાણોમાં રાતપાળીના કામે રાખવાની બંધી કરવામાં આવે.

૧૯૧૭ના એપ્રિલ—મે દરમિયાન લિખિત

ગ્રંથ ૩૨
પૃષ્ઠ ૧૪૭, ૧૫૪, ૧૫૫, ૧૫૬

## પેત્રોગ્રાદમાં પબ્લિક લાઈબ્રેરીનાં કર્તવ્યો

ક્રાંતિમાં બુદ્ધિમય, સહેતુક, અને સફળ સામેલગીરી માટે જ્ઞાન જરૂરી છે.

ઝારશાહી ઘણાં વરસોના ગાળા દરમિયાન સાર્વજનિક શિક્ષણને ખરાબે ચડાવતી રહી હતી, એટલે પેત્રોગ્રાદમાં પુસ્તકાલય સેવા બહુ જ ખરાબ હાલતમાં છે.

પશ્ચિમના મુક્ત દેશોમાં, ખાસ કરીને સ્વિટ્ઝરલૅંડ તથા અમેરિકામાં, લાંબા સમયથી અમલમાં રહેલા સિદ્ધાંતોના આધારે, નીચે મુજબનાં પરિવર્તનો તત્કાળ અને બિનશરતી રીતે કરવાં જ જોઈએ:

૧) પબ્લિક લાઈબ્રેરીએ (અગાઉના શાહી પુસ્તકાલયે) પેત્રોગ્રાદનાં અને પ્રાંતોનાં **તમામ** સાર્વજનિક તથા રાજ્ય સંચાલિત પુસ્તકાલયો સાથે તેમ જ **વિદેશી** (ફિનલૅંડ, સ્વીડન, **વગેરેનાં**) પુસ્તકાલયો સાથે પુસ્તકોની **આપલે** તત્કાળ શરૂ કરી દેવી જોઈએ.

૨) **એક પુસ્તકાલય તરફથી બીજા પુસ્તકાલયને** મોકલાતાં પુસ્તકો ટપાલ મારફત **મફત** પહોંચાડવાની કાનૂની જોગવાઈ કરવી જોઈએ.

૩) સભ્ય દેશોમાં **અમીરો** માટેનાં **ખાનગી** પુસ્તકાલયો તથા વાચનાલયોમાં પ્રચલિત પ્રથા મુજબ, પુસ્તકાલયનું વાચનાલય ખુલ્લું રાખવું જોઈએ — દરરોજ સવારના આઠથી અગિયાર વાગ્યા સુધી, રવિવાર અને તહેવારના દિવસોને બકાત રાખ્યા **વગર**.

૪) જરૂરી માણસોની બદલી (લશ્કરી કામગીરી માટે પુરુષોની જરૂરને લક્ષમાં રાખીને વધારે પ્રમાણમાં સ્ત્રીઓની) શિક્ષણ મંત્રાલયની જુદી જુદી ઑફિસોમાંથી—જ્યાં દસમાંથી નવ ભાગનાં માણસો ખાલી નિરર્થક જ નહિ પરંતુ એકદમ હાનિકારક કામમાં અટવાયેલાં રહે છે—પબ્લિક લાઈબ્રેરીમાં તત્કાળ કરવી જોઈએ.

૧૯૧૭ના નવેંબરમાં
લિખિત

ગ્રંથ ૩૫
પૃષ્ઠ ૧૩૨—૧૩૩

## 'અખિલ રૂસી શિક્ષણ કૉંગ્રેસમાં કરેલા પ્રવચન'માંથી

### ૨૮ ઑગસ્ટ, ૧૯૧૮

શિક્ષણ આપણા હાલના સંઘર્ષનું એક અંગ છે. આપણે દંભ અને જૂઠાણાંનો સામનો પૂરા અને વિશુદ્ધ સત્ય વડે કરી શકીએ. યુદ્ધે એકદમ સાફ બતાવી આપ્યું છે કે મૂડીદાર વર્ગ તરફથી આડશ તરીકે ઉપયોગમાં લેવાતા શબ્દો "બહુસંખ્યાની મંછા"નો અર્થ શો છે. યુદ્ધે બતાવી આપ્યું છે કે ગણતર ધનસમ્રાટો પોતાનાં હિતોને ખાતર આખેઆખાં રાષ્ટ્રોને કતલના મેદાનમાં હાંકી જાય છે. મૂડીવાદી લોકશાહી બહુસંખ્યાના હિતમાં કામગીરી બજાવતી હોવાની માન્યતા હવે એકદમ બદનામ થઈ ચૂકી છે. આપણું બંધારણ, યુરોપ માટે કશુંક નવું અંકિત કરતી પરંતુ આપણને તો છેક ૧૯૦૫ની ક્રાંતિના અનુભવ દરમિયાન જાણીતી થઈ ગયેલી આપણી સોવિયેતો મૂડીવાદી લોકશાહીના કપટી તથા દંભી સ્વરૂપને તદ્દન ઉઘાડું પાડનારી શાનદાર આંદોલન તથા પ્રચાર સામગ્રીનું કામ કરે છે. આપણે મહેનતકશ તથા શોષિત લોકોનું શાસન ખુલ્લેઆમ ઘોષિત કર્યું છે—અને આપણી શક્તિ તથા અજેયતાનું મૂળ તેમાં જ છે.

એ જ વાત શિક્ષણના સંબંધમાં પણ ખરી છે: મૂડીવાદી રાજ્ય જેટલું વધારે સંસ્કારી હોય એટલી વધારે ચાલાકીથી જૂઠાણાં ફેલાવે છે, અને જાહેર કરે છે કે શાળાઓ રાજકારણથી અળગી રહી શકે તથા સમગ્ર સમાજની સેવા બજાવી શકે.

વાસ્તવમાં શાળાઓને કેવળ મૂડીદારોના વર્ગીય શાસનના સાધનમાં પલટાવી નાખવામાં આવી હતી, એ સિવાય બીજું કશું તેમાં બાકી નહોતું રહ્યું. તેમને મૂડીવાદી જાતસ્વભાવના રંગે પૂરેપૂરી રંગી નાખવામાં આવી હતી. તેમનું ધ્યેય મૂડીદારોને તાબેદાર ખાંધિયાઓ તથા કાબેલ કામદારો

પૂરા પાડવાનું હતું. યુદ્ધે બતાવી આપ્યું છે કે આધુનિક ટેકનોલોજીની અજાયબીઓનો ઉપયોગ લાખો કામદારોને હણી નાખવાના, અને યુદ્ધમાંથી ધનદોલતના ઢગલા ભેગા કરી રહેલા મૂડીદારો માટે પારાવાર નફાના, સાધન તરીકે થઈ રહ્યો છે. યુદ્ધને આંતરિક રીતે નબળું પાડી દેવામાં આવ્યું છે કારણ કે આપણે તેમનાં જૂઠાણાને સત્ય થકી સામનો કરીને ઉઘાડાં પાડી દીધાં છે. આપણે કહીએ છીએ કે શિક્ષણના ક્ષેત્રમાં આપણું કાર્ય મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવાના સંઘર્ષનું એક અંગ છે. આપણે ઉઘાડે છોગે જાહેર કરીએ છીએ કે જીવન અને રાજકારણથી વેગળું શિક્ષણ તો કેવળ જૂઠાણાં અને દંભ જ છે. પુરાણી મૂડીવાદી સંસ્કૃતિના ઉત્તમ સુશિક્ષિત પ્રતિનિધિ-ઓએ અજમાવેલી ભાંગફોડની રીતનો અર્થ શો હતો? એ ભાંગફોડથી કોઈ પણ આંદોલનકાર કરતાં, આપણાં તમામ ભાષણો કરતાં, હજારો પુસ્તિકાઓ કરતાં, બહેતર સાબિત થઈ ગયું કે આ લોકો શિક્ષણને પોતાની ઈજારદારી ગણે છે, તેમણે તેને કહેવાતા "સાધારણ" લોકોની ઉપર પોતાના શાસનના સાધનમાં પલટાવી નાખ્યું છે. તેમણે પોતાના શિક્ષણનો ઉપયોગ સમાજવાદી નિર્માણના કાર્યને નિષ્ફળ બનાવી દેવા માટે કર્યો, અને ખુલ્લેઆમ મહેનતકશ લોકોનો વિરોધ કર્યો.

ક્રાંતિકારી સંઘર્ષ રૂસી કામદારો તથા કિસાનો માટે તાલીમશાળાની ભૂમિકા ભજવે છે. તેમણે નજરે જોયું છે કે એકમાત્ર આપણી પદ્ધતિ જ તેમનું ખરું શાસન સુનિશ્ચિત બનાવે છે. તેઓ સમજી શક્યા છે કે કુલકો[34], જમીનદારો, તથા મૂડીદારોના પ્રતિકારને તદ્દન કચડી નાખવામાં કામદારો તથા ગરીબ કિસાનોને રાજ્ય બને એટલી મદદ કરી રહ્યું છે.

મહેનતકશ લોકો જ્ઞાન મેળવવા તરસી રહ્યા છે કારણ કે તેમને વિજય હાંસલ કરવામાં તેની જરૂર છે. દસમાંથી નવ મહેનતકશ ઈન્સાનો સમજી ગયા છે કે જ્ઞાન તો મુક્તિસંઘર્ષમાં તેમનું હથિયાર છે, તેમની નિષ્ફળતાઓમાં શિક્ષણનો અભાવ કારણભૂત છે, અને શિક્ષણને ખરેખર સૌની પહોંચમાં આણવાનું કામ હવે તેમણે જ પાર પાડવાનું છે. આપણું કાર્ય સફળ થશે કારણ કે લોકસમુદાયોએ નૂતન સમાજવાદી રશિયાનું નિર્માણ પોતાના હાથમાં લઈ લીધું છે. તેઓ પોતાના અનુભવમાંથી, પોતાની નિષ્ફળતાઓ તથા ભૂલોમાંથી, શીખી રહ્યા છે, અને જોઈ રહ્યા છે કે પોતાના સંઘર્ષની વિજયી પૂર્ણાહુતિ માટે શિક્ષણ કેવું અનિવાર્ય છે. ઘણી સંસ્થાઓ દેખીતી રીતે પડી ભાંગી હોવા છતાં, અને ભાંગફોડ કરનારા

બુદ્ધિજીવીઓની ખુશાલી છતાં, આપણને જોવા મળે છે કે સંઘર્ષના અનુભવે લોકોને પોતાનું ભાવિ પોતાના હાથમાં લઈ લેતાં શીખવી દીધું છે. શબ્દોમાં નહિ પરંતુ કાર્યોમાં જનતા તરફ હમદર્દી ધરાવતા સૌ, બધા ઉત્તમ શિક્ષકો, આપણને મદદ કરશે, અને તેમાં જ પાકી ખાતરી સમાયેલી છે કે સમાજવાદી ધ્યેય વિજયી બની જશે. **(તાળીઓ)**

ગ્રંથ ૩૭
પૃષ્ઠ ૭૬–૭૮

## આંતરરાષ્ટ્રવાદી શિક્ષકોની બીજી અખિલ રૂસી કૉંગ્રેસમાં પ્રવચન[35]

૧૮ જાન્યુઆરી, ૧૯૧૯

**(તાળીઓના ગડગડાટ પછી હર્ષના પોકારો)** સાથીઓ, તમારી કૉંગ્રેસને લોક-કમિસાર મંડળ વતી અભિવાદન. હવે શિક્ષકોની સામે પરમ મહત્ત્વનાં કર્તવ્યો ઉપસ્થિત છે. મને આશા છે કે આપણે હમણાં જે પાર કરેલા વર્ષ પછી, સંઘર્ષના વર્ષ પછી, આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે જે કંઈ બની ગયું છે ત્યાર પછી, શિક્ષકોની અંદર ચાલતો રહેલો સંઘર્ષ— છેક આરંભથી જ સોવિયેત સરકારને પક્ષે રહીને સમાજવાદી ક્રાંતિ માટે જહેમતો કરવાનું ધોરણ લેનારા માણસો, અને અત્યાર સુધી પુરાણી પદ્ધતિને, શિક્ષણ પુરાણી પદ્ધતિ ઉપર આધારિત રૂપમાં ચાલુ રહી શકે એવા પૂર્વગ્રહોને, પક્ષે રહેનારા માણસો વચ્ચેનો સંઘર્ષ— ખતમ થવો જ જોઈએ, અને વાસ્તવમાં ખતમ થઈ રહ્યો છે. એ વાતમાં શંકાને સ્થાન નથી કે કામદાર વર્ગ તથા મહેનતકશ કિસાનોની જોડાજોડ ખડા રહેનારા વ્યાપક બહુસંખ્યાના શિક્ષકોને ખાતરી થઈ ગઈ છે કે સમાજવાદી ક્રાંતિ ઊંડાં મૂળિયાં ધરાવે છે અને આખી દુનિયામાં ફેલાઈ રહી છે. અને હું માનું છું કે હવે ભારે મોટા ભાગના શિક્ષકો એકદમ ખરા દિલે સમાજવાદી ક્રાંતિ માટેના સંઘર્ષમાં મહેનતકશ તથા શોષિત લોકોની સરકારને પક્ષે આવી જશે તથા લગાતાર આવતા રહેશે, અને હજી પુરાણા મૂડીવાદી પૂર્વગ્રહોની, પુરાણી પદ્ધતિ તથા દંભોની, તરફેણ કરનારા તેમ જ એ પદ્ધતિના અમુક ભાગને ઉગારી લેવાની ધારણા રાખનારા શિક્ષકોનો વિરોધ કરશે.

એ મૂડીવાદી દંભોમાંનો એક એવી માન્યતામાં અંકિત છે કે શાળા રાજકારણથી વેગળી રહી શકે. તમે સુપેરે જાણો છો કે એ માન્યતા કેવી

ગલત છે. એ સિદ્ધાંતની હિમાયત કરનારા મૂડીદારોએ ખુદ પોતાના રાજકારણને શાળા પદ્ધતિના પાયામાં ગોઠવી દીધું, અને શાળાભ્યાસને મૂડીદારોના કહ્યાગરા તથા બાહોશ ચાકરોની તાલીમ પૂરતો જ મર્યાદિત રાખવાની કોશિશ કરી, સાર્વજનિક શિક્ષણને પણ ટોચથી તળિયા સુધી મૂડીદારોના કહ્યાગરા તથા બાહોશ સેવકોની, મૂડીના ગુલામો તથા હથિયારોની, તાલીમ પૂરતું જ મર્યાદિત રાખવાની કોશિશ કરી. તેમણે શાળાને માનવીય વ્યક્તિત્વ વિકસાવવાનું સાધન બનાવવાનો વિચાર કદી ન કર્યો. અને હવે સૌને સાફ સમજાઈ ગયું છે કે તમામ મહેનતકશ તથા શોષિત લોકો જોડે અવિભાજ્ય રીતે સંકળાયેલી અને સોવિયેત નીતિને બેધડક ટેકો આપતી સોવિયેત શાળાઓ જ એ કામગીરી કરી શકે.

શિક્ષણની પુનર્ઘટનાનું કામ બેશક સહેલું નથી. સ્વાભાવિક રીતે જ, ભૂલો થઈ છે અને હજી થઈ રહી છે, તેમ જ શિક્ષણ અને રાજકારણ વચ્ચેના સંબંધના સિદ્ધાંતનો ખોટો અર્થ ઘટાવવાના અને તેમાં કઢંગો તથા વિકૃત અર્થ ભરી દેવાના પ્રયત્નો પણ થઈ રહ્યા છે. નાનેરી પેઢીના લોકો રાજકારણ માટે પૂરતા તૈયાર થઈ જાય તે પહેલાં જ તેમનાં મનમાં રાજકારણ રેડી દેવાના અણઘડ પ્રયત્નો કરવામાં આવે છે. આ મૂળભૂત સિદ્ધાંતને કઢંગી રીતે લાગુ કરવાના એવા પ્રયાસોનો સામનો આપણે બેશક હંમેશાં કરવો જ પડશે. પરંતુ અધ્યાપનના વ્યવસાયમાં ઈન્ટરનેશનલનો તથા સોવિયેત સરકારનો પક્ષ લેનારા સભ્યોનું આજનું કર્તવ્ય, વધારે બહોળો અને જેટલા બને એટલા પ્રમાણમાં સૌને આવરી લેતો શિક્ષક સંઘ રચવાની જહેમતોમાં લાગી જવાનું છે.

મૂડીવાદી પૂર્વગ્રહોને વળગી રહેલા અને સમજણનું દેવાળું જાહેર કરી ચૂકેલા જૂના શિક્ષક સંઘને તમારા સંઘમાં, આંતરરાષ્ટ્રવાદીઓના સંઘમાં, મુદ્દલ સ્થાન નથી જ. એ સંઘ આ વિશેષાધિકારોને જાળવી રાખવાની લડત વધારેમાં વધારે લાંબા સમયથી, બીજાં ટોચનાં યુનિયનો — જે ૧૯૧૭ની ક્રાંતિના છેક આરંભમાં સ્થપાયાં હતાં અને જેનો સામનો અમે જીવનનાં સઘળાં ક્ષેત્રોમાં કર્યો હતો — કરતાંયે લાંબા સમયથી ચલાવતો રહ્યો છે. મારા અભિપ્રાય મુજબ, પૂરો સંભવ છે કે તમારો આંતરરાષ્ટ્રવાદી સંઘ, બીજી અખિલ રૂસી ટ્રેડ યુનિયન કૉંગ્રેસમાં[36] જોવા મળ્યું છે એવી રીતે, બીજાં બધાં ટ્રેડ યુનિયનોની જેમ સોવિયેત સરકારની નીતિનું સમર્થન કરતું શિક્ષકોનું એકમાત્ર ટ્રેડ યુનિયન બની રહે. શિક્ષકોની સામે ઉપસ્થિત કર્તવ્ય

વિરાટ છે. તેમને છેલ્લી ક્રાંતિ પછી બાકી રહી ગયેલા ઢીલ તથા વિખવાદના અવશેષોનો સામનો કરવાનો છે.

હવે પ્રચાર તથા આંદોલનની વાત. અધ્યાપક સમૂહના મૂડીવાદી વિભાગનાં—જે એવા ખ્યાલથી ટેવાયેલો છે કે માત્ર અમીરોને જ ખરા શિક્ષણનો અધિકાર છે અને મોટા ભાગના મહેનતકશ લોકોને જીવનના ખરા સ્વામીઓ બનવાની નહિ પરંતુ ખાલી સારા ચાકરો તથા સારા કામદારો બનવાની તાલીમ જ આપવી જોઈએ—ભાંગફોડનાં કરતૂતો તથા પૂર્વગ્રહોને લીધે પેદા થયેલી શિક્ષકો સંબંધી અવિશ્વાસની લાગણીને લક્ષમાં લઈએ તો સાવ સ્વાભાવિક છે કે પ્રચાર તથા શિક્ષણના દરેક ક્ષેત્રમાં વિખવાદ હજી ચાલુ રહે જ. એવા સંજોગોએ શિક્ષકોના એક વિભાગને સંકુચિત ક્ષેત્રમાં, નકલી શિક્ષણના ક્ષેત્રમાં, જકડી રાખ્યો છે, અને આપણને એવા એક જ તંત્રની સરખી રચના કરતા અટકાવ્યા છે કે જેમાં સઘળાં વિદ્વત્તા પરિબળો એકસૂત્રે સંકળાઈ જાય અને આપણી જોડે સહયોગ કરે. આપણે તમામ મૂડીવાદી પૂર્વગ્રહોને પડતા મૂકી દઈશું ત્યારે જ સફળ થઈશું. આ બાબતમાં તમારા સંઘનું કર્તવ્ય છે કે શિક્ષકોના બહોળા સમુદાયને તમારા વિશાળ પરિવારમાં ખેંચી લેવામાં આવે, અધ્યાપન વ્યવસાયના અત્યંત પછાત વિભાગોને કેળવણી આપવામાં આવે, સામાન્ય સર્વહારા વર્ગીય નીતિના ઝંડા હેઠળ એકત્રિત કરવામાં આવે, એક સર્વસામાન્ય સંગઠનમાં એકસૂત્રે સાંકળી લેવામાં આવે.

આપણા દેશની વર્તમાન દશામાં, જ્યારે આંતરવિગ્રહના તમામ સવાલો એકદમ સ્પષ્ટ બની રહ્યા છે અને ઘટનાઓનું તાત્પર્ય નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદી લોકોને સોવિયેત સરકારના પક્ષે આવી જવાની ફરજ પાડી રહ્યું છે ત્યારે, ટ્રેડ યુનિયન સંગઠનમાં શિક્ષકોએ મોટી કામગીરી પાર પાડવાની છે. તેમણે નજરે જોયું છે કે બીજું કોઈ પણ ધોરણ તેમને ઇચ્છાએ કે અનિચ્છાએ વ્હાઇટગાર્ડો[37] તથા આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદનો બચાવ કરવાની હાલતમાં ધકેલી દેશે. હવે આખી દુનિયાની સામે એક જ પાયાનું કર્તવ્ય ઉપસ્થિત થઈ ગયું છે એટલે સવાલ આવો છે: કાં તો નિરંકુશ પ્રત્યાઘાત, લશ્કરી સરમુખત્યારી, અને ગોળીઓની રમઝટ— જેનું સચોટ ઉદાહરણ આપણને બર્લિનમાં[38] જોવા મળ્યું છે, કાં તો યુદ્ધનાં આ ચાર વરસોની સજાથી બચવાની આશા ન રાખતા અને એટલે ગમે એટલી હદે જવા, ધરતીને મહેનતકશ લોકોના લોહીમાં તરબોળ કરવાનું ચાલુ રાખવા,

તૈયાર મૂડીવાદી પશુઓની ઘાતકી પ્રતિક્રિયા, અથવા સમાજવાદી ક્રાંતિમાં મહેનતકશ લોકોનો સંપૂર્ણ વિજય. આજે વચલો કોઈ માર્ગ હોઈ શકે જ નહિ. એટલે, જે શિક્ષકો છેક આરંભથી જ ઈન્ટરનેશનલના પક્ષે રહ્યા છે, અને હવે સાફ જુએ છે કે બીજી છાવણીના શિક્ષકોમાંથી પોતાના વિરોધીઓ કશો ગંભીર પ્રતિકાર કરી શકે એમ નથી, તેમણે ઘણી વધારે વ્યાપક પ્રવૃત્તિઓ શરૂ કરી દેવી જોઈએ. તમારા સંઘે હવે શિક્ષકોની વિશાળ સંખ્યાઓને આવરી લેતું શિક્ષકોનું બહોળું ટ્રેડ યુનિયન, સોવિયેત નીતિને અને સર્વહારા વર્ગની સરમુખત્યારી મારફત સમાજવાદના સંઘર્ષને ટેકો આપે એવું યુનિયન, બની રહેવું જોઈએ.

હાલ ચાલી રહેલી બીજી ટ્રેડ યુનિયન કૉંગ્રેસમાં અપનાવવામાં આવેલી ફોર્મ્યુલા એવી છે. કૉંગ્રેસ માગણી કરે છે કે જે તે કામધંધામાં, જે તે પ્રવૃત્તિ-ક્ષેત્રમાં, સામેલ દરેક માણસ એક જ યુનિયનમાં જોડાઈ જાય. કૉંગ્રેસ સાથે સાથે જ જાહેર કરે છે કે ટ્રેડ યુનિયન આંદોલન, મૂડીથી શ્રમની મુક્તિના સંઘર્ષનાં મૂળભૂત કર્તવ્યોથી અળગું ન જ રહી શકે. એટલે, સમાજવાદ માટે સર્વહારા વર્ગની સરમુખત્યારીના ક્રાંતિકારી વર્ગસંઘર્ષને માન્ય કરનારાં યુનિયનો જ ટ્રેડ યુનિયન સમૂહના રીતસર અને સમાન સભ્યો બની શકે. તમારો સંઘ એવા પ્રકારનું યુનિયન છે. તમે એવા ધોરણને વળગી રહેશો તો શિક્ષકોના ભારે મોટા હિસ્સાને જીતી લેવામાં, અને જ્ઞાન તથા વિજ્ઞાનને હવે વિશેષાધિકારીઓ માટેનું કશુંક, હવે અમીરો તથા શોષકોની સ્થિતિ વધારે મજબૂત બનાવવાનું સાધન, નહિ પરંતુ મહેનતકશ તથા શોષિત લોકોની મુક્તિનું હથિયાર બનાવવામાં, ચોક્કસ સફળ થશો. હું તમને એવા પ્રયાસોમાં પૂરી કામયાબી ઇચ્છું છું.

ગ્રંથ ૩૭
પૃષ્ઠ ૪૩૦—૪૩૩

## સામ્યવાદી વિદ્યાર્થીઓની પ્રથમ અખિલ રૂસી કૉંગ્રેસમાં પ્રવચન

૧૭ એપ્રિલ, ૧૯૧૯

તમારું અભિવાદન કરવામાં મને બહુ ખુશી થાય છે. મને ખબર નથી કે અહીંયાં કેટલા પ્રાંતોના પ્રતિનિધિઓ મોજૂદ છે, અથવા તમે સૌ ક્યાં ક્યાંથી આવ્યા છો. મહત્ત્વની વાત એ છે કે તરુણ લોકો, સામ્યવાદી તરુણ લોકો, સંગઠન સાધી રહ્યા છે. મહત્ત્વની વાત એ છે કે તરુણ લોકો નવા પ્રકારની શાળાનું નિર્માણ કરતાં શીખવા માટે એકઠા થઈ રહ્યા છે. હવે તમે નવા પ્રકારની શાળા ધરાવો છો. તમે જેને ધિક્કારતા હતા અને નફરત કરતા હતા, અને જેની સાથે તમને કશા જ સંબંધો નહોતા, એ પુરાણી નોકરશાહી શાળા હવે હયાત નથી રહી. અમે લાંબા ગાળા માટે અમારા કામનું આયોજન કર્યું છે. અમે જેની સ્થાપનાની કોશિશો કરી રહ્યા છીએ એ ભાવિ સમાજના, જેમાં સૌને કામ કરવાનું રહેશે એવા સમાજના, જેમાં કોઈ જાતના વર્ગીય તફાવતો નહિ હોય એવા સમાજના, નિર્માણમાં લાંબા સમય લાગશે. હાલ તો અમે એ ભાવિ સમાજનો ખાલી પાયો જ નાખી રહ્યા છીએ, તેના નિર્માણનું કામ તો તમે મોટા થશો ત્યારે તમારે જ કરવાનું છે. હાલ તમે તમારી શક્તિ મુજબ કામ કરો, તમારે માટે વધારે પડતો બોજો બની જાય એવાં કર્તવ્યો હાથમાં ન લો, મોટેરાંની દોરવણી લઈને મહેનત કરો. હું ફરી વાર આ કૉંગ્રેસનું અભિવાદન કરું છું અને તમારી જહેમતોમાં તમને પૂરી સફળતા ઇચ્છું છું.

ગ્રંથ ૩૮
પૃષ્ઠ ૩૨૦

# પ્રથમ અખિલ રૂસી પ્રૌઢ શિક્ષણ કૉંગ્રેસ

૬-૧૯ મે, ૧૯૧૯

## અભિવાદનનું પ્રવચન

૬ મે

સાથીઓ, આ પ્રૌઢ શિક્ષણ કૉંગ્રેસનું અભિવાદન કરતાં હું ખુશી અનુભવું છું. મારી પાસેથી તમે, મારી પહેલાંના વક્તા કોમરેડ લુનાચાર્સ્કીના જેવા, વિષયના ઊંડાણમાં જતા, પ્રવચનની અપેક્ષા બેશક નહિ જ રાખતા હો. કોમરેડ લુનાચાર્સ્કી તો આ બાબતના સુમાહિતગાર છે અને તેમણે વિષયનો ખાસ અભ્યાસ કર્યો છે. એટલે, મારા પ્રવચનને અભિવાદનના થોડાક શબ્દો પૂરતું, અને લોક-કમિસાર મંડળમાં[37] તમારી પ્રવૃત્તિઓની બાબતમાં વત્તીઓછી નિકટતાથી કામ કરતાં મેં કરેલાં નિરીક્ષણો અને મારા મનમાં ઉદ્‌ભવેલા વિચારો પૂરતું, મર્યાદિત રાખવાની મને રજા આપો. મને ખાતરી છે કે પ્રૌઢ શિક્ષણના ક્ષેત્રમાં જેટલી પ્રગતિ સાધવામાં આવી છે એટલી અનહદ પ્રગતિ છેલ્લા અઢાર મહિના દરમિયાન સોવિયેત પ્રવૃત્તિના એવા બીજા કોઈ પણ ક્ષેત્રમાં કદાચ જ સાધવામાં આવી હશે. બેશક બીજા કોઈ ક્ષેત્ર કરતાં આ ક્ષેત્રમાં કામ કરવાનું અમારે માટે અને તમારે માટે વધારે સરળ રહ્યું છે. અહીં આપણને પુરાણી રુકાવટો અને પુરાણી અડચણોને દૂર ફગાવી દેવી પડી હતી. કામદારો અને કિસાનોના સમુદાયોમાં સૌથી વધારે અનુભવવામાં આવેલી જ્ઞાનની, મફત શિક્ષણની, અને મુક્ત વિકાસની પ્રચંડ માગણીને પૂરી કરવાની દિશામાં કંઈક કરવાનું આ ક્ષેત્રમાં ઘણું વધારે સરળ હતું, કેમ કે લોકસમુદાયોના માર્ગમાં પડેલા બાહ્ય અવરોધોને હઠાવી દેવાનું, અને આપણને સામ્રાજ્યવાદી યુદ્ધ સાથે બાંધી દેતી તેમ જ એ યુદ્ધમાંથી પરિણમતો બેહદ ભાર વહેવાની હાલતમાં રશિયાને ધકેલી દેતી ઐતિહાસિક મૂડીવાદી સંસ્થાઓને તોડી નાખવાનું, લોકસમુદાયોના જોરદાર દબાણે આપણે માટે સરળ બનાવી દીધું હતું. પરંતુ તેમ છતાંયે,

લોકસમુદાયોની નવેસર કેળવણીનું કર્તવ્ય, સંગઠન અને શિક્ષણનું કર્તવ્ય, જ્ઞાનના પ્રસારનું કર્તવ્ય, અને આપણને મળેલા અજ્ઞાનતાના, આદિમ અવસ્થાના, અસંસ્કારીપણાના, અને જંગલીપણાના વારસાનો સામનો કરવાનું કર્તવ્ય કેટલું કપરું છે તેનો તીવ્ર અનુભવ આપણને થયો હતો. આ ક્ષેત્રમાં સંઘર્ષ તદ્દન જુદી રીતે ચલાવવાનો હતો. આપણે માત્ર લાંબા ગાળાની સફળતા અને વસતિના મોખરાના વિભાગોના એકધારા તથા પદ્ધતિસરના પ્રભાવની જ આશા રાખી શકીએ એમ હતા. એવા પ્રભાવને સ્વેચ્છાએ આધીન થવા જનતા તૈયાર હતી, પરંતુ આપણે ઘણી વાર જેટલું થઈ શકે એથી ઓછું કરવાના ગુનેગાર રહ્યા છીએ. હું માનું છું કે પ્રૌઢ શિક્ષણના પ્રસાર માટે, પુરાણી મર્યાદાઓ અને પ્રણાલિકાઓથી મુક્ત જે શિક્ષણનું પ્રૌઢ વસતિ આટલું સ્વાગત કરે છે તેના પ્રસાર માટે, આ પ્રથમ કદમો ઉઠાવવામાં, આપણને શરૂઆતમાં બે પ્રકારના અવરોધોનો મુકાબલો કરવો પડયો હતો. એ બન્ને અવરોધો આપણને આજ સુધી વળગી રહેલા, હજારો અને લાખો તાંતણા વડે, દોરડાં વડે, તથા જંજીરો વડે નીચે ખેંચી રહેલા, પુરાણા મૂડીવાદી સમાજમાંથી વારસામાં મળ્યા હતા.

તેમાંનો પહેલો અવરોધ હતો મૂડીવાદી બુદ્ધિજીવીઓના લોહીનો ઉછાળો. તેઓ ઘણી ઘણી વાર કામદારો તથા કિસાનોની નવા પ્રકારની શૈક્ષણિક સંસ્થાઓને ફિલસૂફી તથા સંસ્કૃતિના પોતાના વ્યક્તિગત સિદ્ધાંતોને ચકાસી જોવાનું સૌથી વધારે સગવડભર્યું ક્ષેત્ર ગણતા. ફિલસૂફી તથા સંસ્કૃતિને લગતા અત્યંત બેહૂદા વિચારોનો ઘણી ઘણી વાર કશાક નૂતન તરીકે જયજયકાર કરવામાં આવતો, અને અલૌકિક તથા અસંગતને[40] શુદ્ધ સર્વહારા વર્ગીય કલા તથા સર્વહારા વર્ગીય સંસ્કૃતિ તરીકે રજૂ કરવામાં આવતાં. **(તાળીઓ)** પરંતુ શરૂઆતના દિવસોમાં એ સ્વાભાવિક હતું અને કદાચ ક્ષમ્ય પણ હતું, બહોળા આંદોલનને એ બાબતમાં દોષિત ઠરાવી શકાય નહિ. હું માનું છું કે આપણે એ સર્વથી છુટકારો મેળવવાની કોશિશ કરી રહ્યા છીએ અને આખરે તેમાં સફળ થઈશું.

બીજો અવરોધ પણ આપણને મૂડીવાદ પાસેથી વારસામાં મળ્યો હતો. જ્ઞાનના તરસ્યા બહોળા નિમ્ન-મૂડીવાદી મહેનતકશ લોકોએ પુરાણી પદ્ધતિને તોડી નાખી પરંતુ સંગઠક અથવા સંગઠિત કશું તેઓ આગળ ધરી શક્યા નહિ. લોક-કમિસાર મંડળમાં જ્યારે અક્ષરજ્ઞાન ધરાવતા લોકોને ક્રિયાશીલ કરવાના, અને પુસ્તકાલય વિભાગના, સવાલો વિશે ચર્ચા થયેલી ત્યારે

મને આ બાબતનું નિરીક્ષણ કરવાના મોકા મળેલા, અને એ સંક્ષિપ્ત નિરીક્ષણો ઉપરથી મને આ ક્ષેત્રની પરિસ્થિતિની ગંભીરતા સમજાઈ ગઈ. એ વાત સાચી કે અભિવાદનના પ્રવચનમાં કોઈ અનિષ્ટ બાબતનો ઉલ્લેખ કરવાનો રિવાજ નથી. હું આશા રાખું છું કે એવી રૂઢ પ્રણાલિકાઓથી તમે મુક્ત હશો, અને મારાં અમુક અંશે દુ:ખદ નિરીક્ષણો વિશે તમને જણાવવા બદલ માઠું નહિ લગાડો. અમે જ્યારે અક્ષરજ્ઞાન ધરાવતા લોકોને ક્રિયાશીલ કરવાનો સવાલ ઉઠાવ્યો ત્યારે સૌથી વધારે ધ્યાન ખેંચનારી વાત, આપણી ક્રાંતિએ મૂડીવાદી ક્રાંતિની મર્યાદાઓમાંથી સત્વર બહાર આવ્યા વગર જ સિદ્ધ કરેલા ઝળહળતા વિજયની હતી. ક્રાંતિએ ઉપલબ્ધ પરિબળોને વિકાસની આઝાદી આપી, પરંતુ એ ઉપલબ્ધ પરિબળો નિમ્ન-મૂડીવાદી હતાં અને તેમનું સંકેતસૂત્ર પુરાણું હતું—"સૌ પોતપોતાને માટે અને ઈશ્વર સૌને માટે"—એનું એ જ શાપિત મૂડીવાદી સૂત્ર કે જે કોલ્ચાક અને મૂડીવાદના પુનરુત્થાન સિવાય બીજે કશે કદી ન જ લઈ જઈ શકે. નિરક્ષર લોકોને શિક્ષણ આપવા સારુ આપણે જે કંઈ કરીએ છીએ તેની સમીક્ષા કરીએ તો, મારા માનવા મુજબ, એવો નિષ્કર્ષ તારવવો જ પડશે કે આપણે બહુ જ થોડું કર્યું છે, અને આ ક્ષેત્રમાં આપણી ફરજ એટલું સમજી લેવાની છે કે સર્વહારા વર્ગીય તત્ત્વોનું સંગઠન આવશ્યક છે. કાગળ ઉપર ચીતરેલા હાસ્યાસ્પદ વાક્યોનું કંઈ જ મહત્ત્વ નથી, મહત્ત્વ તો એવાં કદમોનું છે કે જેની જનતાને તાકીદે જરૂરત છે, અને જે અક્ષરજ્ઞાન ધરાવતા પ્રત્યેક માણસને ફરજ પાડે કે તે કેટલાય નિરક્ષર માણસોને શિક્ષણ આપવાની પ્રવૃત્તિને પોતાનું કર્તવ્ય ગણે. આપણી ડિક્રી એમ જ કહે છે,[41] પરંતુ આ ક્ષેત્રમાં ભાગ્યે જ કશું કરવામાં આવ્યું છે.

લોક-કમિસાર મંડળમાં જ્યારે એક બીજા સવાલ વિશે, પુસ્તકાલયોના સવાલ વિશે, વિચારણા કરવામાં આવી ત્યારે મને લાગ્યું કે આપણને વારંવાર સાંભળવા મળતી ફરિયાદો—દોષ આપણી ઔદ્યોગિક પછાત દશાનો હોવાની, આપણી પાસે પુસ્તકો થોડાં હોવાની અને આપણે પૂરતાં પુસ્તકો છાપી ન શકતા હોવાની—મને લાગ્યું કે એ ફરિયાદો વાજબી છે. બેશક, આપણી પાસે ઈંધણ નથી અને આપણાં કારખાનાં બેકાર પડયાં છે, આપણી પાસે કાગળ થોડો છે અને આપણે પુસ્તકો છાપી શકતા નથી. આ બધું સાચું છે, પરંતુ સાથે સાથે એ પણ સાચું છે કે આપણે ઉપલબ્ધ પુસ્તકો સુધી પહોંચી શકતા નથી. આ બાબતમાં આપણે ખેડૂતના

ભોળપણથી અને ખેડૂતની લાચારીથી પીડાતા રહીએ છીએ. ખેડૂત જ્યારે જમીનદારના પુસ્તકાલય ઉપર હાથ મારે છે ત્યારે પુસ્તકો પોતાની પાસેથી કોઈ લઈ લેશે એવી બીકનો માર્યો દોડતો ઘર ભેગો થઈ જાય છે, કેમ કે ઈનસાફી વહેંચણીની કલ્પના જ કરી શકતો નથી, ઘૃણાજનક નહિ પરંતુ કામદારોની અને મહેનતકશ લોકોની સહિયારી સંપત્તિ હોય એવી રાજ્યની મિલકતની કલ્પના જ કરી શકતો નથી. આ બાબતમાં કિસાનોના અજ્ઞાની સમુદાયોનો દોષ નથી, અને ક્રાંતિના વિકાસના સંબંધમાં તો એ સાવ સ્વાભાવિક છે, અનિવાર્ય કક્ષા છે. કિસાન જ્યારે પુસ્તકાલયનાં પુસ્તકો લઈ જાય છે અને તેને સંતાડીને મૂકી દે છે ત્યારે એ બીજું કશું કરી શકે એમ હોતો જ નથી, કેમ કે તેને ખબર નથી હોતી કે રશિયાનાં બધાં પુસ્તકાલયોને એક સાથે સાંકળી શકાય, અને એ રીતે વાંચી શકનારા બધાને સંતોષવા માટે તેમ જ વાંચી ન શકતા હોય તેમને શીખવવા માટે પૂરતાં પુસ્તકો ઉપલબ્ધ બની શકે. વર્તમાન સમયે આપણે અવ્યવસ્થાના, અંધાધૂંધીના, અને હાસ્યાસ્પદ વિભાગીય ખેંચતાણના અવશેષોનો સામનો કરવો જ જોઈએ. એ આપણું મુખ્ય કર્તવ્ય બની રહેવું જોઈએ. નિરક્ષરતાને મારી હઠાવવા માટે આપણે અક્ષરજ્ઞાન ધરાવતા લોકોને ક્રિયાશીલ કરવાનું સાદું અને તાકીદનું કામ હાથમાં લેવું જ જોઈએ. આપણે જે પુસ્તકો ઉપલબ્ધ હોય તેનો ઉપયોગ કરવો જ જોઈએ, અને પુસ્તકાલયોના એવા તંત્રની સંઘટનામાં લાગી જવું જોઈએ કે જે પ્રત્યેક ઉપલબ્ધ પુસ્તક સુધી પહોંચવામાં જનતાને મદદ કરે. કોઈ પણ જાતનાં સમાંતર સંગઠનો નહિ પરંતુ ફક્ત એક જ સમરૂપ સુયોજિત સંગઠન હોવું જોઈએ. આ નાનકડી બાબત આપણી ક્રાંતિના એક મૂળભૂત કર્તવ્યને પ્રતિબિંબિત કરે છે. ક્રાંતિ જો આ કર્તવ્યને પૂરું કરવામાં નિષ્ફળ જાય, આપણી રૂસી અંધાધૂંધી અને બિન-આવડતને ઠેકાણે એક સાચેસાચ સમરૂપ સુયોજિત સંગઠનના સર્જનમાં લાગી જવામાં નિષ્ફળ જાય, તો તે મૂડીવાદી ક્રાંતિ જ રહી જશે કારણ કે સામ્યવાદ તરફ કૂચ કરતી સર્વહારા વર્ગીય ક્રાંતિનું મુખ્ય વિશિષ્ટ લક્ષણ એવું સંગઠન જ છે—મૂડીદાર વર્ગ માટે તો એટલું જ પૂરતું હતું કે પુરાણી પદ્ધતિને તોડી નાખવામાં આવે અને એવી કિસાન-ખેતીના વિકાસની આઝાદી આપવામાં આવે કે જે, પહેલાંની બધી ક્રાંતિઓની જેમ, એ જ મૂડીવાદને પુનર્જીવન બક્ષે.

આપણે પોતાને કોમ્યુનિસ્ટ પાર્ટી તરીકે ઓળખાવીએ છીએ એટલે

સમજી લેવું જોઈએ કે હવે જ્યારે બાહ્ય અવરોધોને હઠાવી દેવામાં આવ્યા છે અને પુરાણી સંસ્થાઓને તોડી નાખવામાં આવી છે ત્યારે આપણી સમક્ષ પહેલી જ વાર અસલ સર્વહારા વર્ગીય ક્રાંતિનું પ્રાથમિક કર્તવ્ય, અર્થાત્ લાખો અને કરોડો લોકોને સંગઠિત કરવાનું કર્તવ્ય, સમગ્ર વ્યાપકતા સાથે પ્રત્યક્ષ રૂપે આપણી સામે ખડું થયું છે. આ ક્ષેત્રમાં આપણે સૌએ મેળવેલા અઢાર મહિનાના અનુભવ પછી, આખરે એવો સાચો માર્ગ અપનાવવો જોઈએ કે જે આપણને સંસ્કૃતિના અભાવ ઉપર, આપણે આ બધો વખત જેનાથી પીડાતા રહ્યા છીએ એ અજ્ઞાનતા અને અસંસ્કારીપણા ઉપર, વિજયની દિશામાં લઈ જાય. **(તાળીઓનો ગડગડાટ)**

ગ્રંથ ૩૮

પૃષ્ઠ ૩૨૯ – ૩૩૨

## 'શિક્ષણ અને સમાજવાદી સંસ્કૃતિના ક્ષેત્રના કાર્યકરોની પ્રથમ અખિલ રૂસી કૉંગ્રેસમાં કરેલા પ્રવચન 'માંથી

૩૧ જુલાઈ, ૧૯૧૯

સાથીઓ, લોક-કમિસાર મંડળ વતી તમારી કૉંગ્રેસનું અભિવાદન કરવામાં મને ભારે ખુશી થાય છે.

સોવિયેત સત્તાને પ્રવૃત્તિનાં સઘળાં ક્ષેત્રોમાં અને સંગઠનનાં સઘળાં ક્ષેત્રોમાં જે મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે એ જ મુશ્કેલીઓની સામે અમારે શિક્ષણના ક્ષેત્રમાં પણ લાંબા સમય સુધી સંઘર્ષ લડવો પડયો હતો. અમે જોયું કે કેવળ જેને જ લોક સંગઠનો ગણવામાં આવતાં હતાં તેમાં, મૂડીવાદી પૂર્વગ્રહોના રંગે લાંબા સમયથી રંગાયેલા લોકો, છેક આરંભથી મોખરે હતા. સોવિયેત સત્તાના આરંભના દિવસોમાં, ૧૯૧૭ના ઑક્ટોબરમાં, અમે એ પણ જોયું કે પેત્રોગ્રાદમાં અમને સેનાએ, સોવિયેત સત્તાને માન્ય ન કરતી અને પેત્રોગ્રાદ ઉપર હુમલો કરવાની ધમકી આપતી તેમ જ મૂડીવાદી સરકારો જોડે ઐક્ય વ્યક્ત કરતી જાહેરાતોના પૂરમાં કેવી રીતે ડુબાડી દીધા હતા. એટલા લાંબા વખત પહેલાંયે અમને ખાતરી હતી કે એવી જાહેરાતો એ સંગઠનોના મોખરાના લોકો તરફથી આવેલી હતી, આપણી સેનાના મનોભાવ, પ્રતીતિઓ, તથા વિચારોના વિકાસમાં ભૂતકાળનું પ્રતિનિધિત્વ કરતી એ જમાનાની સેના સમિતિઓ તરફથી આવેલી હતી. ત્યાર પછી બધાં લોક સંગઠનોમાં પરિસ્થિતિનું પુનરાવર્તન થયું છે—રેલવેના સર્વહારાઓની બાબતમાં, અને ફરી તાર-ટપાલ કર્મચારીઓના સંબંધમાં. હંમેશાં અમારા ધ્યાનમાં આવ્યું છે કે લોક સંગઠનોમાં શરૂઆતમાં અતીતની પકડ તથા અસર જળવાઈ રહે છે. એટલે, શાળાશિક્ષકોની અંદર લાંબો તથા હઠીલો સંઘર્ષ ચાલતો રહ્યો એથી અમને

જરાય આશ્ચર્ય નહોતું થયું. બધા નહિ તો મોટા ભાગના શિક્ષકોએ છેક આરંભથી જ સોવિયેત સત્તાના સંબંધમાં અદાવતી વલણ અખત્યાર કર્યું હતું. અમે જોયું કે અમારે કેવી રીતે મૂડીવાદી પૂર્વગ્રહોને ધીરે ધીરે ખતમ કરવા પડયા હતા, અને કામદારો તથા મહેનતકશ કિસાનપ્રજા સાથે ગાઢ રૂપે સંકળાયેલા શાળાશિક્ષકોને અધિકારો હાંસલ કરવા માટે, તેમ જ મહેનતકશ લોકસમુદાયો જોડે ખરા સુમેળનો, શરૂ થઈ ચૂકેલી સમાજવાદી ક્રાંતિનાં રૂપલક્ષણોની ખરી સમજણનો, માર્ગ તૈયાર કરવા માટે, ભૂતપૂર્વ મૂડીવાદી પદ્ધતિ સામે કેવી રીતે સંઘર્ષ લડવો પડયો હતો. અત્યાર સુધી તો મૂડીવાદી બુદ્ધિજીવીઓના પુરાણા પૂર્વગ્રહોનો, તેમની રાબેતા મુજબની રીતો તથા દલીલોનો, મૂડીવાદી અથવા મૂડીશાહી સમાજના બચાવની તેમની જહેમતોનો, અને હંમેશાં પ્રત્યક્ષ નહિ પરંતુ એક અથવા બીજી રીતે મૂડીવાદના બચાવના આશયે ઉપરથી મઝાનાં લાગતાં અમુક સૂત્રોની આડશ લઈને લડવામાં આવતા તેમના સંઘર્ષનો મુકાબલો બીજા કોઈ કરતાં વધારે પ્રમાણમાં તમારે જ કરવો પડયો છે.

સાથીઓ, તમને કદાચ યાદ હશે કે કામદાર આધુનિક મૂડીવાદી કારખાનામાં પહોંચ્યો ત્યાં સુધીની પ્રક્રિયાનું વર્ણન માર્ક્સે કેવી રીતે કર્યું છે, તેમણે શિસ્તબદ્ધ, સંસ્કારી, તથા "મુક્ત" મૂડીવાદી સમાજમાં કામદારની ગુલામીનું પૃથક્કરણ કેવી રીતે કર્યું, મૂડી તરફથી શ્રમના શોષણનાં કારણોનો અભ્યાસ કેવી રીતે કર્યો, ઉત્પાદનની પ્રક્રિયાનાં મૂળતત્ત્વો કેવી રીતે પારખી કાઢયાં, કારખાનામાં—જ્યાં વધારાના મૂલ્યની લૂંટ ચલાવવામાં આવે છે અને મૂડીવાદી શોષણનો પાયો નાખવામાં આવે છે, જ્યાં મૂડીવાદી સમાજની, ગણતર માણસોને સમૃદ્ધિની રેલમછેલ બક્ષતા અને ઘણાબધા માણસોને પીડનની દશામાં જકડી રાખતા સમાજની, ઈમારત બાંધવામાં આવે છે—કામદારના આગમનનું વર્ણન કેવી રીતે કર્યું. માર્ક્સ પોતાના પુસ્તકમાં એ અત્યંત મહત્ત્વના તથા એકદમ મૂળભૂત સ્થળે—મૂડીવાદી શોષણના પૃથક્કરણની કક્ષાએ—પહોંચ્યા ત્યારે તેમણે એ પૃથક્કરણની ભૂમિકાની સાથે વ્યંગભરી નોંધ કરી કે પોતે વાચકને જે જગ્યાએ લઈ જાય છે એ જગ્યા, જ્યાં મૂડીદારો નફા શોષી લે છે એ જગ્યા, તો આઝાદી, સમાનતા, અને બેન્થામના[42] અમલની જગ્યા છે. માર્ક્સે એ નોંધ મારફત મૂડીવાદી સમાજમાં મૂડીદારો તરફથી સમર્થિત વિચારસરણી તરફ ભારપૂર્વક નિર્દેશ કર્યો. મૂડીદારો એ વિચારસરણીને ઉચિત ઠરાવે છે કારણ કે તેમની

દૃષ્ટિએ, સામંતી ઉમરાવો સામેની લડાઈ જીતી લેનારા મૂડીદારોની દૃષ્ટિએ, મૂડીવાદી સમાજમાં "આઝાદી, સમાનતા, અને બેન્થામ"નો અમલ છે, પરંતુ એ સમાજ તો નાણાના શાસન ઉપર, મૂડીના શાસન ઉપર, અને મહેનતકશ લોકોના શોષણ ઉપર આધારિત છે. એ લોકો જેને આઝાદી ગણાવે છે તે નફા હાંસલ કરવાની આઝાદી છે, ગણતર માણસોને ધનવાન બની જવાની આઝાદી છે, વ્યાપારી કારોબારની આઝાદી છે. એ લોકો જેને સમાનતા ગણાવે છે તે મૂડીદાર અને કામદાર વચ્ચેની સમાનતા છે. અને બેન્થામનો અમલ આઝાદી તથા સમાનતાના સંબંધમાં નિમ્ન-મૂડીવાદી પૂર્વગ્રહનો અમલ છે.

આસપાસ નજર ફેરવો, ગઈકાલે અમારી સામેના સંઘર્ષમાં વાપરવામાં આવેલી તથા આજે જૂના શિક્ષક સંઘના સભ્યો તરફથી વાપરવામાં આવતી, અને પોતાને સમાજવાદીઓ ગણાવતા (સમાજવાદી-ક્રાંતિકારીઓ[43] તથા મેન્શેવિકો[44]) અમારા વૈચારિક વિરોધીઓમાં હજી જોવા મળતી દલીલોને તપાસી જુઓ, સમાજવાદના મહત્ત્વને હજુ ન સમજી શકેલા કિસાન સમુદાયો જોડે અમારી રોજની વાતચીત દરમિયાન ભલે બહુ સભાન રૂપમાં નહિ પરંતુ બેશક જોવા મળતી દલીલોને તપાસી જુઓ— આસપાસ નજર ફેરવો અને એ દલીલોના વૈચારિક અર્થનો થોડોક વિચાર કરો તો માર્ક્સે 'મૂડી' પુસ્તકમાં ભારપૂર્વક નિરૂપેલી એ જ મૂડીવાદી ભાત દેખાઈ આવશે. આ લોકો મૂડીવાદી સમાજમાં આઝાદી, સમાનતા, અને બેન્થામના અમલનું આડંબરી સૂત્ર વારંવાર દોહરાવે છે. અને અમારી સામે જ્યારે એ દૃષ્ટિએ વાંધા ઉઠાવવામાં આવે છે અને કહેવામાં આવે છે કે અમે, બોલ્શેવિકો તથા સોવિયેત સત્તા, આઝાદી અને સમાનતાનો ભંગ કરીએ છીએ, ત્યારે એમ કહેનારાઓને અમે રાજકીય અર્થશાસ્ત્રના તત્ત્વોનો, માર્ક્સના મૂળભૂત સિદ્ધાંતોનો, નિર્દેશ કરીએ છીએ. અમે જણાવીએ છીએ કે તમે બોલ્શેવિકોની ઉપર જે આઝાદીના ભંગનો આક્ષેપ મૂકો છો તે મૂડીની આઝાદી છે, માલિકને અનાજ ખુલ્લા બજારમાં વેચવાની આઝાદી છે, એટલે કે ગણતર માણસોને, જેમની પાસે વધારાનું અનાજ હોય તેમને, નફા હાંસલ કરવાની આઝાદી છે. જે અખબારી આઝાદીના ભંગનો આક્ષેપ બોલ્શેવિકોની ઉપર વારંવાર મૂકવામાં આવ્યો છે—એ અખબારી આઝાદી મૂડીવાદી સમાજમાં કેવી છે? સૌ લોકો જોઈ શકેલા કે આપણા "આઝાદ" રશિયામાં અખબારો કેવાં હતાં. ઉન્નત મૂડીવાદી

દેશોની અખબારી આલમની જાણકારી ધરાવતા, તેને નજીકથી નીરખી ચૂકેલા, અને તેના સંપર્કમાં આવેલા માણસો તો તેને ઘણા વધારે ઊંડાણથી જોઈ શકેલા. મૂડીવાદી સમાજમાં અખબારી આઝાદીનો અર્થ પ્રકાશનોના અને લોકસમુદાયોની ઉપર તેમના પ્રભાવના વેપલા કરવાનો છે. અખબારી આઝાદીનો અર્થ એવો છે કે લોકસમુદાયોની ઉપર પ્રભાવ પાડવાનું જોરદાર માધ્યમ બની રહેતાં અખબારો મૂડીદારોના ખરચે ચલાવવામાં આવે છે. જેનો બોલ્શેવિકોએ ભંગ કરેલો તે અખબારી આઝાદી એવી છે, અને તેમને ગર્વ છે કે મૂડીદારોથી મુક્ત પ્રથમ અખબાર તેમણે પ્રગટ કર્યું હતું, એક વિશાળ દેશમાં પહેલી જ વાર ગણતર અમીરો તથા કરોડપતિઓની ઉપર આધાર ન રાખતી અખબારી આલમની—મૂડી સામેના સંઘર્ષને જ, આપણે દરેકે દરેક બાબત જેને અનુરૂપ બનાવી દેવાની છે તે સંઘર્ષને જ, પૂર્ણ રૂપે સમર્પિત અખબારી આલમની—સ્થાપના તેમણે કરી છે. વર્ગજાગૃતિ ન ધરાવતા કિસાન સમુદાયોને દોરવણી આપવાની શક્તિ ધરાવતો કારખાનાંનો સર્વહારા વર્ગ જ આ સંઘર્ષમાં મહેનતકશ લોકોની આગેવાની કરી શકે, મોખરાની હરોળ બની શકે.

અમારી ટીકા કરવામાં આવે છે કે અમે એક પાર્ટીની સરમુખત્યારી જમાવી દીધી છે, અને તમે તો સાંભળી ચૂક્યા છો કે સંયુક્ત સમાજવાદી મોરચો રચવાની દરખાસ્ત રજૂ કરવામાં આવી છે. તેના જવાબમાં અમે કહીએ છીએ કે "હા, આ એક પાર્ટીની સરમુખત્યારી જ છે! અમે તેની હિમાયત કરીએ છીએ, અને અમારા ધોરણમાં કશો ફેરફાર નહિ કરીએ, કારણ કે આ પાર્ટીએ દાયકાઓ દરમિયાન કારખાનાં તથા ઉદ્યોગોના સમગ્ર સર્વહારા વર્ગની મોખરાની હરોળનું સ્થાન હાંસલ કરી લીધું છે. આ પાર્ટીએ એવું સ્થાન ૧૯૦૫ની ક્રાંતિ પહેલાં જ હાંસલ કરી લીધું હતું. આ પાર્ટી ૧૯૦૫માં કામદારોને મોખરે રહેલી અને ત્યાર બાદ—૧૯૦૫ પછી પ્રત્યાઘાતના ગાળામાં જ્યારે સ્તોલીપિન દૂમાના અમલ દરમિયાન કામદાર વર્ગીય આંદોલનનું પુનરુત્થાન ભારે મુશ્કેલીથી સાધવામાં આવ્યું હતું ત્યારે પણ—કામદાર વર્ગની જોડે એકરૂપ બની ગયેલી પાર્ટી છે, અને એકમાત્ર આ પાર્ટી જ પુરાણા સમાજમાં ગહનગામી મૂળભૂત પરિવર્તન આણવામાં એ વર્ગની આગેવાની કરી શકી છે." અમને સંયુક્ત સમાજવાદી મોરચો રચવાની દરખાસ્ત કરવામાં આવે છે ત્યારે અમે કહીએ છીએ કે એ દરખાસ્ત સમાજવાદી-ક્રાંતિકારી તથા મેન્શેવિક પાર્ટીઓ તરફથી આવી છે,

અને તેઓ સમગ્ર ક્રાંતિ દરમિયાન મૂડીદાર વર્ગની તરફેણમાં ઢળતી રહી છે. અમને બેવડો અનુભવ મળ્યો છે—કેરેન્સ્કીનો ગાળો લઈએ કે જ્યારે સમાજવાદી-ક્રાંતિકારીઓએ મિશ્ર સરકારની રચના કરી હતી અને તેને સમહિત જૂથે, એટલે કે વિશ્વ મૂડીદાર વર્ગે, ફ્રાંસ અને અમેરિકા તથા બ્રિટને, મદદ કરી હતી. તેનું પરિણામ કેવું આવ્યું? તેમના વાયદા મુજબ ધીરે ધીરે સમાજવાદમાં સંક્રમણ થયું ખરું? ના, તદ્દન પતન થઈ ગયું, સામ્રાજ્યવાદીઓનું નિરંકુશ શાસન સ્થપાઈ ગયું, મૂડીદાર વર્ગનું શાસન સ્થપાઈ ગયું, વર્ગ-મેળ સંબંધી જાતજાતના ભ્રમોની પૂરી નાદારી જાહેર થઈ ગઈ.

ઈતિહાસે રશિયા દેશને સમાજવાદી ક્રાંતિનો પંથ ઉજાળવાની ભૂમિકા સોંપી છે, અને એ કારણે જ આટલો સખત સંઘર્ષ લડવાનું અને આટલી ભારે વિપદાઓ વેઠવાનું આપણે ભાગે આવ્યું છે. બીજા દેશોના મૂડીદારો તથા સામ્રાજ્યવાદીઓને સમજાઈ ગયું છે કે રશિયા લડવા ખડું થઈ ગયું છે, અને કેવળ રૂસી મૂડીનું જ નહિ પરંતુ આંતરરાષ્ટ્રીય મૂડીનું ભાવિ પણ રશિયામાં નિર્ધારિત થઈ રહ્યું છે. એટલે જ તેમનાં તમામ અખબારોમાં—તેમણે પોતાની કરોડોની દોલતમાંથી લાંચ આપીને તાબેદાર બનાવી લીધેલાં આખી દુનિયાનાં મૂડીવાદી અખબારોમાં—તેઓ બોલ્શેવિકો વિશે એકદમ અકલ્પનીય નાલેશીઓ ફેલાવે છે.

તેઓ એ જ "આઝાદી, સમાનતા, અને બેન્થામ"ના સિદ્ધાંતોના નામે રશિયા ઉપર પ્રહારો કરે છે. આ દેશમાં તમને એવો ખ્યાલ ધરાવતો કોઈ માણસ મળી જાય કે આઝાદી અને સમાનતાની, તેમ જ બોલ્શેવિકો તેનો ભંગ કરતા હોવાની, વાત કરતી વેળા પોતે કશાક એકદમ સ્વતંત્ર વિચારનું, સામાન્ય રૂપમાં લોકશાહીના સિદ્ધાંતોનું, સમર્થન કરી રહ્યો છે, તો તેને યુરોપનાં મૂડીવાદી અખબારો જોઈ લેવા કહેજો. દેનીકિન અને કોલ્ચાક કેવા પડદાનો ઉપયોગ કરી રહ્યા છે? યુરોપના મૂડીવાદીઓ તથા મૂડીદારો રશિયાને કચડી નાખવાના પ્રયાસોમાં કેવા પડદાનો ઉપયોગ કરી રહ્યા છે? આઝાદી અને સમાનતા—તેઓ માત્ર તેને વિશે જ બોલબોલ કરતા રહે છે! અમેરિકા, બ્રિટન, અને ફ્રાંસે આર્ખાન્ગેલ્સ્ક કબજે કરી લીધું ત્યારે, પોતાનાં લશ્કરો દક્ષિણમાં મોકલ્યાં ત્યારે, આઝાદી અને સમાનતાના બચાવમાં જ એમ કરેલું. તેઓ પડદા તરીકે એવી જાતના સૂત્રનો ઉપયોગ કરે છે, અને એટલે જ રશિયાનો સર્વહારા વર્ગ વિશ્વ

મૂડીની સામે આ ઝનૂની સંઘર્ષ લડવા ખડો થઈ ગયો છે. આઝાદી અને સમાનતાનાં આ સૂત્રોની પાછળ એવી નેમ છે, મૂડીદાર વર્ગના તમામ દલાલો જનતા જોડે છળ કરવા માટે તેનો ઉપયોગ કરે છે, અને કામદારો અને કિસાનોનો પક્ષ ખરેખર લેનારા બુદ્ધિજીવીઓએ તેને ઉઘાડાં પાડવાનાં છે.

ગ્રંથ ૩૯
પૃષ્ઠ ૧૩૧—૧૩૫, ૧૩૭

મૂડીની સામે આ ઝનૂની સંઘર્ષ લડવા ખડો થઈ ગયો છે. આઝાદી અને સમાનતાનાં આ સૂત્રોની પાછળ એવી નેમ છે, મૂડીદાર વર્ગના તમામ દલાલો જનતા જોડે છળ કરવા માટે તેનો ઉપયોગ કરે છે, અને કામદારો અને કિસાનોનો પક્ષ ખરેખર લેનારા બુદ્ધિજીવીઓએ તેને ઉઘાડાં પાડવાનાં છે.

ગ્રંથ ૩૯
પૃષ્ઠ ૧૩૧—૧૩૫, ૧૩૭

## ‘પ્રાંતીય શિક્ષણ ખાતાંના પ્રૌઢ શિક્ષણ વિભાગોના સંચાલકોના ત્રીજા અખિલ રૂસી સંમેલનમાં કરેલા પ્રવચન ’માંથી

૨૫ ફેબ્રુઆરી, ૧૯૨૦

પ્રૌઢ શિક્ષણના ક્ષેત્રમાં તમારી પાસેથી અને તમારી પ્રવૃત્તિઓમાંથી અમે ઘણીબધી અપેક્ષાઓ રાખીએ છીએ. શાળાઓમાં શિક્ષણને બહેતર પાયા પર મૂકવા માટે કેટલાંય ભૌતિક પરિવર્તનો આવશ્યક છે— શાળાઓ બાંધવી જોઈએ, શિક્ષકોની વરણી કરવી જોઈએ, અને સંઘટનામાં તેમ જ સ્ટાફની વરણીમાં આંતરિક સુધારાઓ અમલમાં મૂકવા જોઈએ. એવાં બધાં કાર્યોમાં લાંબી તૈયારીઓ જરૂરી બને છે. પ્રૌઢ શિક્ષણના ક્ષેત્રે તમારા માર્ગમાં લાંબી તૈયારીની એવી અડચણ નથી. લોકો તરફથી નિયમિત શાળા પદ્ધતિની બહાર શિક્ષણની માંગ, અને એ ક્ષેત્રમાં કાર્યકરોની જરૂરત, બહુ મોટા પ્રમાણમાં વધી રહી છે. અમને ખાતરી છે કે આ સંબંધમાં અત્યાર સુધી જે કંઈ કરવામાં આવ્યું છે તેનાથી ઘણું વધારે, સહિયારી મદદ તથા સહિયારા પ્રયાસો વડે કરી શકાશે.

અંતમાં હું પ્રૌઢ શિક્ષણના સ્વરૂપની છણાવટ કરીશ. તે પ્રચાર અને આંદોલન જોડે સંકળાયેલું છે. મૂડીવાદી દુનિયામાં શિક્ષણની એક મૂળભૂત ખામી, શ્રમની સંઘટનાના બુનિયાદી કર્તવ્યથી તેની અલગતાની છે, કારણ કે મૂડીદારની નેમ તો શિક્ષણ મારફત આજ્ઞાધીન તથા શિસ્તબદ્ધ કામદારો તૈયાર કરવાની હોય છે. મૂડીવાદી સમાજમાં સામાજિક શ્રમની સંઘટનાનાં વાસ્તવિક કર્તવ્યો અને શિક્ષણ વચ્ચે કશો જ સંબંધ નહોતો. તેમાં ધર્મસંસ્થાની અસરથી સડીને ગંધાતું નિષ્પ્રાણ, વેદિયું, રૂઢિગત શિક્ષણ હતું, જે દરેક ઠેકાણે, અત્યંત લોકશાહીવાદી પ્રજાસત્તાકોમાં પણ, એવી રીતે ચાલતું હતું કે તાજગીભર્યા તથા નીરોગી સર્વકંઈને તેનાથી અળગું થઈ જવું જ પડે. સીધું પ્રાણભૂત કાર્ય મુશ્કેલ બની ગયું હતું કારણ કે રાજ્ય તંત્ર વગર,

અને ભૌતિક તથા નાણાકીય મદદ વગર, કોઈ જાતનું વિસ્તૃત શિક્ષણ શક્ય જ નહોતું. આપણા સમગ્ર સોવિયેત જીવનને લશ્કરી તાલીમ તથા સંરક્ષણના માર્ગેથી શાંતિમય વિકાસના માર્ગે વાળવાની તૈયારી આપણે કરી શકીએ એમ છીએ અને કરવાની જ છે, એટલે તમારે માટે, પ્રૌઢ શિક્ષણના ક્ષેત્રના કાર્યકરો માટે, એ પરિવર્તનને લક્ષમાં લેવાનું આવશ્યક છે, અને તમારી પ્રચાર પ્રવૃત્તિ, તેનાં લક્ષ્યો તથા કાર્યક્રમ, એ પરિવર્તનને અનુરૂપ બની રહેવાં જોઈએ.

સોવિયેત પ્રજાસત્તાકનાં પરિવર્તન પામતાં કર્તવ્યોના સંબંધમાં શિક્ષણનાં, અધ્યાપનનાં, તાલીમનાં, અને ઉછેરનાં કર્તવ્યો તથા એ સર્વના સમગ્ર સ્વરૂપ વિશેની મારી સમજણ કેવી છે, તેનો તમને ખ્યાલ આપવા માટે હું અખિલ રૂસી કેંદ્રીય કાર્યવાહી સમિતિએ છેલ્લા અધિવેશનમાં અપનાવેલા વિદ્યુતકરણ સંબંધી ઠરાવની યાદ અપાવીશ. ઘણું કરીને તમે બધા એ ઠરાવથી પરિચિત હશો જ. થોડા દિવસો પહેલાં અખબારોમાં એવી જાહેરાત આવેલી કે બે મહિનાની અંદર (સત્તાવાર છાપેલા અહેવાલમાં બે અઠવાડિયાંનો ઉલ્લેખ હતો, પણ એ ભૂલથી થઈ ગયો હતો)—કે બે મહિનાની અંદર દેશના વિદ્યુતકરણની યોજના તૈયાર કરવામાં આવશે, જે ઓછામાં ઓછા બે કે ત્રણ વર્ષના સમયને અને વધારેમાં વધારે દસ વર્ષના સમયને આવરી લેશે. શુદ્ધ રીતે પાર્ટીના પ્રચારકાર્ય સહિત આપણા સમસ્ત પ્રચારકાર્યના સ્વરૂપમાં, અને નિશાળના શિક્ષણના સ્વરૂપમાં, અને પ્રૌઢ શિક્ષણના સ્વરૂપમાં, પરિવર્તન થવું જ જોઈએ. એ પરિવર્તન મૂળભૂત તત્ત્વો અને સામાન્ય દિશા પલટાવી નાખવાના અર્થમાં નહિ પણ એવા અર્થમાં થવું જોઈએ કે કામના સ્વરૂપને, દેશના ઔદ્યોગિક તથા આર્થિક પુનર્નિર્માણની એક વિસ્તૃત યોજના વડે, શાંતિમય વિકાસની દિશાના સંક્રમણને અનુકૂળ બનાવવું જ જોઈએ, કેમ કે સામાન્ય આર્થિક મુશ્કેલી અને સામાન્ય કર્તવ્ય દેશનાં આર્થિક પરિબળોના પુનરુત્થાનનું છે, જેથી સર્વહારા વર્ગીય ક્રાંતિ નાના કિસાનના અર્થતંત્રની જોડાજોડ આર્થિક જીવનના નવા પાયાઓનું સર્જન કરી શકે. અત્યાર સુધી કિસાનોની ઉપર કામદારોના રાજ્યને અનાજ ઉછીનું આપવાની ફરજ પડી છે. અનાજના બદલામાં મળતા દ્રવ્યને નામે ઓળખાતા રંગીન કાગળના કકડા કિસાનને સંતોષ આપતા નથી. કિસાન અસંતુષ્ટ થઈને પોતાના ઈનસાફી અધિકારોની માગણી કરે છે—અનાજના બદલામાં તેને ઔદ્યોગિક સામાન જોઈએ છે, પણ

જ્યાં સુધી આપણે અર્થતંત્રનું પુનરુત્થાન ન કરીએ ત્યાં સુધી તેને ઔદ્યોગિક સામાન આપી શકીએ એમ નથી. પુનરુત્થાન — એ જ પાયાનું કર્તવ્ય છે, પરંતુ આપણે પુનરુત્થાન પુરાણા આર્થિક અને ટેકનિકલ આધારે ન જ કરી શકીએ. ટેકનિકલ દૃષ્ટિએ એ અશક્ય છે, અને એમ કરવાની વાત બેહૂદી ગણાય. આપણે નવો આધાર શોધી કાઢવો જ પડશે. એ નવો આધાર છે આપણી વિદ્યુતકરણની યોજના.

આપણે કિસાનોને સમજાવી રહ્યા છીએ, ન્યૂન-વિકસિત લોકોના સમુદાયને સમજાવી રહ્યા છીએ, તેમને બતાવી રહ્યા છીએ કે સમગ્ર સોવિયેત વિકાસની સફળતા માટે સંસ્કૃતિની અને ટેકનિકલ કેળવણીની ઉચ્ચતર કક્ષામાં નવું સંક્રમણ આવશ્યક છે. અને એટલે, અર્થતંત્રનું પુનરુત્થાન આવશ્યક છે. એકદમ અબુધ કિસાન પણ સમજી શકશે કે યુદ્ધને કારણે અર્થતંત્ર તદ્દન પડી ભાંગ્યું છે, અને આપણે તેનું પુનરુત્થાન કરીએ નહિ ત્યાં સુધી ગરીબીમાંથી છુટકારો મેળવવાનું અને અનાજના બદલામાં જરૂરી સામાન મેળવવાનું તેને માટે અશક્ય છે. પ્રચાર, શાળા, અને પ્રૌઢ શિક્ષણના ક્ષેત્રમાં આપણું બધું કામ કિસાનની આ એકદમ તાત્કાલિક અને તાકીદની જરૂરિયાત જોડે સંકળાઈ જવું જોઈએ, જેથી આપણે આપણી રોજિંદી જિંદગીની સૌથી વધારે તાકીદની જરૂરિયાતોથી વિખૂટા ન પડી જઈએ. આપણા કામમાં એ જરૂરિયાતો અને તેમના વિકાસની બાબત, કિસાન સમજી શકે એવી રીતે રજૂ થવી જોઈએ. એ વાત ઉપર ભાર મુકાવો જ જોઈએ કે આ હાલતમાંથી બહાર નીકળવાનો એકમાત્ર માર્ગ ઉદ્યોગના પુનરુત્થાનનો છે. પરંતુ ઉદ્યોગનું પુનરુત્થાન પુરાણા આધારે કોઈ રીતે થઈ શકે એમ નથી, આધુનિક ટેકનોલોજીના આધારે જ થવું જોઈએ, અને તેનો અર્થ છે ઉદ્યોગોનું વિદ્યુતકરણ અને ઉચ્ચતર સંસ્કૃતિ. વિદ્યુતકરણમાં દસ વર્ષ સુધીના કામની જરૂર છે, પણ એ કામ ઉચ્ચતર સાંસ્કૃતિક અને રાજકીય સ્તરનું કામ છે.

આપણે કામની એવી વિસ્તૃત યોજના તૈયાર કરીશું કે જે કિસાનપ્રજાની દૃષ્ટિમાં સ્પષ્ટ રૂપે નિરૂપિત વ્યાવહારિક લક્ષ્ય ધરાવતી હોય. એવી યોજના ઘડવાનું કામ થોડાક મહિનાઓમાં ન જ થઈ શકે. ન્યૂનતમ કાર્યક્રમનો સમય ત્રણ વર્ષથી ઓછો ન જ હોવો જોઈએ. આપણે તરંગોમાં સરી પડયા વગર કહી શકીએ કે દસ વર્ષની અંદર રશિયામાં પાવર સ્ટેશનોની જાળ બિછાવી દઈ શકીશું, અને વીજળી ઉપર આધારિત એવા

ઉદ્યોગની સ્થાપના કરી લઈશું કે જે આધુનિક ટેકનોલોજીની આવશ્યકતાઓને પૂરી કરશે અને પુરાણી કિસાન ખેતીનો અંત આણી દેશે. પરંતુ તેને માટે શિક્ષણ અને સંસ્કૃતિનું ઉચ્ચતર સ્તર જરૂરી છે.

તાત્કાલિક અમલમાં મૂકવાનું કર્તવ્ય વાહનવ્યવહારને ફરી ચાલુ કરવાનું અને ખોરાક પહોંચાડવાનું છે, અને ઉત્પાદકતાની વર્તમાન કક્ષાએ આપણે વિસ્તૃત પ્રવૃત્તિઓને હાથમાં લઈ શકીએ એમ નથી, એ હકીકતને આપણા પોતાનાથી છુપાવ્યા વગર તમારે પ્રચાર અને શિક્ષણના ક્ષેત્રમાં, સાંસ્કૃતિક અને ટેકનિકલ જરૂરિયાતોને અનુરૂપ આધારે પરિપૂર્ણ પુનરુત્થાનના કર્તવ્યને, ધ્યાનમાં રાખવું અને અમલમાં મૂકવું જ જોઈએ. પ્રચારની પુરાણી રીતો હવે નકામી થઈ ગઈ છે, અને થોડા વખત અગાઉ સુધી તે કિસાનો સમક્ષ વર્ગસંઘર્ષને લગતાં સામાન્ય સૂત્રોના રૂપમાં પેશ થતી હતી. એ રીતોએ સર્વહારા વર્ગીય સંસ્કૃતિ ઈત્યાદિ વિશે જાતજાતનો બકવાદ ઉપજાવી કાઢવાના આધારનું કામ કર્યું છે, પરંતુ બાલિશ બીમારીને ખૂબ મળતા આવતા એ બધા બકવાદથી આપણે આપણી જાતને ખૂબ ઝડપથી મુક્ત કરી લઈશું. પ્રચાર અને આંદોલનમાં, શાળામાં અને પ્રૌઢ શિક્ષણમાં, આપણે સવાલને વધારે ગંભીરતાથી અને રીતસર રજૂ કરીશું, સોવિયેત સત્તા ધરાવતી જનતાને છાજે એવી રીતે રજૂ કરીશું. સોવિયેત લોકો છેલ્લાં બે વર્ષ દરમિયાન કંઈક શીખ્યા છે, સમગ્ર ઉદ્યોગના પુનર્નિર્માણની વ્યવહાર્ય, રીતસર, તથા સ્પષ્ટ યોજના લઈને કિસાનો પાસે જશે, અને તેમને બતાવી આપશે કે શિક્ષણની હાલની કક્ષાએ કિસાન અને કામદાર એ કર્તવ્ય પાર નહિ પાડી શકે અને ગંદકી, ગરીબી, ટાઈફ્સ, તથા રોગચાળાના સકંજામાંથી નહિ છટકી શકે. આ વ્યાવહારિક કર્તવ્ય સાંસ્કૃતિક તથા શૈક્ષણિક સુધારણાઓની જોડે સ્પષ્ટ રૂપે સંકળાયેલું છે, અને તેણે એક એવા કેંદ્રીય મુદ્દાનું કામ સારવું જ જોઈએ કે જેની આસપાસ આપણે પાર્ટીના સમગ્ર પ્રચારકાર્ય અને પ્રવૃત્તિઓને તેમ જ નિશાળોમાં તથા નિશાળોની બહાર થતા સમગ્ર શિક્ષણકાર્યને સંગઠિત કરવું જ જોઈએ. એ કદમ આપણને કિસાન સમુદાયોનાં એકદમ તાકીદનાં હિતોની સંગીન સમજણ મેળવવામાં મદદ કરશે, અને સંસ્કૃતિ તથા જ્ઞાનમાં થતી સામાન્ય સુધારણાઓને તાકીદની આર્થિક જરૂરિયાતોની જોડે એટલી હદ સુધી સાંકળી લેશે કે કામદાર વર્ગીય સમુદાયોની શિક્ષણ માટેની માગણીને આપણે સો ગણી વધારી દઈશું. અમને પૂરી ખાતરી છે કે યુદ્ધની મુશ્કેલ સમસ્યાને બે વર્ષમાં ઉકેલી લીધા પછી હવે અમે એથી વધારે મુશ્કેલ સમસ્યાને

પણ—સાંસ્કૃતિક અને શૈક્ષણિક સમસ્યાને પણ—પાંચથી દસ વર્ષની અંદર ઉકેલી જ લઈશું.

હું આ વિચારો તમારી સામે રજૂ કરવા માગતો હતો. (તાળીઓ)

ગ્રંથ ૪૦
પૃષ્ઠ ૧૬૧—૧૬૫

## તરુણ સંઘોનાં કર્તવ્યો

### રૂસી તરુણ સામ્યવાદી સંઘની ત્રીજી અખિલ રૂસી કૉંગ્રેસમાં કરેલું પ્રવચન

૨ ઑક્ટોબર, ૧૯૨૦

**(કૉંગ્રેસ તાળીઓના જોરદાર ગડગડાટ વડે લેનિનનું અભિવાદન કરે છે.)** સાથીઓ, આજે હું તરુણ સામ્યવાદી સંઘનાં મૂળભૂત કર્તવ્યો વિશે બોલવા માગું છું અને એ સંબંધમાં, સમાજવાદી પ્રજાસત્તાકમાં તરુણ સંગઠનો સામાન્ય રૂપે કેવાં હોવાં જોઈએ એ વિશે મારા વિચારો વ્યક્ત કરવા ઇચ્છું છું.

આ સવાલની છણાવટ કરવાનું એટલા માટે ઘણું વધારે જરૂરી બની જાય છે કે સામ્યવાદી સમાજનું સર્જન કરવાનું વસ્તુગત કર્તવ્ય તરુણ લોકોએ જ ઉઠાવી લેવું પડશે એમ અમુક અર્થમાં કહી શકાય. કેમ કે એ વાત તો સ્પષ્ટ છે કે મૂડીવાદી સમાજમાં ઊછરેલી કામગાર જનતાની પેઢી વધારેમાં વધારે તો, શોષણના આધાર ઉપર રચાયેલી પુરાણી મૂડીવાદી જીવનરીતિના પાયાઓને નષ્ટ કરી નાખવાનું કર્તવ્ય જ સિદ્ધ કરી શકે. એ પેઢી, વધારેમાં વધારે તો, એક એવી સામાજિક પદ્ધતિના સર્જનનાં જ કર્તવ્યો સિદ્ધ કરી શકે કે જે સર્વહારા વર્ગને અને મહેનતકશ વર્ગોને સત્તા ટકાવી રાખવામાં અને મજબૂત પાયા નાખવામાં મદદ કરે. તેનું આગળ નિર્માણ તો ફક્ત એ પેઢી જ કરી શકે કે જે નવા સંજોગોમાં કામ કરવાનું શરૂ કરી રહી છે, એવી પરિસ્થિતિમાં કામ કરવાનું શરૂ કરી રહી છે કે જેમાં માનવીના માનવી દ્વારા શોષણ ઉપર આધારિત સંબંધો અસ્તિત્વમાં રહ્યા જ નથી.

અને એટલે, તરુણ પેઢીની સમક્ષ ઉપસ્થિત કર્તવ્યોની આ દૃષ્ટિકોણથી છણાવટ કરતાં મારે કહેવું જ જોઈએ કે સામાન્ય રૂપે તરુણ પેઢીનાં કર્તવ્યોનો, અને વિશેષ રૂપે તરુણ સામ્યવાદી સંઘ અને બીજાં સંગઠનોનાં કર્તવ્યોનો, સારાંશ એક જ શબ્દમાં તારવી શકાય: શીખો.

બેશક, આ તો ફક્ત "એક જ શબ્દ" છે. એ શબ્દ મુખ્ય અને અધિકતમ અગત્યના સવાલોના જવાબ આપતો નથી: શું શીખવું, અને કેવી રીતે શીખવું? અને આ બાબતમાં આખો મુદ્દો એ છે કે પુરાણા મૂડીવાદી સમાજનું રૂપાંતર થઈ જતાં, સામ્યવાદી સમાજનું સર્જન કરનારી નવી પેઢીઓની કેળવણી, તેમની તાલીમ, અને તેમનું શિક્ષણ પુરાણી રીતોએ ચલાવી શકાય જ નહિ. નવી પેઢીની કેળવણી, તેની તાલીમ અને તેનું શિક્ષણ એ સામગ્રીમાંથી જ શરૂ થઈ શકે કે જે પુરાણો સમાજ આપણી પાસે છોડી ગયો છે. સામ્યવાદનું નિર્માણ આપણે જ્ઞાન, સંગઠનો અને સંસ્થાઓની સમગ્રતાના આધારે જ કરી શકીએ, પુરાણા સમાજે આપણી પાસે છોડેલા માનવીય પરિબળો તથા સાધનોના જથ્થાને ઉપયોગમાં લઈને જ કરી શકીએ. તરુણ પેઢીને શિક્ષણ આપવાના કાર્યને, તેના સંગઠનને, અને તેની તાલીમને મૂળભૂત રૂપે નવો ઘાટ આપીને જ આપણે એ બાબત સુનિશ્ચિત કરી શકીશું કે તરુણ પેઢીની જહેમતોનું પરિણામ પુરાણા સમાજથી નિરાળા સમાજના, એટલે કે સામ્યવાદી સમાજના, સર્જનમાં આવે. એટલે જ, તરુણ પેઢીને આપણે શું શીખવવું જોઈએ અને તરુણ પેઢી જો સામ્યવાદી તરુણ પેઢીના નામને સાચેસાચ ન્યાય કરવા માગતી હોય તો તેણે કેવી રીતે શીખવું જોઈએ, અને તરુણ પેઢીને કેવી તાલીમ આપવી જોઈએ જેથી તે આપણે શરૂ કરેલા કાર્યને પૂરું કરી શકે અને પરિસમાપ્તિ સુધી લઈ જઈ શકે, એ સવાલની વિગતવાર છણાવટ આપણે કરવી જ જોઈએ.

મારે કહેવું જ પડે કે સામ્યવાદ તરફ આગળ વધવા માગતા તરુણ સંઘે અને સામાન્ય રૂપે તરુણ પેઢીએ સામ્યવાદનો અભ્યાસ કરી લેવો જોઈએ, એ જ પ્રથમ અને સૌથી વધારે સ્વાભાવિક જવાબ લાગે છે.

પરંતુ "સામ્યવાદનો અભ્યાસ કરી લો" એ જવાબ વધારે પડતો સામાન્ય છે. સામ્યવાદનો અભ્યાસ કરવા માટે આપણને શાની જરૂર પડે? સામાન્ય જ્ઞાનના સરવાળામાંથી કઈ વસ્તુ જુદી તારવવી પડે જેથી સામ્યવાદનું જ્ઞાન હાંસલ કરી શકાય? અહીં અનેક એવાં જોખમ ઊભાં થાય છે જે સામ્યવાદના અભ્યાસના કર્તવ્યને ખોટી રીતે રજૂ કરવામાં આવે ત્યારે, અથવા તેનું અર્થઘટન વધારે પડતી એકપક્ષીય રીતે કરવામાં આવે ત્યારે, ઘણી ઘણી વાર સામે આવી જાય છે.

સ્વાભાવિક રીતે જ મનમાં સૌપ્રથમ એવો વિચાર આવે છે કે

સામ્યવાદનો અભ્યાસ કરી લેવાનો અર્થ સામ્યવાદના સારગ્રંથોમાં, સામ્યવાદ વિશેની પુસ્તિકાઓમાં, તથા સામ્યવાદ વિશેનાં પુસ્તકોમાં સમાયેલા કુલ જ્ઞાનને આત્મસાત્ કરી લેવાનો છે. પરંતુ સામ્યવાદના અભ્યાસની એવી વ્યાખ્યા વધારે પડતી કઢંગી અને અપૂરતી ગણાશે. સામ્યવાદનો અભ્યાસ જો સામ્યવાદી સારગ્રંથો, પુસ્તિકાઓ અને પુસ્તકોમાં સમાયેલા સર્વકંઈને આત્મસાત્ કરી લેવાનો જ હોય તો એકદમ વધારે પડતી આસાનીથી સામ્યવાદી વાક્છળના ઉસ્તાદો અને બડાઈખોરો પેદા થઈ જાય, અને એથી તો આપણને ઘણી ઘણી વાર હાનિ જ થાય કેમ કે એવા લોકો તો સામ્યવાદી પુસ્તિકાઓ અને પુસ્તકોમાં જે કંઈ લખેલું હોય તેને ગોખીને મોઢે કરી લીધા પછી, જ્ઞાનની વિવિધ શાખાઓનો સમન્વય સાધવા અશક્ત સાબિત થઈ જાય, અને સામ્યવાદ સાચેસાચ જેને આવશ્યક બનાવે છે એવી કામગીરી ન કરી શકે.

પુરાણા મૂડીવાદી સમાજે આપણે માટે પાછળ છોડેલાં મોટામાં મોટાં અનિષ્ટો અને દુર્ભાગ્યોમાંનું એક, પુસ્તકો અને અમલી જિંદગી વચ્ચે મોટી જબ્બર ખાઈનું છે. દરેક બાબતને શક્ય એટલી ઉત્તમ રીતે સમજાવતાં પુસ્તકો આપણે ત્યાં હતાં ખરાં, પરંતુ મોટા ભાગના દાખલાઓમાં એ પુસ્તકો મૂડીવાદી સમાજનાં ખોટાં વર્ણનો પેશ કરતાં એકદમ ઝેરીલાં અને દંભી જૂઠાણાં હતાં.

એટલે સામ્યવાદ વિશેના પુસ્તકિયા જ્ઞાનને કેવળ આત્મસાત્ કરી લેવામાં તો ભારે મોટી ભૂલ થાય. સામ્યવાદ વિશે પહેલાં જે કહેવામાં આવતું હતું તેનું જ કેવળ સાદું પુનરાવર્તન આપણાં ભાષણો અને આપણા લેખોમાં હવે થતું નથી, કેમ કે આપણાં ભાષણો અને લેખો બધાં જ ક્ષેત્રોમાં આપણા રોજિંદા કાર્ય જોડે સંકળાયેલાં હોય છે. સામ્યવાદી પુસ્તિકાઓ અને કૃતિઓમાંથી મેળવેલા સામ્યવાદ વિશેના પુસ્તકિયા જ્ઞાનની કાર્ય વગર, સંઘર્ષ વગર, મુદ્દલ જ કિંમત નથી કેમ કે એવું જ્ઞાન તો સિદ્ધાંત અને અમલ વચ્ચેની પુરાણી અલગતાને જ ચાલુ રાખે, પુરાણા મૂડીવાદી સમાજનું અત્યંત ઝેરીલું લક્ષણ અંકિત કરતી જૂની ખાઈને જ કાયમ રાખે.

માત્ર સામ્યવાદી સૂત્રોને જ આત્મસાત્ કરી લેવાની કોશિશ તો એથી પણ વધારે જોખમી બાબત ગણાય. આપણે એ જોખમને વખતસર સમજી ન ગયા હોત, અને આપણા સમસ્ત પ્રયાસોને એ જોખમથી ઊગરી જવાની દિશામાં વાળી ન દીધા હોત, તો સામ્યવાદનો એ રીતે અભ્યાસ

7*

કર્યા પછી પોતાને કોમ્યુનિસ્ટ કહેવડાવતા પાંચ કે દસ લાખ યુવાન સ્ત્રીપુરુષોએ સામ્યવાદના ધ્યેયને ભારે હાનિ જ કરી હોત.

આવો સવાલ ઊભો થાય છે: સામ્યવાદના અભ્યાસ અર્થે આ સર્વનો સમન્વય કેવી રીતે સાધવો? પુરાણી શાળાઓમાંથી, પુરાણા પ્રકારના વિજ્ઞાનમાંથી, આપણે શું શું લેવું જ જોઈએ? પુરાણા પ્રકારની શાળાનું ઘોષિત લક્ષ્ય એવું હતું કે સર્વાંગી શિક્ષણ ધરાવતા માનવીઓનું ઘડતર કરવું, સામાન્ય રૂપમાં બધાં વિજ્ઞાનો શીખવવાં. આપણે જાણીએ છીએ કે એ તદ્દન ખોટી રીત હતી કારણ કે આખો સમાજ વર્ગોમાં, શોષકો અને પીડિતોમાં, લોકોના વિભાજનના આધારે સંચાલિત હતો. પુરાણી શાળાઓ વર્ગભાવનાના રંગે પૂરેપૂરી રંગાયેલી હતી એટલે સ્વાભાવિક રીતે જ માત્ર મૂડીદાર વર્ગનાં બાળકોને જ્ઞાન આપતી. પ્રત્યેક શબ્દ મૂડીદાર વર્ગનાં હિતોમાં જૂઠો ઘડી કાઢેલો હતો. એ શાળાઓમાં નાનેરી પેઢીના કામદારો અને કિસાનોને મૂડીદાર વર્ગનાં હિતોમાં પલોટવામાં વધારે આવતા અને શિક્ષણ ઓછું આપવામાં આવતું. તેમને એવી રીતે તાલીમ આપવામાં આવતી કે તેઓ મૂડીદાર વર્ગના ઉપયોગી ચાકરો બને, તેના આરામ અને મોજમઝામાં ભંગ પાડયા વગર તેને માટે નફા પેદા કરી શકે. એટલે જ, પુરાણા પ્રકારની શાળાઓનો અસ્વીકાર કરવાની સાથે આપણે એ બાબતને આપણું કર્તવ્ય બનાવ્યું છે કે તેમાંથી જેટલું આપણને ખરા સામ્યવાદી શિક્ષણ માટે જરૂરી હોય એટલું જ લેવામાં આવે.

આ મુદ્દો મને એ ઠપકાઓ અને આક્ષેપો ઉપર લઈ આવે છે કે જેને પુરાણી શાળાઓ ઉપર ઝીંકાતા આપણે વારંવાર સાંભળીએ છીએ, અને જે આપણને ઘણી વાર એકદમ ખોટા નિષ્કર્ષો તરફ દોરી જાય છે. એમ કહેવામાં આવે છે કે પુરાણી શાળા શુદ્ધ રીતે પુસ્તકિયા જ્ઞાનની શાળા હતી, અવિરત માથાતોડ મહેનત અને ગોખણપટ્ટીની શાળા હતી. એ વાત સાચી છે, પરંતુ પુરાણી શાળાઓમાં શું શું ખરાબ હતું અને શું શું આપણને ઉપયોગી છે એ બન્નેની વચ્ચે આપણે ભેદ કરવો જ જોઈએ અને તેમાંથી સામ્યવાદ માટે જે જરૂરી હોય તેને પસંદ કરવાની શક્તિ આપણામાં હોવી જ જોઈએ.

પુરાણી શાળાઓ તદ્દન પુસ્તકિયું જ્ઞાન આપતી, વિદ્યાર્થીઓને ઢગલાબંધ નિરર્થક, ફાલતુ, અને વાંઝિયું જ્ઞાન આત્મસાત્ કરવાની ફરજ પાડતી. એવું જ્ઞાન ભેજાંનું દહીં કરી નાખતું અને નાની પેઢીને એક જ

ઘાટમાં ઢાળેલા નોકરશાહોમાં પલટાવી નાખતું. પરંતુ તમે જો એવો નિષ્કર્ષ તારવવાની કોશિશ કરશો કે માનવજાતિએ સંચિત કરેલા જ્ઞાનભંડોળને આત્મસાત્ કર્યા વગર જ કોઈ માણસ કોમ્યુનિસ્ટ બની જઈ શકે, તો તમે ગંભીર ભૂલમાં પડશો. ખુદ સામ્યવાદ જે કુલ જ્ઞાનના સરવાળાનું પરિણામ છે તેને હાંસલ કરી લીધા વગર, માત્ર સામ્યવાદી સૂત્રો અને સામ્યવાદી વિજ્ઞાનના નિષ્કર્ષો શીખી લેવાનું પૂરતું હોવાની ધારણા ભૂલભરેલી ગણાશે. માર્ક્સવાદનું ઉદાહરણ બતાવે છે કે સામ્યવાદનો ઉદય કેવી રીતે માનવીય જ્ઞાનના કુલ સરવાળામાંથી થયો છે.

તમે વાંચ્યું અને સાંભળ્યું છે કે સામ્યવાદી સિદ્ધાંત — મુખ્યત્વે માર્ક્સે સર્જેલું સામ્યવાદનું વિજ્ઞાન, માર્ક્સવાદનો આ સિદ્ધાંત — ઓગણીસમી સદીના એક જ સમાજવાદીનું કાર્ય, એ સમાજવાદી પ્રતિભાશાળી હોવા છતાં, હવે મટી ગયો છે અને મૂડીવાદની વિરુદ્ધ પોતાના સંઘર્ષમાં તેને લાગુ કરનારા આખી દુનિયાના લાખો અને કરોડો સર્વહારાઓનો સિદ્ધાંત બની ગયો છે. તમે જો એવો સવાલ પૂછશો કે અધિકતમ ક્રાંતિકારી વર્ગના લાખો અને કરોડો માનવીઓનાં હૈયાંને માર્ક્સના સિદ્ધાંતો કેમ કરીને જીતી લઈ શક્યા છે તો તમને માત્ર એક જ જવાબ મળશે: તેનું કારણ એ હતું કે માર્ક્સે પોતાના કાર્યને મૂડીવાદી સમાજમાં હાંસલ થયેલા માનવીય જ્ઞાનના મક્કમ પાયાઓ ઉપર આધારિત રાખ્યું હતું. માનવ સમાજના વિકાસનું સંચાલન કરતા નિયમોનો અભ્યાસ કર્યા પછી માર્ક્સને સમજાઈ ગયું કે મૂડીવાદનો વિકાસ અનિવાર્ય રીતે સામ્યવાદની દિશામાં થશે. અને સૌથી મહત્ત્વની વાત તો એ છે કે તેમણે એ અનિવાર્યતાને આ મૂડીવાદી સમાજના એકદમ ચોકસાઈભર્યા, વિગતવાર, અને ગહન અભ્યાસના એકમાત્ર આધારે, અગાઉના વિજ્ઞાને જે કંઈ પેદા કર્યું હતું તેને પૂરેપૂરું આત્મસાત્ કરી લઈને, સાબિત કરી આપી. માનવ સમાજે સર્જેલી દરેક વસ્તુને તેમણે એક પણ વિગતની અવગણના કર્યા વગર વિવેકપૂર્વક ફરી વાર ઘાટ આપ્યો. માનવ ચિંતને સર્જેલી દરેક બાબતની તેમણે ફેરવિચારણા કરી, ટીકાત્મક અવલોકન કર્યું, અને કામદાર વર્ગીય આંદોલનમાં ચકાસી જોઈને પછી તેમાંથી એવા નિષ્કર્ષો નિરૂપિત કર્યા કે જેને મૂડીવાદી મર્યાદાઓથી જકડાયેલા અથવા મૂડીવાદી પૂર્વગ્રહોથી બંધાયેલા લોકો તારવી શકે એમ નહોતા.

દાખલા તરીકે જ્યારે આપણે સર્વહારા વર્ગીય સંસ્કૃતિની વાત કરીએ ત્યારે આ વાત ધ્યાનમાં રાખવી જ જોઈએ. માનવજાતિના સમગ્ર વિકાસે

સર્જેલી સંસ્કૃતિનું કેવળ ચોકસાઈભર્યું જ્ઞાન અને રૂપાંતર જ આપણને સર્વહારા વર્ગીય સંસ્કૃતિના સર્જનમાં મદદ કરી શકે, એ વાતને આપણે સ્પષ્ટ રૂપે સમજી ન લઈએ તો આ સમસ્યાનો ઉકેલ નહિ આણી શકીએ. સર્વહારા વર્ગીય સંસ્કૃતિ કંઈ હવામાંથી પકડી લેવામાં આવી નથી, એ કંઈ પોતાને સર્વહારા વર્ગીય સંસ્કૃતિના નિષ્ણાતો કહેવડાવતા લોકોએ ઘડી કાઢેલી ચીજ નથી. એવી બધી વાતો બકવાદ છે. સર્વહારા સંસ્કૃતિ તો જ્ઞાનના એ ભંડારનો તર્કસંગત વિકાસ જ હોઈ શકે કે જેને માનવજાતિએ મૂડીવાદી, જમીનદારી, અને નોકરશાહી સમાજની ધૂંસરી હેઠળ સંચિત કર્યો છે. માર્ક્સના હાથે નવો ઘાટ પામેલા રાજકીય અર્થશાસ્ત્રે જેવી રીતે આપણને બતાવ્યું છે કે માનવ સમાજ ક્યાં પહોંચવાનો જ છે, વર્ગસંઘર્ષ તરફ જતો માર્ગ બતાવ્યો છે, સર્વહારા વર્ગીય ક્રાંતિના પ્રારંભ તરફ જતો માર્ગ બતાવ્યો છે, એવી જ રીતે આ સર્વ માર્ગો અને કેડીઓ પણ આપણને સર્વહારા વર્ગીય સંસ્કૃતિની દિશામાં લઈ જતાં રહ્યાં છે અને લઈ જતાં રહેશે.

તરુણ પેઢીના પ્રતિનિધિઓને અને શિક્ષણની નવી પદ્ધતિના અમુક હિમાયતીઓને વારંવાર પુરાણી શાળાઓની ઉપર પ્રહારો કરતા, કે પુરાણી શાળાઓ ગોખણપટ્ટીની પદ્ધતિનો ઉપયોગ કરે છે એવા આક્ષેપો કરતા, જ્યારે જ્યારે સાંભળીએ છીએ ત્યારે તેમને કહીએ છીએ કે પુરાણી શાળાઓમાં જે કંઈ સારું હોય તે આપણે અપનાવવું જ જોઈએ. જેના દસમાંથી નવ ભાગ નકામા હોય અને એક ભાગ વિકૃત હોય એવા અનહદ મોટા જ્ઞાનરાશિને તરુણ લોકોનાં માનસો ઉપર લાદતી પુરાણી શાળાની પદ્ધતિને આપણે ન જ અપનાવીએ, પરંતુ તેનો અર્થ એવો નથી કે આપણે સામ્યવાદી નિષ્કર્ષો પૂરતા જ મર્યાદિત રહીએ અને માત્ર સામ્યવાદી સૂત્રો જ શીખીએ. સામ્યવાદનું સર્જન એ રીતે ન જ થાય. માનવજાતિએ સર્જેલા બધા ખજાનાઓના જ્ઞાન વડે તમારા માનસને સમૃદ્ધ બનાવો ત્યારે જ તમે કોમ્યુનિસ્ટ બની શકો.

ગોખણપટ્ટીની આપણને મુદ્દલ જરૂર નથી, પરંતુ પ્રત્યેક વિદ્યાર્થીના માનસને મૂળભૂત તથ્યોના જ્ઞાન વડે વિકસિત અને પરિપૂર્ણ બનાવવાની જરૂર તો આપણને છે જ. કોમ્યુનિસ્ટ પોતે હાંસલ કરેલા સમગ્ર જ્ઞાનને સરખી રીતે મનમાં ન ઉતારી લે તો સામ્યવાદ ઠાલો શબ્દ જ બની જાય, ખાલી પાટિયું જ બની જાય, અને કોમ્યુનિસ્ટ કેવળ ડિંગબાજ બની રહે.

તમારે આ જ્ઞાનને કેવળ આત્મસાત્ જ ન કરવું જોઈએ, પરંતુ વિવેકપૂર્વક આત્મસાત્ કરવું જોઈએ, જેથી તમે તમારા માનસમાં નકામો કચરોપૂંજો ઠાંસો નહિ પણ તેને એ બધાં તથ્યો વડે સમૃદ્ધ બનાવો કે જે આજના જમાનાના સુશિક્ષિત માનવી માટે અનિવાર્ય છે. કોઈ કોમ્યુનિસ્ટ તૈયાર નિષ્કર્ષો હાથમાં આવી ગયા હોવાથી, ગંભીર તથા સખત મહેનત મોટા પ્રમાણમાં કર્યા વગર, તેમ જ વિવેકપૂર્વક તપાસી લેવાના તથ્યોને સમજ્યા વગર, પોતાના સામ્યવાદની બડાઈ હાંકવા લાગે તો તે ખરેખર વખોડવા લાયક કોમ્યુનિસ્ટ જ ગણાય. એવું ઉપરછલ્લાપણું ચોક્કસ નખોદિયું બને જ. મને જો એ વાતનું ભાન હોય કે મારું જ્ઞાન સાવ ઓછું છે તો હું વધારે શીખવાની મહેનત કરું, પરંતુ કોઈ માણસ જો એમ કહે કે હું તો કોમ્યુનિસ્ટ છું અને કોઈ પણ વાતને એકદમ પૂરેપૂરી જાણી લેવાની મને જરૂર જ નથી, તો એવો માણસ કોમ્યુનિસ્ટ જોડે કશું સામ્ય ધરાવતો માણસ કદી બનશે જ નહિ.

પુરાણી શાળાઓ મૂડીદારોને જરૂરી ચાકરો પેદા કરતી, પુરાણી શાળાઓ વિજ્ઞાનીઓને એવા માણસોમાં પલટાવી નાખતી કે જેને મૂડીદારો રાજી થાય એવાં લખાણો લખવાં પડતાં અને એવી વાતો કહેવી પડતી. એટલે આપણે એ શાળાઓને નાબૂદ કરી જ નાખવી જોઈએ. પરંતુ આપણે તેને નાબૂદ કરી નાખવી જ જોઈએ, નષ્ટ કરી નાખવી જ જોઈએ, એ હકીકતનો અર્થ શું એવો થાય ખરો કે માનવજાતિએ સંચિત કરેલું અને માનવી માટે આવશ્યક હોય એ બધું આપણે તેની પાસેથી ન લઈએ? તેનો અર્થ શું એવો થાય ખરો કે મૂડીવાદ માટે જે જરૂરી હતું અને સામ્યવાદ માટે જે જરૂરી છે, એ બન્ને વચ્ચે આપણે કશો ભેદ જ ન કરીએ?

મૂડીવાદી સમાજમાં બહુસંખ્યાની મરજી વિરુદ્ધ અમલમાં રહેતી પુરાણી કવાયત-સાર્જંટની રીતોને સ્થાને આપણે એવા કામદારો અને કિસાનોની વર્ગજાગ્રત શિસ્તને મૂકીએ છીએ કે જે પુરાણા સમાજ પ્રત્યેના ધિક્કારની જોડે આ સંઘર્ષ માટે પોતાની તાકાતોને એકતાબદ્ધ અને સંગઠિત કરવાના નિર્ધારનો તેમ જ તે માટેની શક્તિ તથા તત્પરતાનો સુમેળ સાધે છે, જેથી આ વિશાળ દેશમાં વિભક્ત અને વેરવિખેર પડેલા લાખો અને કરોડો માનવીઓનાં અલગ અલગ મનોબળોને ઘડીને એવા એક જ મનોબળમાં, જેના વગર પરાજય અનિવાર્ય છે એવા એક જ મનોબળમાં, પલટાવી નાખી શકાય. એવા ઐક્ય વગર, કામદારો અને કિસાનોની એવી

સભાન શિસ્ત વગર, આપણું ધ્યેય નકામું બની જાય છે. તેના વગર આખી દુનિયાના મૂડીદારો અને જમીનદારોની ઉપર આપણે જીત નહિ જ મેળવી શકીએ. આપણે પાયાને દૃઢ પણ નહિ બનાવી શકીએ, એ પાયા ઉપર એક નવા કોમ્યુનિસ્ટ સમાજનું નિર્માણ કરવાની વાત તો દૂર રહી. એ જ રીતે, પુરાણી શાળાઓની નિંદા કરવાની સાથે, પુરાણી શાળાઓ પ્રત્યે તદ્દન ઉચિત અને આવશ્યક ધિક્કાર ધરાવવાની સાથે, અને તેમને નષ્ટ કરી નાખવાની તત્પરતાને આવકાર આપવાની સાથે, આપણે એ પણ સમજવું જ જોઈએ કે શિક્ષણની પુરાણી પદ્ધતિને સ્થાને, પુરાણી ગોખણપટ્ટીને સ્થાને, પુરાણી માથાતોડ મહેનતને સ્થાને, આપણે માનવીય જ્ઞાનનો કુલ સંચય હાંસલ કરવાની શક્તિ મૂકવાની છે, અને એ સંચયને એવી રીતે હાંસલ કરવાની શક્તિ મૂકવાની છે કે સામ્યવાદ ગોખીને મોઢે કરી લેવા જેવી કોઈ બાબત ન બની જાય પરંતુ તમે પોતે જ વિચારી કાઢેલી બાબત બની રહે, વર્તમાન સમયના શિક્ષણની દૃષ્ટિએ અનિવાર્ય એવા નિષ્કર્ષોને મૂર્ત કરતી બાબત બની રહે.

સામ્યવાદનો અભ્યાસ કરી લો—એ લક્ષ્યની જ્યારે આપણે વાત કરીએ ત્યારે મુખ્ય કર્તવ્યોને આ રીતે રજૂ કરવાં જોઈએ.

આ વાત તમારા મનમાં સ્પષ્ટ કરવા માટે અને તમારે કેવી રીતે અભ્યાસ કરવો જોઈએ એ સમસ્યા સંબંધી વલણ પ્રદર્શિત કરવા માટે હું તમને એક વાસ્તવિક દાખલો આપીશ. તમે બધા જાણો છો કે પ્રજાસત્તાકનું રક્ષણ કરવાની લશ્કરી સમસ્યાઓ પછી હવે આપણી સમક્ષ આર્થિક કર્તવ્યો ઉપસ્થિત થયાં છે. આપણે જાણીએ છીએ કે ઉદ્યોગ અને ખેતીવાડીનું પુનરુત્થાન ન કરીએ તો સામ્યવાદી સમાજનું નિર્માણ થઈ ન શકે. વળી એ પુનરુત્થાન પુરાણી રીતે કરવાથી કામ નહિ ચાલે. ઉદ્યોગ અને ખેતીવાડીની પુનઃસ્થાપના આધુનિક આધાર પર અને વિજ્ઞાનની છેલ્લામાં છેલ્લી શોધો મુજબ જ થવી જોઈએ. તમે જાણો છો કે વીજળી એવો આધાર છે, અને સમગ્ર દેશના, ઉદ્યોગ અને ખેતીવાડીની બધી શાખાઓના, વિદ્યુતકરણ પછી જ, એ લક્ષ્યને તમે સાધી લો ત્યારે જ, તમે પોતાને માટે એક સામ્યવાદી સમાજનું નિર્માણ કરી શકશો, મોટેરી પેઢી તેનું નિર્માણ નહિ કરી શકે. તમારી સમક્ષ ઉપસ્થિત કર્તવ્ય આખા દેશમાં આર્થિક નવચેતન રેડી દેવાનું છે, ઉદ્યોગ તેમ જ ખેતીવાડીની પુનર્ઘટના તથા પુનરુત્થાન આધુનિક વિજ્ઞાન અને ટેકનોલોજીના આધારે,

વીજળીના આધારે, આધુનિક ટેકનિકલ રીતો અનુસાર કરવાનું છે. તમે પૂરી રીતે વાકેફ છો કે નિરક્ષર લોકો વિદ્યુતકરણનું કામ હાથમાં ન જ લઈ શકે, અને પ્રાથમિક અક્ષરજ્ઞાન પણ એ માટે પૂરતું નથી જ. વીજળી શું છે એ સમજવા માટે એવું જ્ઞાન અપૂરતું છે; જરૂર તો એવા જ્ઞાનની છે કે ઉદ્યોગ અને ખેતીવાડીમાં તથા ઉદ્યોગ અને ખેતીવાડીની અલગ અલગ શાખાઓમાં વીજળીનો ટેકનિકલ ઉપયોગ કેવી રીતે દાખલ કરવો. એ શીખી લેવાનું છે અને મહેનતકશ લોકોની આખી ઊગતી પેઢીને શીખવવાનું જ છે. પ્રત્યેક વર્ગજાગ્રત કોમ્યુનિસ્ટની સમક્ષ આ કર્તવ્ય ઉપસ્થિત છે, પ્રત્યેક એવા તરુણ માણસની સમક્ષ આ કર્તવ્ય ઉપસ્થિત છે કે જે પોતાને કોમ્યુનિસ્ટ ગણતો હોય અને સ્પષ્ટ રૂપે સમજતો હોય કે તરુણ સામ્યવાદી સંઘમાં જોડાઈને પોતે પાર્ટીને સામ્યવાદના નિર્માણમાં અને આખી તરુણ પેઢીને સામ્યવાદી સમાજના સર્જનમાં મદદ કરવાની પ્રતિજ્ઞા લીધી છે. તેણે એ વાત સમજી જ લેવી જોઈએ કે પોતે તેનું સર્જન માત્ર આધુનિક શિક્ષણના આધારે જ કરી શકે એમ છે, અને જો પોતે એ શિક્ષણ પ્રાપ્ત નહિ કરી લે તો સામ્યવાદ કેવળ એક પરમાર્થી શુભેચ્છા જ રહી જશે.

મોટેરી પેઢીનું કર્તવ્ય મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવાનું હતું. એ વખતે મુખ્ય કર્તવ્ય મૂડીદાર વર્ગની ટીકા કરવાનું, લોકસમુદાયોમાં મૂડીદાર વર્ગ પ્રત્યે ધિક્કર જાગ્રત કરવાનું, તથા લોકસમુદાયોમાં વર્ગજાગૃતિ તેમ જ પોતાનાં બળોની એકતા સાધવાની શક્તિ ઉત્તેજિત કરવાનું હતું. નવી પેઢીની સમક્ષ એથી ઘણું વધારે જટિલ કર્તવ્ય ઉપસ્થિત છે. તમારી ફરજ ફક્ત એટલી જ નથી કે મૂડીદારો દ્વારા ઉશ્કેરવામાં આવેલી ચડાઈની વિરુદ્ધ કામદારો અને કિસાનોની સત્તાના રક્ષણ માટે તમે તમારાં બળોને એકત્રિત કરો. એ તો તમારે કરવાનું જ છે, એ તો એવી બાબત છે કે જેને તમે સાફ સમજી લીધી છે અને કોઈ પણ કોમ્યુનિસ્ટ તેને સ્પષ્ટ રૂપે જુએ છે. પરંતુ એટલું પૂરતું નથી. તમારે સામ્યવાદી સમાજનું નિર્માણ કરવાનું છે. ઘણી દૃષ્ટિએ અરધું કામ તો થઈ ચૂક્યું છે. પુરાણી વ્યવસ્થાને નષ્ટ કરી નાખવામાં આવી છે અને તે તેને જ લાયક હતી, તેને ખંડેરના ઢગલામાં પલટાવી નાખવામાં આવી છે અને તે તેને જ લાયક હતી. જમીન સાફ કરી નાખવામાં આવી છે, અને નાનેરી પેઢીએ એ જમીન ઉપર સામ્યવાદી સમાજનું નિર્માણ કરવાનું છે. તમારી સમક્ષ નિર્માણનું કર્તવ્ય ઉપસ્થિત છે, અને તમે એ કર્તવ્ય સમગ્ર આધુનિક જ્ઞાનને આત્મસાત્ કરીને જ,

સામ્યવાદને તૈયાર તથા યાદ કરી લીધેલી ફોર્મ્યુલાઓ, સલાહસૂત્રો, નુસખાઓ, સૂચનાઓ અને કાર્યક્રમોમાંથી તમારા તાત્કાલિક કાર્યને એકસૂત્રે સાંકળી લેતી ચેતનમય વાસ્તવિકતામાં પલટાવી શકશો તો જ, અને તમારી અમલી કામગીરીમાં સામ્યવાદને માર્ગદર્શક બનાવી શકશો તો જ, પાર પાડી શકશો.

આખી તરુણ પેઢીને શિક્ષણ આપવામાં, તાલીમ આપવામાં, અને જાગ્રત કરવામાં તમારે એ જ કર્તવ્યને વળગી રહેવું જોઈએ. પ્રત્યેક તરુણ અને તરુણીએ સામ્યવાદી સમાજના લાખો ઘડવૈયાઓમાં સામેલ રહેવું જોઈએ, અને તમારે તેમાં સૌથી મોખરે જ રહેવું જોઈએ. સામ્યવાદના નિર્માણના કાર્યમાં તમે તરુણ કામદારો અને કિસાનોના સમુદાયને જોડી નહિ દો તો સામ્યવાદી સમાજનું નિર્માણ નહિ જ કરી શકો.

આ બાબત સ્વાભાવિક રીતે જ મને એ સવાલ ઉપર લઈ આવે છે કે આપણે સામ્યવાદનું શિક્ષણ કેવી રીતે આપવું જોઈએ અને આપણી રીતોમાં વિશિષ્ટ લક્ષણો કેવાં હોવાં જોઈએ.

હું અહીંયાં સૌથી પહેલાં સામ્યવાદી આચારની છણાવટ કરીશ.

તમારે તમારી જાતને કોમ્યુનિસ્ટો બનવા કેળવવા જ જોઈએ. તરુણ સંઘનું કર્તવ્ય પોતાની અમલી પ્રવૃત્તિઓનું આયોજન એવી રીતે કરવાનું છે. તેના સભ્યો શીખીને, સંગઠન રચીને, એકતા સાધીને, અને લડત ચલાવીને પોતાને તેમ જ તરુણ સંઘ પાસેથી આગેવાનીની આશા રાખનારાઓને, લોકોને, તાલીમ આપે, કોમ્યુનિસ્ટોનું ઘડતર કરે. આજની તરુણ પેઢીને તાલીમ, કેળવણી, તથા શિક્ષણ આપવાનો આખો હેતુ જ તરુણ લોકોને સામ્યવાદી આચારના રંગે રંગવાનો હોવો જોઈએ.

પરંતુ સામ્યવાદી આચાર જેવી કોઈ વસ્તુ છે ખરી? સામ્યવાદી નીતિનિયમો જેવી કોઈ ચીજ છે ખરી? બેશક, છે જ. ઘણી વાર સૂચિત કરવામાં આવે છે કે આપણી પાસે આપણા આગવા આચારવિચાર જેવું કંઈ છે જ નહિ, અને ઘણી ઘણી વાર મૂડીદાર વર્ગ આપણી કોમ્યુનિસ્ટોની ઉપર સમગ્ર નીતિનિયમોને નકારી કાઢવાનો આક્ષેપ મૂકે છે. આ તો સવાલને ગોટાળે ચડાવી દેવાની રીત છે, કામદારો અને કિસાનોની આંખોમાં ધૂળ નાખવાની રીત છે.

આપણે આચારવિચારને કયા અર્થમાં નકારી કાઢીએ છીએ, નીતિનિયમોને કયા અર્થમાં નકારી કાઢીએ છીએ?

નીતિનિયમોને ઈશ્વરના આદેશો ઉપર આધારિત બનાવનાર મૂડીદાર વર્ગે તેમાં પૂરેલા અર્થમાં. આ મુદ્દાના સંબંધમાં આપણે બેશક કહીએ છીએ કે આપણને ઈશ્વરમાં આસ્થા નથી, અને આપણે બરાબર જાણીએ છીએ કે ધર્માધિકારીઓ, જમીનદારો, તથા મૂડીદાર વર્ગે શોષકો તરીકેનાં પોતાનાં હિતોને આગળ વધારવા માટે જ ઈશ્વરના નામનો આશરો લીધો છે; અથવા, આચારવિચારને નીતિનિયમોના આદેશો ઉપર આધારિત કરવાને બદલે, ઈશ્વરના આદેશો ઉપર આધારિત કરવાને બદલે, એવાં આદર્શવાદી અથવા અર્ધ-આદર્શવાદી સૂત્રો ઉપર આધારિત કર્યા છે કે જે હંમેશાં ઈશ્વરના આદેશોને ખૂબ મળતાં રહ્યાં છે.

બિન-માનવીય અથવા બિન-વર્ગીય ખ્યાલો ઉપર આધારિત કોઈ પણ નીતિનિયમોને આપણે નકારી કાઢીએ છીએ. આપણે કહીએ છીએ કે એ તો છળ છે, ઠગબાજી છે, જમીનદારો અને મૂડીદારોનાં હિતોમાં કામદારો અને કિસાનોને બેવકૂફ બનાવવાની ચાલબાજી છે.

આપણે કહીએ છીએ કે અમારા નીતિનિયમો તો સર્વહારા વર્ગના વર્ગસંઘર્ષનાં હિતોને તદ્દન આધીન છે. અમારા નીતિનિયમો સર્વહારા વર્ગના વર્ગસંઘર્ષમાંથી ઉદ્ભવ પામે છે.

પુરાણો સમાજ જમીનદારો અને મૂડીદારો દ્વારા બધા કામદારો અને કિસાનોના ઉત્પીડન ઉપર આધારિત હતો. એ બધું નષ્ટ કરી નાખવાનું હતું અને એ લોકોને ઉથલાવી પાડવાના હતા, પરંતુ એમ કરવા માટે એકતાનું સર્જન કરવાનું હતું. અને એ તો એવી ચીજ છે કે જેનું સર્જન ઈશ્વર ન જ કરી શકે.

એવી એકતા માત્ર કારખાનાં જ, લાંબી ઊંઘમાંથી જાગ્રત થયેલો અને તાલીમ પામેલો સર્વહારા વર્ગ જ, પૂરી પાડી શકે. જ્યારે એવા વર્ગે આકાર ધારણ કર્યો ત્યારે જ જનતાના આંદોલનનો ઉદય થયો. અને તે આપણી આજની સિદ્ધિમાં પરિણમ્યું— નિર્બળમાં નિર્બળ દેશોમાંના એકમાં સર્વહારા વર્ગીય ક્રાંતિના વિજયમાં પરિણમ્યું, અને એ ક્રાંતિ ત્રણ વર્ષથી આખી દુનિયાના મૂડીદાર વર્ગના આક્રમક ધસારાને મારી હઠાવી રહી છે. આપણે જોઈ શકીએ છીએ કે આખી દુનિયામાં સર્વહારા વર્ગીય ક્રાંતિ કેવી રીતે વિકાસ પામી રહી છે. અનુભવના આધારે હવે આપણે કહી શકીએ કે માત્ર સર્વહારા વર્ગ જ એવા સમર્થ પરિબળનું સર્જન કરી શકે એમ હતો કે જેને વિભક્ત અને વેરવિખેર કિસાનપ્રજા

અનુસરી રહી છે, અને જે શોષકોના બધા આક્રમક ધસારાઓની સામે ટકી રહ્યું છે. કેવળ એ વર્ગ જ લોકસમુદાયોને એકતા સાધવામાં, પોતાની હરોળોની જમાવટ કરવામાં, અને સામ્યવાદી સમાજનું પાકે પાયે રક્ષણ કરવામાં, પાકે પાયે દૃઢીકરણ સાધવામાં, તથા પાકે પાયે ઘડતર કરવામાં મદદ કરી શકે.

એટલે જ આપણે કહીએ છીએ કે અમારી નજરમાં એવા કોઈ નીતિનિયમોનું અસ્તિત્વ જ નથી કે જે માનવ સમાજની બહાર ખડા હોય, એવા નીતિનિયમો તો કપટ જ છે. આપણી દૃષ્ટિમાં નીતિનિયમો સર્વહારા વર્ગસંઘર્ષનાં હિતોને આધીન છે.

એ વર્ગસંઘર્ષ શેમાં સમાયેલો છે? એ સમાયેલો છે ઝારને ઉથલાવી પાડવામાં, મૂડીદારોને ઉથલાવી પાડવામાં, મૂડીદાર વર્ગને નાબૂદ કરી નાખવામાં.

સામાન્ય રૂપમાં વર્ગો શું છે? સમાજના એક વિભાગને કોઈ બીજા વિભાગનો શ્રમ હડપ કરી જવાની છૂટ મળતી હોય તો એનું નામ વર્ગો. જો સમાજનો એક વિભાગ બધી જમીન ઉપર કબજો જમાવી લે તો જમીનદારોનો વર્ગ બને અને કિસાનોનો વર્ગ બને. જો સમાજનો એક વિભાગ કારખાનાં તથા પ્લાંટો, શૅરો, તથા મૂડીનો માલિક હોય, અને બીજો એક વિભાગ એ કારખાનાં તથા પ્લાંટોમાં કામ કરતો હોય, તો મૂડીદારોનો વર્ગ અને સર્વહારાઓનો વર્ગ બને.

ઝારને હાંકી કાઢવાનું કામ મુશ્કેલ નહોતું—એમાં તો ફક્ત થોડાક દિવસો જ લાગ્યા. જમીનદારોને તગેડી મૂકવાનું કામ બહુ મુશ્કેલ નહોતું—એ થોડાક મહિનાઓમાં પતી ગયું. મૂડીદારોને હાંકી કાઢવાનું કામ પણ બહુ મુશ્કેલ નહોતું. પરંતુ વર્ગોને નાબૂદ કરી નાખવાનું કામ અતુલ્ય પ્રમાણમાં વધારે કઠિન છે, કામદારો અને ખેડૂતો જેવું વિભાજન આપણે ત્યાં હજુ પણ છે. જો ખેડૂત પોતાની જમીનમાં અડ્ડો જમાવીને બેઠો હોય અને વધારાનું અનાજ, એટલે કે તેને પોતાને માટે અથવા તેનાં ઢોરઢાંખર માટે જરૂરી ન હોય એવું અનાજ, પોતે જ રાખી લે અને બાકીના લોકોને રોટી વગર ચલાવી લેવું પડે, તો ખેડૂત શોષક બની જાય છે. ખેડૂત જેટલું વધારે અનાજ દબાવી રાખે એટલો વધારે નફો હાંસલ કરે છે, અને બાકીના લોકો—એ ભલે ભૂખે મરતા: "એ લોકો જેટલો વધારે ભૂખમરો વેઠશે એટલી વધારે કિંમતે હું મારું અનાજ વેચી શકીશ". બધા લોકોએ એક

જ સહિયારી યોજના અનુસાર સહિયારી જમીનમાં, સહિયારાં કારખાનાં તથા પ્લાંટોમાં, અને સહિયારી પદ્ધતિ મુજબ કામ કરવું જોઈએ. એ સિદ્ધ કરવું શું સહેલું છે? તમે જોઈ શકો છો કે ઝારને, જમીનદારોને, અને મૂડીદારોને હાંકી કાઢવાના કામ જેટલું સહેલું આ કામ નથી. જરૂર તો એ વાતની છે કે સર્વહારા વર્ગ કિસાનપ્રજાના એક વિભાગને નવેસરથી કેળવણી આપે, જે ખેડૂતો ધનવાન છે અને બાકીના લોકોની ગરીબી તથા જરૂરિયાતમાંથી નફો પેદા કરી રહ્યા છે તેમના પ્રતીકારને કચડી નાખવા માટે સર્વહારા વર્ગે મહેનતકશ કિસાનોને પોતાને પક્ષે જીતી જ લેવા જોઈએ. એટલે, આપણે ઝારને ઉથલાવી પાડયો તે પછી, અને જમીનદારો તથા મૂડીદારોને હાંકી કાઢયા તે પછી, સર્વહારા વર્ગીય સંઘર્ષનું કામ સાવ પૂરું થઈ જતું નથી; તેને પૂરું કરવાની જવાબદારી તો આપણે જેને સર્વહારા વર્ગની સરમુખત્યારી કહીએ છીએ એ પદ્ધતિની છે.

વર્ગસંઘર્ષ તો ચાલુ જ છે, કેવળ તેનાં રૂપો બદલાયાં છે. આ વર્ગસંઘર્ષ પુરાણા શોષકોને પાછા આવતાં રોકવાનો, અને અજ્ઞાની કિસાનોના વીખરાયેલા સમુદાયોને એક જ યુનિયનમાં એકતાબદ્ધ કરવાનો, સર્વહારા વર્ગસંઘર્ષ છે. વર્ગસંઘર્ષ ચાલુ જ છે અને આપણું કર્તવ્ય છે કે બધાં હિતો આપણે એ વર્ગસંઘર્ષને આધીન બનાવી દઈએ. કોમ્યુનિસ્ટ નીતિનિયમો પણ એ જ કર્તવ્યને આધીન છે. આપણે કહીએ છીએ: જે નીતિનિયમો પુરાણા શોષક સમાજનો નાશ કરી નાખવાનું કામ કરે, અને એક નવા સામ્યવાદી સમાજનું નિર્માણ કરી રહેલા સર્વહારા વર્ગની આસપાસ તમામ મહેનતકશ લોકોની એકતા સાધે, તે જ સાચા નીતિનિયમો છે.

એ સંઘર્ષમાં સહાયક બને, અને સમસ્ત શોષણની વિરુદ્ધ તથા બધી છોટી ખાનગી મિલકતની વિરુદ્ધ મહેનતકશ લોકોની એકતા સાધે, એ જ સામ્યવાદી નીતિનિયમો છે; કેમ કે છોટી મિલકત, આખા સમાજના શ્રમ દ્વારા સર્જિત વસ્તુને, એક જ વ્યક્તિના હાથમાં મૂકી દે છે. આપણા દેશમાં જમીન સહિયારી મિલકત છે.

પણ ધારો કે આ સહિયારી મિલકતના એક ટુકડા ઉપર હું મારી જરૂરિયાત કરતાં બમણું અનાજ ઉગાવું અને વધારાના અનાજની નફાખોરી કરું તો? અને ધારો કે હું એવી દલીલ કરું તો કે લોકો જેટલો વધારે ભૂખમરો વેઠે એટલા વધારે પૈસા મને આપશે? હું એમ કરું તો મારું વર્તન કોમ્યુનિસ્ટના જેવું ગણાય ખરું? ના, મારું વર્તન શોષકના જેવું જ ગણાય,

માલિકના જેવું જ ગણાય. તેનો મુકાબલો કરવો જ પડે. એવા વર્તનને ચાલવા દેવામાં આવે તો, પહેલાંની ક્રાંતિઓમાં એક નહિ પણ અનેક વાર બન્યું છે તેમ, હાલત પાછી મૂડીદારોના શાસનમાં પલટાઈ જાય, મૂડીદાર વર્ગના શાસનમાં પલટાઈ જાય. મૂડીદારો અને મૂડીશાહોનું શાસન ફરી સ્થપાતું અટકાવવું હોય તો આપણાથી નફાખોરીને ચલાવી ન જ લેવાય, આપણે અલગ અલગ માણસોને બાકીના લોકોના ભોગે ધનવાન ન જ બનવા દેવા જોઈએ, મહેનતકશ લોકોએ સર્વહારા વર્ગની જોડે એકતા સાધીને સામ્યવાદી સમાજની રચના કરવી જ જોઈએ. સંઘના અને સામ્યવાદી તરુણ સંગઠનના મૂળભૂત કર્તવ્યનું મુખ્ય લક્ષણ એ જ છે.

પુરાણો સમાજ આવા સિદ્ધાંત ઉપર આધારિત હતો: લૂંટો અથવા લૂંટાઈ જાઓ; બીજા લોકો માટે મહેનત કરો અથવા પોતાના ફાયદા માટે બીજા લોકોને મહેનત કરાવો; ગુલામ-માલિક બનો અથવા ગુલામ બનો. સ્વાભાવિક રીતે જ, એવા સમાજમાં ઊછરેલા લોકો વિશે કહી શકાય કે તેઓ માતાના દૂધની સાથે જ એક જાતની મનોવૃત્તિ, એવી ટેવ, ખ્યાલ, આત્મસાત્ કરી લેતા હોય છે, અને તેનો સાર આવો હોય છે: તમે કાં તો ગુલામ-માલિક છો અથવા ગુલામ છો, નહિતર નાના માલિક છો, નજીવા નોકર છો, છોટા અમલદાર છો, અથવા બુદ્ધિજીવી છો—ટૂંકમાં તમે એવા માણસ છો કે જેને ફક્ત પોતાની જ ફિકર હોય છે, બીજા કોઈની લેશમાત્ર પરવા નથી હોતી.

હું જમીનના આ પ્લૉટમાં ખેતી કરું તો પછી બીજા કોઈની લેશમાત્ર પરવા ન રાખું, બીજા ભૂખમરો વેઠતા હોય તો વળી બહેતર, કેમ કે એથી મારા અનાજના બદલામાં મને વધારે પૈસા મળે. હું ડૉક્ટર, ઍંજિનિયર, શિક્ષક અથવા કારકુન તરીકે કામ કરતો હોઉં તો બીજા કોઈની લેશમાત્ર પરવા ન કરું. જે કોઈ સત્તાસ્થાને બેઠેલા હોય તેમને હું મસકો લગાવીને રાજી રાખું તો સંભવ છે કે મારી નોકરી કાયમ રાખી શકું, કદાચ જિંદગીમાં આગળ પણ વધી શકું તથા પૈસાદાર બની શકું. કોઈ પણ કોમ્યુનિસ્ટ આવી મનોવૃત્તિ અને આવી લાગણીઓ ન જ ધરાવી શકે. કામદારો અને કિસાનોએ જ્યારે સાબિત કરી આપ્યું કે પોતાની જ જહેમતો વડે પોતાનું રક્ષણ કરવાની, અને એક નવા સમાજનું સર્જન કરવાની, શક્તિ પોતે ધરાવે છે—ત્યારે નવી સામ્યવાદી કેળવણીની શરૂઆત થઈ, શોષકો વિરુદ્ધ સંઘર્ષની કેળવણીની, સ્વાર્થસાધુઓ તથા છોટા માલિકોની

વિરુદ્ધ તેમ જ એક જાતની મનોવૃત્તિ તથા ટેવોની વિરુદ્ધ સર્વહારા વર્ગ જોડે એકસંપીની કેળવણીની શરૂઆત થઈ. એ મનોવૃત્તિ તથા ટેવોનો સાર આવો છે: મને તો મારો નફો જોઈએ, બીજી કોઈ બાબતની મને લેશમાત્ર પરવા નથી.

તરુણ અને ઊગતી પેઢીએ સામ્યવાદનું શિક્ષણ કેવી રીતે લેવું જોઈએ એ સવાલનો જવાબ આ જ છે.

તે પોતાના અભ્યાસ, તાલીમ અને કેળવણીમાં પ્રત્યેક કદમને જો શોષકોના પુરાણા સમાજની વિરુદ્ધ સર્વહારાઓ અને મહેનતકશ લોકોના અવિરત સંઘર્ષની જોડે સાંકળી લે તો જ સામ્યવાદનું શિક્ષણ હાંસલ કરી શકે. જ્યારે લોકો આપણી સમક્ષ નીતિનિયમોની વાત કરે ત્યારે આપણે આવો જવાબ આપીએ છીએ: કોમ્યુનિસ્ટની દૃષ્ટિમાં સમગ્ર નીતિનિયમો શોષકોની વિરુદ્ધ આ સભાન લોકવ્યાપી સંઘર્ષ અને એકતાબદ્ધ શિસ્તમાં સમાયેલા છે. અમે સનાતન નીતિનિયમોમાં માનતા નથી, અને નીતિનિયમો વિશેની બધી કલ્પિત કથાઓમાં સમાયેલા જૂઠાણાને ઉઘાડું પાડીએ છીએ. નીતિનિયમો તો માનવ સમાજને ઉચ્ચતર સ્તરે પહોંચવામાં અને શ્રમના શોષણમાંથી છુટકારો મેળવવામાં મદદ કરવાનો હેતુ પાર પાડે.

આ સિદ્ધિ હાંસલ કરવા માટે આપણને તરુણ લોકોની એ પેઢીની જરૂર છે કે જે મૂડીદાર વર્ગની વિરુદ્ધ શિસ્તબદ્ધ અને મરણિયા સંઘર્ષના વાતાવરણમાં રાજકીય રીતે પુખ્ત થવા લાગી હતી. આ સંઘર્ષમાં એ પેઢી ખરા કોમ્યુનિસ્ટોને કેળવી રહી છે, તેણે પોતાના અભ્યાસ, કેળવણી અને તાલીમમાં પ્રત્યેક કદમને આ સંઘર્ષની આધીનતામાં આણી દેવું જ જોઈએ અને તેની જોડે સાંકળી લેવું જ જોઈએ. સામ્યવાદી તરુણ લોકોની કેળવણી તેમને મધુર ભાષણો અને નૈતિક ઉપદેશો આપવામાં સમાયેલી નથી. તેમાં તો કેળવણી જ નથી. લોકોએ જોઈ લીધું હોય કે પોતાનાં માબાપ જમીનદારો અને મૂડીદારોની ધૂંસરી હેઠળ કેવી જાતની જિંદગી ગુજારતા હતા, તેમણે પોતે જ શોષકોની વિરુદ્ધ સંઘર્ષ શરૂ કરનારાઓની હાડમારીઓનો અનુભવ કરી લીધો હોય, તેમણે જોઈ લીધું હોય કે એક વાર હાંસલ કરી લીધેલા લાભોને જાળવી રાખવા માટે કેવાં બલિદાનો આપવાં પડે છે અને જમીનદારો તથા મૂડીદારો કેવા જીવલેણ દુશ્મનો છે—એવા સંજોગો તેમને કોમ્યુનિસ્ટો બનતાં શીખવે છે. સામ્યવાદી નીતિનિયમો સામ્યવાદના દૃઢીકરણના અને સામ્યવાદની પરિપૂર્ણતાના સંઘર્ષ ઉપર આધારિત છે.

અને સામ્યવાદી તાલીમ, શિક્ષણ તથા કેળવણીનો આધાર પણ એ જ છે. સામ્યવાદનો અભ્યાસ કેવી રીતે કરવો—એ સવાલનો જવાબ એ જ છે.

કેળવણી, તાલીમ અને શિક્ષણ જો શાળાખંડ પૂરતાં જ મર્યાદિત હોય અને જિંદગીના જોમથી વેગળાં પડી ગયેલાં હોય તો આપણે તેમાં વિશ્વાસ ન જ રાખી શકીએ. જ્યાં સુધી કામદારો અને કિસાનોને જમીનદારો અને મૂડીદારોનો જુલમ વેઠવો પડતો હોય, અને જ્યાં સુધી શાળાઓની ઉપર જમીનદારો તથા મૂડીદારોનો કાબૂ હોય, ત્યાં સુધી તરુણ પેઢી આંધળી અને અજ્ઞાની જ રહેવાની. આપણી શાળાઓએ તરુણ પેઢીને જ્ઞાનનાં મૂળભૂત તત્ત્વો પૂરાં પાડવાં જોઈએ, સ્વતંત્ર રીતે સામ્યવાદી વિચારો વિકસાવવાની શક્તિ આપવી જોઈએ. આપણી શાળાઓએ તરુણ લોકોને સુશિક્ષિત લોકો બનાવી દેવા જોઈએ. શાળામાં અભ્યાસ કરતાં કરતાં તેમણે શોષકોના સકંજામાંથી મુક્તિના સંઘર્ષમાં સામેલગીરો બનવાનું પણ શીખવું જ જોઈએ. તરુણ સામ્યવાદી સંઘ તરફથી શિક્ષણ, તાલીમ અને કેળવણીના પ્રત્યેક કદમને શોષકોની વિરુદ્ધ તમામ મહેનતકશ લોકોના સહિયારા સંઘર્ષમાં સામેલગીરી જોડે સાંકળી લેવામાં આવે ત્યારે જ તે તરુણ સામ્યવાદી પેઢીના સંઘના નામને સાર્થક કરી શકશે. તમે સારી રીતે વાકેફ છો કે જ્યાં સુધી રશિયા જ એકમાત્ર કામદારોનું પ્રજાસત્તાક રહેશે, અને બાકીની દુનિયામાં પુરાણી મૂડીવાદી પદ્ધતિ કાયમ રહેશે, ત્યાં સુધી આપણે તેમના કરતાં નબળા જ રહીશું, અને નવા હુમલાનો ભય આપણા માથા ઉપર સતત તોળાતો રહેશે; અને આપણે સંગીન એકતા જાળવી રાખતાં શીખી લઈશું તો જ આગળના સંઘર્ષમાં જીત હાંસલ કરીશું, અને—તાકાત મેળવી લીધી હોઈને—સાચેસાચ અજેય બની જઈશું. એમ, કોમ્યુનિસ્ટ હોવાનો અર્થ એવો છે કે તમારે સમગ્ર તરુણ પેઢીને સંગઠિત અને એકતાબદ્ધ કરવી જ જોઈએ, અને આ સંઘર્ષમાં તાલીમ અને શિસ્તનું દૃષ્ટાંત પેશ કરવું જ જોઈએ. ત્યાર પછી જ તમે સામ્યવાદી સમાજની ઈમારત બાંધવાનું શરૂ કરી શકશો અને તેને પરિપૂર્ણ કરી શકશો.

આ બાબત તમને વધારે સ્પષ્ટ રૂપે સમજાવવા માટે હું એક ઉદાહરણ ટાંકીશ. આપણે આપણને કોમ્યુનિસ્ટો કહેવડાવીએ છીએ. કોમ્યુનિસ્ટ એટલે શું? કોમ્યુનિસ્ટ શબ્દ લૅટિન ભાષાનો છે. લૅટિનમાં કોમ્મુનિસ એટલે "સહિયારું". સામ્યવાદી સમાજ એવો સમાજ છે કે જેમાં બધી વસ્તુઓ—

જમીન, કારખાનાં—સહિયારી માલિકીની હોય છે અને લોકો સહિયારું કામ કરે છે. એ છે સામ્યવાદ.

દરેક માણસ પોતાના જમીનના પ્લૉટમાં અલગ કામ કરે તો સહિયારું કામ શક્ય બને ખરું? સહિયારા કામની રીત એકદમ તો દાખલ ન જ થઈ શકે. એ અશક્ય છે. એ કંઈ આસમાનમાંથી ટપકતી નથી. એ તો મહેનત અને હાડમારી મારફત ઘડાય છે, તેનું સર્જન સંઘર્ષ દરમિયાન થાય છે. આ બાબતમાં પુરાણાં પુસ્તકો તદ્દન નકામાં છે, તેને કોઈ નહિ માને. આ બાબતમાં જિંદગીનો ઇન્સાનનો પોતાનો અનુભવ જરૂરી છે. કોલ્ચાક અને દેનીકિન સાઈબિરિયા અને દક્ષિણ તરફથી ધસતા આવી રહ્યા હતા ત્યારે કિસાનો તેમને પક્ષે હતા. તેમને બોલ્શેવિઝમ પ્રત્યે અણગમો હતો કેમ કે બોલ્શેવિકોએ તેમનું અનાજ નક્કી થયેલી કિંમતોએ લઈ લીધું હતું. પરંતુ સાઈબિરિયા અને ઉક્રાઈનામાં કિસાનોને કોલ્ચાક અને દેનીકિનના શાસનનો અનુભવ થયો ત્યારે તેમને સમજાઈ ગયું કે પોતાની સમક્ષ માત્ર એક જ વિકલ્પ છે: કાં તો મૂડીદારોની પાસે જવું કે જે તેમને તરત જ જમીનદારોની ગુલામીમાં ધકેલી દેવાના, અથવા કામદારોને અનુસરવું કે જે તેમને દૂધ અને મધની નદીઓની ભૂમિનું વચન નહોતા આપતા એ સાચું, વળી તેઓ લોખંડી શિસ્તનો અને આકરા સંઘર્ષમાં અડગતાનો તકાદો પણ કરતા હતા, પરંતુ મૂડીદારો અને જમીનદારોની ગુલામીમાંથી છુટકારો તો કેવળ તેઓ જ અપાવી શકે એમ હતા. અજ્ઞાની કિસાનોએ પણ પોતાના અનુભવ દ્વારા જ્યારે આ જોયું અને સમજી લીધું ત્યારે તેઓ સખત કસોટીઓમાંથી પસાર થઈને સામ્યવાદના સભાન અનુયાયીઓ બની ગયા. એવો અનુભવ જ તરુણ સામ્યવાદી સંઘની સમગ્ર પ્રવૃત્તિઓનો આધાર બની રહેવો જોઈએ.

આપણે શું શીખવું જ જોઈએ, પુરાણી શાળાઓમાંથી અને પુરાણા વિજ્ઞાનમાંથી શું લેવું જ જોઈએ, એવા સવાલોના જવાબ મેં આપ્યા છે. હવે હું એવા સવાલનો જવાબ આપવાની કોશિશ કરીશ કે આપણે જે શીખવાનું છે તે કેવી રીતે શીખવું. જવાબ આ છે: શાળાઓની પ્રવૃત્તિઓમાં પ્રત્યેક કદમને, તાલીમ અને શિક્ષણ તથા કેળવણીના પ્રત્યેક કદમને, શોષકોની વિરુદ્ધ તમામ મહેનતકશ લોકોના સંઘર્ષની જોડે અવિભાજ્ય રીતે સાંકળી લઈને જ.

સામ્યવાદની આ તાલીમ કેવી રીતે ચાલવી જોઈએ તેનો તાદૃશ્ય ખ્યાલ

આપવા માટે હું તરુણ લોકોનાં કેટલાંક સંગઠનોના કાર્યના અનુભવમાંથી થોડાક દાખલા ટાંકીશ. દરેક માણસ નિરક્ષરતાને નાબૂદ કરવાની વાતો કરે છે. તમે જાણો છો કે કોઈ નિરક્ષર દેશમાં સામ્યવાદી સમાજનું નિર્માણ ન જ થઈ શકે. સોવિયેત સરકાર એક ફરમાન જાહેર કરી દે, અથવા પાર્ટી એક ખાસ સૂત્ર ઘોષિત કરે કે પછી અમુક સંખ્યામાં ઉત્તમ કાર્યકરોને આ કર્તવ્ય સોંપે એટલું જ પૂરતું નથી. તરુણ પેઢીએ પોતે જ આ કાર્ય ઉપાડી લેવું જોઈએ. સામ્યવાદનો અર્થ જ એ છે કે તરુણ પેઢી, તરુણ સંઘનું સભ્યપદ ધરાવતાં તરુણ સ્ત્રીપુરુષો, આગળ આવે અને આમ જાહેર કરે: આ અમારું કામ છે, અમે એકતા સાધીશું અને નિરક્ષરતાને નાબૂદ કરવા ગ્રામવિસ્તારોમાં જઈશું, જેથી આપણી તરુણ પેઢીમાં એક પણ અભણ માણસ બાકી ન રહે. અમે કોશિશ કરી રહ્યા છીએ કે ઊગતી પેઢી પોતાની પ્રવૃત્તિઓને આ કામમાં લગાવે. તમે જાણો છો કે અજ્ઞાની અને નિરક્ષર રશિયાને અક્ષરજ્ઞાન ધરાવતા દેશમાં પલટાવી નાખવાનું કામ ઝડપથી ન જ થઈ શકે. પરંતુ જો તરુણ સામ્યવાદી સંઘ આ કામ ઉપાડી લે, અને બધા તરુણ લોકો સમષ્ટિના હિત કાજે કામ કરે, તો જ ચાર લાખ તરુણ સ્ત્રીપુરુષોની સભ્ય-સંખ્યા ધરાવતા સંઘને તરુણ સામ્યવાદી સંઘનું નામ રાખવાનો અધિકાર હાંસલ થાય. પોતે જ્ઞાન પ્રાપ્ત કરવું એટલું જ નહિ પરંતુ નિરક્ષરતાના પાશમાંથી આપમેળે છુટકારો હાંસલ કરવા અશક્ત હોય એવા તરુણ લોકોને મદદ કરવી, એ પણ સંઘનું જ કર્તવ્ય છે. તરુણ સામ્યવાદી સંઘના સભ્ય હોવાનો અર્થ, પોતાના શ્રમ અને પ્રયાસોને સહિયારા ધ્યેયમાં લગાવી દેવાનો છે. સામ્યવાદી કેળવણીનો અર્થ એ જ છે. એવા કાર્ય દરમિયાન જ તરુણ સ્ત્રીપુરુષો સાચા કોમ્યુનિસ્ટો બને. તેઓ આ કાર્યમાં વાસ્તવિક સફળતાઓ હાંસલ કરશે તો જ કોમ્યુનિસ્ટો બનશે.

દાખલા તરીકે, ઉપનગરોના શાકભાજીના વાડાના કામને લઈએ. એ શું ખરેખર ઉપયોગી કામ નથી? એ તો તરુણ સામ્યવાદી સંઘનાં કર્તવ્યોમાંનું જ એક છે. લોકો ભૂખમરો વેઠી રહ્યા છે, કારખાનાંઓમાં ભૂખ ફેલાયેલી છે. આપણી જાતને ભૂખમરાથી બચાવવા માટે શાકભાજીના વાડાઓને વિકસાવવા જ જોઈએ. પરંતુ ખેતી પુરાણી રીતે ચાલી રહી છે. એટલે વધારે વર્ગજાગ્રત તત્ત્વોએ એ કામમાં જોડાઈ જવું જોઈએ, પછી તમે જોશો કે શાકભાજીના વાડાઓની સંખ્યામાં વૃદ્ધિ થશે, તેને માટે વપરાતી જમીનમાં વધારો થશે, અને પરિણામોમાં સુધારો આવશે. તરુણ સામ્યવાદી

સંઘે આ કામમાં સક્રિય ભાગ લેવો જ જોઈએ. દરેક સંઘમાં અને સંઘની દરેક શાખામાં આ કામ ફરજ તરીકે ગણાવું જોઈએ.

તરુણ સામ્યવાદી સંઘે દરેક કામમાં મદદ કરતું, અને પહેલકદમી તથા સાહસ દાખવતું, જાંનિસાર દળ બની રહેવું જોઈએ. સંઘે એવું સંગઠન બની રહેવું જોઈએ કે જે દરેક કામદારને નીરખવામાં મદદ કરે કે આ સંગઠનના લોકોના સિદ્ધાંતોને પોતે કદાચ ન સમજી શકતો હોય અને તરત માની ન પણ લે, પરંતુ તેમના અમલી કાર્ય અને પ્રવૃત્તિમાંથી પારખી શકે કે તેઓ ખરેખર સાચો માર્ગ બતાવી રહ્યા છે.

જો તરુણ સામ્યવાદી સંઘ પોતાના કામનું સંગઠન બધાં જ ક્ષેત્રોમાં આ રીતે કરવામાં નિષ્ફળ જાય તો તેનો અર્થ એ જ થશે કે તે પાછો પુરાણા મૂડીવાદી માર્ગે જઈ રહ્યો છે. આપણી કેળવણીને આપણે શોષકોની વિરુદ્ધ મહેનતકશ લોકોના સંઘર્ષ જોડે સાંકળી લેવું જ જોઈએ, જેથી સામ્યવાદી સિદ્ધાંતોએ નિર્ધારિત કરેલાં કર્તવ્યો પાર પાડવામાં આપણે મહેનતકશ લોકોને મદદ કરી શકીએ.

સંઘના સભ્યોએ ફુરસદના પ્રત્યેક કલાકનો ઉપયોગ શાકભાજીના વાડાઓને સુધારવાના, અથવા કોઈ કારખાનાંમાં તરુણ લોકોનું શિક્ષણ યોજવાના, તથા એવાં જ બીજાં કામોમાં કરવો જોઈએ. રશિયાને આપણે દરિદ્રતાથી પીડાતા અને કંગાલ દેશમાંથી સમૃદ્ધ દેશમાં પલટાવી નાખવા માગીએ છીએ. તરુણ સામ્યવાદી સંઘે પોતાની કેળવણી, અભ્યાસ અને તાલીમનો સુમેળ કામદારો તથા કિસાનોના શ્રમની જોડે સાધવો જ જોઈએ, જેથી પોતે શાળાઓ પૂરતો જ, અથવા સામ્યવાદી પુસ્તકો અને પુસ્તિકાઓ વાંચવા પૂરતો જ, સીમિત ન રહી જાય. કામદારો અને કિસાનોની જોડાજોડ કામ કરનારો માણસ જ ખરો કોમ્યુનિસ્ટ બની શકે. એટલું સામાન્ય રૂપે સિદ્ધ કરવાનું જ છે કે તરુણ સામ્યવાદી સંઘના બધા સભ્યો અક્ષરજ્ઞાન ધરાવતા હોય, અને સાથે સાથે પોતાના કામ બાબત ઉત્સુકતા ધરાવતા હોય. જ્યારે દરેક માણસ જોશે કે આપણે પુરાણી શાળાઓમાંથી પુરાણી કવાયત-મેદાનની રીતોને હઠાવી દીધી છે અને તેને સ્થાને સભાન શિસ્ત સ્થાપી છે, બધાં તરુણ સ્ત્રીપુરુષો સુબ્બોત્નિકોમાં[45] ભાગ લે છે, અને ઉપનગરોના દરેક ખેતરનો ઉપયોગ વસતિને સહાય કરવા માટે કરે છે— ત્યારે લોકો શ્રમ પ્રત્યે પુરાણી રીતનું વલણ રાખતા મટી જશે.

તરુણ સામ્યવાદી સંઘનું કર્તવ્ય છે કે તે સાર્વજનિક આરોગ્ય અથવા

ખોરાકની વહેંચણી જેવી બાબતોમાં—અને એ વિશે હું એક નાનકડું ઉદાહરણ ટાંકીશ—દરેક ઠેકાણે, ગામડામાં કે શહેરના લત્તામાં, સહાયકાર્યનું આયોજન કરે. પુરાણા મૂડીવાદી સમાજમાં આ કામ કેવી રીતે કરવામાં આવતું? દરેક માણસ પોતાના સ્વાર્થનું જ કામ કરતો. ગલઢાંબુઢ્ઢાંની અને માંદાંની કોઈ રતીભાર પણ પરવા કરતું નહિ. કોઈને એ વાતની પડી નહોતી કે ઘરકામ કેમ માત્ર સ્ત્રીઓની જ જવાબદારી છે. તેના પરિણામે સ્ત્રીઓ જુલમ અને દાસતાની હાલતમાં સબડતી હતી. આ સર્વનો સામનો કરવાનું કામ કોનું છે? એ કામ તરુણ સામ્યવાદી સંઘોનું છે. તેમણે આમ કહેવું જ જોઈએ: આ બધું અમે પલટાવી નાખીશું, અમે તરુણ લોકોની ટુકડીઓ સંગઠિત કરીશું, જે સાર્વજનિક આરોગ્યને સુનિશ્ચિત બનાવવામાં અથવા ખોરાકની વહેંચણીમાં મદદ કરશે, એક એક ઘરનું પદ્ધતિસરનું નિરીક્ષણ કરશે, અને પોતાનાં બળોને સુયોગ્ય રીતે ગોઠવીને આખા સમાજના લાભ માટે સંગઠિત રૂપે કામ કરશે, તથા એ રીતે બતાવી આપશે કે શ્રમનું સંગઠન થવું જ જોઈએ.

હાલ પચાસની ઉંમરે પહોંચી ગયેલા લોકોની પેઢી સામ્યવાદી સમાજને નજરે જોવાની અપેક્ષા ન રાખી શકે. એ પેઢી તો ત્યાર પહેલાં જ પ્રસ્થાન કરી ગઈ હશે. પરંતુ હાલ પંદર વર્ષની ઉંમરના લોકોની પેઢી તો સામ્યવાદી સમાજને નજરે જોશે અને પોતે જ એ સમાજનું નિર્માણ કરશે. એ પેઢીના લોકોએ જાણી લેવું જોઈએ કે પોતાની જિંદગીનો આખો હેતુ જ સામ્યવાદી સમાજનું નિર્માણ કરવાનો છે. પુરાણા સમાજમાં પ્રત્યેક પરિવાર અલગ અલગ કામ કરતો, અને જનતાના સમુદાયોનું પીડન કરનારા જમીનદારો તથા મૂડીદારો સિવાય બીજું કોઈ શ્રમનું સંગઠન નહોતું કરતું. આપણે સમગ્ર શ્રમનું સંગઠન કરવું જ જોઈએ, પછી ભલે તેમાં ગમે એટલી મહેનત પડે અને ગોટાળા થાય, અને શ્રમનું એ સંગઠન આપણે એવી રીતે કરવું જોઈએ કે દરેક કામદાર અને કિસાન આમ કહી શકે: હું મુક્ત શ્રમની મહાન સેનામાં સામેલ છું, અને મારી જિંદગીનું ઘડતર જમીનદારો તથા મૂડીદારો વગર જ કરી શકીશ, સામ્યવાદી સમાજની સ્થાપનામાં મદદ કરી શકીશ. તરુણ સામ્યવાદી સંઘે બધા તરુણ લોકોને નાની ઉંમરથી* જ

---

*૧૯૨૦ના ઑક્ટોબરની સાતમી તારીખના 'પ્રાવદા'ના ૨૨૩મા અંકમાં "નાની ઉંમરથી" શબ્દોને બદલે "બાર વરસની ઉંમરથી" શબ્દો હતા.—સં.

સભાન અને શિસ્તબદ્ધ શ્રમ કરતાં શીખવવું જોઈએ. એ રીતે આપણે વિશ્વાસ ધરાવી શકીશું કે અત્યારે આપણી સમક્ષ ઉપસ્થિત સમસ્યાઓ ઉકેલાઈ જશે. આપણે ખ્યાલમાં રાખવું જ જોઈએ કે આખા દેશનું વિદ્યુતકરણ થઈ જાય અને આપણો દરિદ્ર દેશ ટેક્નોલોજીની અદ્યતન સિદ્ધિઓનો લાભ ઉઠાવી શકે, તેને ઓછામાં ઓછાં દસ વર્ષ તો લાગશે જ. અને એટલે, જેઓ હાલ પંદર વર્ષની ઉંમરે છે અને દસ કે વીશ વર્ષની અંદર સામ્યવાદી સમાજની જિંદગી જીવતા થઈ જશે, તેમની પેઢીએ પોતાનાં બધાં શૈક્ષણિક કર્તવ્યો એવી રીતે કરવાં જોઈએ કે દરરોજ દરેક ગામ અને શહેરમાં તરુણ લોકો સહિયારા શ્રમની કોઈ ને કોઈ સમસ્યાના વાસ્તવિક ઉકેલના કામમાં લાગેલા હોય, પછી એ સમસ્યા ભલે નાનામાં નાની કે સાદામાં સાદી હોય. પ્રત્યેક ગામમાં જ્યારે એમ કરવામાં આવશે, સામ્યવાદી સ્પર્ધા જેમ વિકસતી જશે, અને તરુણ પેઢી સાબિત કરી આપશે કે પોતાના શ્રમની એકતા પોતે સાધી શકે છે, ત્યારે સામ્યવાદી નિર્માણની સફળતાની ખાતરી ઉત્પન્ન થઈ જશે. તમારા પ્રત્યેક કદમને એ નિર્માણની સફળતાના દૃષ્ટિકોણથી ચકાસી જોશો તો જ, અને એકસૂત્રે સંકળાયેલા તથા રાજકીય જાગ્રતિ ધરાવતા મહેનતકશ લોકો બનવા માટે આપણાથી બનતું બધું આપણે કર્યું છે કે નહિ, એવો સવાલ આપણે પોતાને પૂછીશું તો જ, તરુણ સામ્યવાદી સંઘ પોતાના પાંચ લાખ સભ્યોની એકતા શ્રમની એક જ સેનામાં સાધવામાં સફળ થશે, અને સાર્વત્રિક આદર હાંસલ કરશે. **(તાળીઓનો ગડગડાટ)**

'પ્રાવદા' અંક ૨૨૧, ૨૨૨ અને ૨૨૩; ૫,૬ અને ૭ ઑક્ટોબર,૧૯૨૦ — ગ્રંથ ૪૧ પૃષ્ઠ ૨૯૮ – ૩૧૮

## 'સર્વહારા વર્ગીય સંસ્કૃતિ' નામક લેખમાંથી

### ઠરાવનો ખરડો

૧. કામદારો અને કિસાનોના સોવિયેત પ્રજાસત્તાકમાં બધું શૈક્ષણિક કાર્ય, સામાન્ય રૂપે રાજકીય કેળવણીના ક્ષેત્રમાં અને વિશેષ રૂપે કલાના ક્ષેત્રમાં, સર્વહારા વર્ગના એ વર્ગસંઘર્ષની ભાવનાથી ઓતપ્રોત હોવું જોઈએ કે જેને તે પોતાની સરમુખત્યારીનાં લક્ષ્યોની સફળ સિદ્ધિ માટે, એટલે કે મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવા, વર્ગોને નાબૂદ કરી નાખવા, અને માનવી દ્વારા માનવીના શોષણનાં બધાં રૂપોને ખતમ કરી નાખવા માટે, લડી રહ્યો છે.

૨. એટલે, સર્વહારા વર્ગે પોતાની મોખરાની હરોળ મારફત—કોમ્યુનિસ્ટ પાર્ટી મારફત—અને સામાન્ય રૂપે અનેક પ્રકારનાં સર્વહારા વર્ગીય સંગઠનો મારફત, સાર્વજનિક શિક્ષણના સમગ્ર કાર્યમાં અધિકતમ પ્રવૃત્તિ દાખવવી જોઈએ અને આગેવાનીની ભૂમિકા ભજવવી જોઈએ.

૩. આધુનિક ઇતિહાસના સમગ્ર અનુભવે, અને ખાસ કરીને 'કોમ્યુનિસ્ટ જાહેરનામું'ના પ્રકાશન પછી દુનિયાના બધા દેશોના સર્વહારા વર્ગના અરધી સદીથી વધારે લાંબા ક્રાંતિકારી સંઘર્ષે, નિસ્સંદેહ જાહેર કરી દીધું છે કે માત્ર માર્ક્સવાદી વિશ્વ દૃષ્ટિકોણ જ ક્રાંતિકારી સર્વહારા વર્ગનાં હિતો, વિચારો, તથા સંસ્કૃતિની સાચી અભિવ્યક્તિ છે.

૪. માર્ક્સવાદે ક્રાંતિકારી સર્વહારા વર્ગની વિચારસરણી તરીકે વિશ્વવ્યાપી ઐતિહાસિક મહત્ત્વ હાંસલ કરી લીધું છે કારણ કે તેણે મૂડીવાદી યુગની અત્યંત મૂલ્યવાન સિદ્ધિઓનો અસ્વીકાર નથી કર્યો પરંતુ, એથી ઊલટું, માનવીય ચિંતન અને સંસ્કૃતિના વિકાસના બે હજારથી વધારે વર્ષોના કાળ દરમિયાન જે કંઈ મૂલ્યવાન હતું તેને આત્મસાત્ કર્યું છે તથા નવો

ઘાટ આપ્યો છે. માત્ર આ આધારે અને આ દિશામાં થતા આગળના કાર્યને, શોષણના પ્રત્યેક રૂપની વિરુદ્ધ સંઘર્ષની આખરી કક્ષાને વ્યક્ત કરતી સર્વહારા વર્ગીય સરમુખત્યારીના અમલી અનુભવની પ્રેરણા અનુસાર જ થતા આગળના કાર્યને, ખરી સર્વહારા વર્ગીય સંસ્કૃતિના વિકાસ તરીકે માન્યતા આપી શકાય.

૫. પોતાની જ ખાસ છાપની સંસ્કૃતિ ઉપજાવી કાઢવાના, સ્વપર્યાપ્ત સંગઠનોમાં અલિપ્ત રહેવાના, શિક્ષણના લોક-કમિસારિયાતના કાર્યક્ષેત્ર અને પ્રોલેતકુલ્તની* વચ્ચે વિભાજન રેખા અંકિત કરવાના, અથવા શિક્ષણના લોક-કમિસારિયાત હેઠળની સંસ્થાઓની અંદર પ્રોલેતકુલ્તની "સ્વાયત્તતા"ની સ્થાપના કરવાના, વગેરે બધા પ્રયત્નોને, અખિલ રૂસી પ્રોલેતકુલ્ત કૉંગ્રેસ, સિદ્ધાંતના ઉપરોક્ત ધોરણને અડગતાથી વળગી રહીને, સૈદ્ધાંતિક દૃષ્ટિએ નિર્માલ્ય અને અમલી દૃષ્ટિએ હાનિકારક પ્રવૃત્તિ તરીકે એકદમ મક્કમપણે નકારી કાઢે છે. એથી ઊલટું, કૉંગ્રેસ બધાં પ્રોલેતકુલ્ત સંગઠનોને આદેશ આપે છે કે તેઓ પોતાને શિક્ષણના લોક-કમિસારિયાતના સંઘટન-તંત્રની સહાયક સંસ્થાઓ તરીકે કામ કરવા, અને પોતાનાં કર્તવ્યોને સર્વહારા વર્ગીય સરમુખત્યારીનાં કર્તવ્યોના એક ભાગ રૂપે સોવિયેત સત્તાધારીઓના (ખાસ કરીને શિક્ષણના લોક-કમિસારિયાતના) તેમ જ રૂસી કોમ્યુનિસ્ટ પાર્ટીના સામાન્ય માર્ગદર્શન તળે પૂરાં કરવા, ફરજથી બંધાયેલાં ગણે.

૧૯૨૦ના ઑક્ટોબરની ૮મી તારીખે લિખિત

ગ્રંથ ૪૧
પૃષ્ઠ ૩૩૬–૩૩૭

---

*જુઓ આ પુસ્તિકા, ટિપ્પણી નંબર ૪૦.—સં.

## પ્રાંતીય અને જિલ્લા શિક્ષણ વિભાગોના રાજકીય કેળવણી કાર્યકરોના અખિલ રૂસી સંમેલનમાં કરેલું પ્રવચન

૩ નવેંબર, ૧૯૨૦

સાથીઓ, મને કેટલાક વિચારો વિશે બોલવાની રજા આપો. તેમાંના થોડાકની છણાવટ રાજકીય કેળવણી માટેની મુખ્ય સમિતિની સ્થાપનાના સંબંધમાં કોમ્યુનિસ્ટ પાર્ટીની કેંદ્રીય સમિતિએ તથા લોક-કમિસાર મંડળે કરી છે, અને બાકીના, લોક-કમિસાર મંડળને પેશ કરવામાં આવેલા ખરડાના સંબંધમાં, મારા મનમાં ઊઠયા હતા. એ ખરડાને ગઈકાલે આધાર તરીકે અપનાવી લેવામાં આવ્યો છે; તેની વિગતો ચર્ચાવાની હજુ બાકી છે.[46]

હું મારા તરફથી ફક્ત એટલું કહેવાની છૂટ લઈશ કે તમારી સંસ્થાનું નામ બદલવાની બાબતમાં મારી વૃત્તિ શરૂઆતમાં ખૂબ જ પ્રતિકૂળ હતી. મારા અભિપ્રાય મુજબ, શિક્ષણના લોક-કમિસારિયાતનું કાર્ય લોકોને ખુદ શીખવાની અને બીજાઓને શીખવવાની મહેનતમાં મદદ કરવાનું છે. મને મારા સોવિયેત અનુભવે નામોને છોકરવાદની મશ્કરીઓ ગણવાનું શીખવ્યું છે, આખર તો કોઈ પણ નામ એક રીતે મશ્કરી જ હોય છે. હવે બીજું નામ મંજૂર થયું છે: રાજકીય કેળવણી માટેની મુખ્ય સમિતિ.

આ બાબતનો નિર્ણય લેવાઈ ગયો છે એટલે તમે મારી વાતને વ્યક્તિગત વિચારથી વધારે કશું ગણશો નહિ. જો બાબત કેવળ લેબલ બદલાવવા પૂરતી જ મર્યાદિત ન હોય તો તેનું સ્વાગત જ કરવું ઘટે.

આપણે જો નવા લોકોને સાંસ્કૃતિક અને શૈક્ષણિક કાર્યમાં ખેંચવામાં સફળ થઈએ તો પછી એ માત્ર નામ બદલાવવાની વાત નહિ રહે, અને તો આપણે દરેક નવા કાર્યને અને દરેક નવી સંસ્થાને લેબલ લગાડવાની "સોવિયેત" કમજોરીની બાબતમાં આપણાં મનને મનાવી લઈ શકીશું. આપણે જો સફળ થઈએ તો પહેલાં કદી કર્યું હોય એથી વધારે સિદ્ધ કરી લઈશું.

શિક્ષણ અને આપણી નીતિ વચ્ચેની કડીએ લોકોને આપણા સાંસ્કૃતિક અને શૈક્ષણિક કાર્યમાં ભાગ લેતા કરવા માટેના મુખ્ય આકર્ષણનું કામ કરવું જોઈએ. જરૂર પડે તો નામ કશુંક વ્યક્ત કરી શકે કેમ શૈકે ક્ષણિક કાર્યમાં આપણે સર્વત્ર એવા પુરાણા દૃષ્ટિકોણને તજી દેવાનો છે કે શિક્ષણ બિનરાજકીય હોવું જોઈએ; શૈક્ષણિક કાર્યને આપણે રાજકારણથી અળગું ન જ ચલાવી શકીએ.

મૂડીવાદી સમાજમાં એ ખ્યાલ હંમેશાં પ્રધાન રહ્યો છે. "અ-રાજકીય" અથવા "બિનરાજકીય" શબ્દ જ મૂડીવાદી દંભનું ઉદાહરણ છે, લોકસમુદાયોની સાથે કરવામાં આવતી ઠગબાજી સિવાય બીજું કશુ નથી. નવ્વાણું ટકા લોકો ધર્મસંસ્થાના, ખાનગી માલિકીના, અને એવા જ બીજા શાસનમાં હીણપત અને અવનતિની દશામાં સબડતા હોય છે. બધા મૂડીવાદી દેશોમાં હજુ પણ સત્તાની લગામ પકડીને બેઠેલો મૂડીદાર વર્ગ લોકસમુદાયોની જોડે હકીકતમાં એવી રીતે કપટ રમે છે.

એવા દેશોમાં રાજકીય તંત્રનું મહત્ત્વ જેટલું વધારે હોય એટલા પ્રમાણમાં તે મૂડીથી અને મૂડીની નીતિથી ઓછું સ્વતંત્ર હોય.

બધાં મૂડીવાદી રાજ્યોમાં રાજકીય તંત્ર અને શિક્ષણ વચ્ચેનું જોડાણ ખૂબ મજબૂત હોય છે, જોકે મૂડીવાદી સમાજ એ વાતને નિખાલસ રીતે કબૂલ નથી કરી શકતો. તેમ છતાંયે, એ સમાજ ધર્મસંસ્થા અને ખાનગી મિલકતની સંસ્થા દ્વારા લોકસમુદાયોના માનસને પોતાના સિદ્ધાંતોથી પ્રભાવિત કરે છે.

મૂડીવાદી "સત્ય"ની સામે આપણું પોતાનું સત્ય પેશ કરવું અને તેને માટે માન્યતા હાંસલ કરવી એ આપણાં પાયાનાં કર્તવ્યોમાંનું એક છે.

મૂડીવાદી સમાજમાંથી સર્વહારા વર્ગની નીતિમાં સંક્રમણ ખૂબ મુશ્કેલ તો છે જ, પણ તે એથીયે વધારે મુશ્કેલ તો એ કારણે બની ગયું છે કે મૂડીદાર વર્ગ પોતાના પ્રચાર અને આંદોલનના સમગ્ર તંત્ર વડે આપણી ઉપર અવિરત કાદવ ઉછાળ્યા જ કરે છે. તે સર્વહારા વર્ગની સરમુખત્યારીની એથીએ વધારે મહત્ત્વની અને રશિયામાં સર્વહારા વર્ગ વસતિની લઘુસંખ્યા હોવાથી ખાસ મહત્ત્વની બની રહેતી કામગીરીને, શૈક્ષણિક કામગીરીને, ઉતારી પાડવાની પૂરી કોશિશ કરે છે, તેમ છતાં રશિયામાં એ કામગીરીને પ્રથમ સ્થાન આપવાનું જ છે કેમ કે આપણે લોકસમુદાયોને સમાજવાદનું નિર્માણ કરવા માટે તૈયાર કરવા જ જોઈએ. મૂડીદાર વર્ગની વિરુદ્ધ સંઘર્ષમાં

સર્વહારા વર્ગે જો તીવ્ર વર્ગજાગૃતિ, કડક શિસ્ત અને ઊંડી નિષ્ઠા કેળવી ન હોત, બીજા શબ્દોમાં કહીએ તો પુરાણા દુશ્મનની ઉપર સર્વહારા વર્ગના પૂર્ણ વિજયને સુનિશ્ચિત બનાવવા માટે આવશ્યક બધા ગુણો કેળવ્યા ન હોત, તો સર્વહારા વર્ગની સરમુખત્યારી શક્ય જ ન બની હોત.

આપણે એવો તરંગી દૃષ્ટિકોણ નથી ધરાવતા કે મહેનતકશ સમુદાયો સમાજવાદી સમાજ માટે તૈયાર છે. કામદાર વર્ગીય સમાજવાદના સમગ્ર ઈતિહાસે પ્રસ્તુત કરેલી ચોક્કસ હકીકતો ઉપરથી આપણે જાણીએ છીએ કે બાબત એમ નથી, સમાજવાદ માટેની તૈયારી તો માત્ર મોટા પાયાના ઉદ્યોગ દ્વારા, હડતાલના સંઘર્ષ દ્વારા, અને રાજકીય સંગઠન દ્વારા જ પેદા થાય છે. વિજય હાંસલ કરવા માટે અને સમાજવાદી ક્રાંતિ સિદ્ધ કરવા માટે સર્વહારા વર્ગમાં સંયુક્ત રીતે કદમ ઉઠાવવાની શક્તિ હોવી જ જોઈએ, શોષકોને ઉથલાવી પાડવાની શક્તિ હોવી જ જોઈએ. હવે આપણે જોઈએ છીએ કે તેણે બધા જરૂરી ગુણો કેળવી લીધા છે અને સત્તા હાંસલ કરી લીધી ત્યારે કાર્યમાં ઉતાર્યા છે.

પુરાણી પદ્ધતિમાંથી આપણે વારસામાં મેળવેલ પુરાણી રીતોને અને ટેવ બની ગયેલા નિત્યક્રમને ફગાવી દેવા માટે, જેના રંગે લોકસમુદાયો તદ્દન રંગાયેલા છે એ ખાનગી મિલકતની ટેવોને ફગાવી દેવા માટે, શિક્ષણક્ષેત્રના કાર્યકરોએ અને સંઘર્ષમાં મોખરાની હરોળ તરીકે કોમ્યુનિસ્ટ પાર્ટીએ, મહેનતકશ સમુદાયોને જાણકારી અને શિક્ષણ આપવામાં સહાય પૂરી પાડવાના કાર્યને પોતાનું મૂળભૂત કર્તવ્ય ગણવું જોઈએ. પાર્ટીની કેંદ્રીય સમિતિ પાસેથી અને લોક-કમિસાર મંડળ પાસેથી આટલું બધું ધ્યાન માગી લેનારી ખાસ સમસ્યાઓની વિચારણા દરમિયાન સમગ્ર સમાજવાદી ક્રાંતિના આ મૂળભૂત કર્તવ્યની અવગણના કદી ન થવી જોઈએ. રાજકીય કેળવણીની મુખ્ય સમિતિનું માળખું કેવા પ્રકારનું હોવું જોઈએ? તેને બીજી સંસ્થાઓ જોડે શા માટે સાંકળી લેવી જોઈએ? માત્ર કેંદ્રની જોડે જ નહિ, સ્થાનિક સંસ્થાઓની જોડે પણ, તેને કેવી રીતે સાંકળી લેવી જોઈએ? આ સવાલોના જવાબ એ સાથીઓ આપશે કે જે આ બાબતમાં વધારે યોગ્યતા ધરાવે છે, જેમણે આ બાબતનો સારી પેઠે અનુભવ મેળવી લીધો છે અને ખાસ અભ્યાસ કર્યો છે. હું તો તેની સાથે સંકળાયેલા મુખ્ય સિદ્ધાંતો ઉપર કેવળ ભાર જ મૂકવા ઈચ્છું છું. બધાં પુરાણાં અસત્યો છતાં આપણે બાબતની નિખાલસ રજૂઆત કરવી જોઈએ અને ખુલ્લી રીતે જાહેર કરવું

જોઈએ કે શિક્ષણને રાજકારણ જોડે સાંકળી લીધા વગર ચાલે જ નહિ.

આપણે આપણા કરતાં ઘણા વધારે જોરાવર એવા વિશ્વ મૂડીદાર વર્ગની વિરુદ્ધ સંઘર્ષના ઐતિહાસિક યુગમાં જીવી રહ્યા છીએ. સંઘર્ષની આ કક્ષાએ આપણે ક્રાંતિના વિકાસને સલામત રાખવાનો છે અને મૂડીદાર વર્ગનો સામનો લશ્કરી અર્થમાં કરવાનો છે, તથા એથીયે વધારે તો કેળવણી મારફત આપણી વિચારસરણી વડે કરવાનો છે, જેથી રાજકીય સ્વતંત્રતા માટેના સંઘર્ષના અનેક દાયકાઓ દરમિયાન કામદાર વર્ગે વિકસાવેલી ટેવો, રીતભાત, અને પ્રતીતિઓ—એ ટેવો, રીતભાત, અને વિચારોનો કુલ સરવાળો—સમગ્ર મહેનતકશ સમુદાયોની કેળવણીના સાધનનું કામ કરે. તેમને કેવી રીતે કેળવણી આપવી, એ વાતનો નિર્ણય સર્વહારા વર્ગે લેવાનો છે. આપણે મહેનતકશ લોકોમાં એવી સમજણ કેળવવી જોઈએ કે બધા મૂડીવાદી દેશોમાં હવે વધારે ને વધારે ફેલાતા જતા સર્વહારા વર્ગીય સંઘર્ષમાં એક તરફ અળગા ખડા રહેવાનું, આંતરરાષ્ટ્રીય રાજકારણમાં એક તરફ અળગા ખડા રહેવાનું, અશક્ય અને અક્ષમ્ય છે. દુનિયાના બધા તાકાતવાન દેશોનો સોવિયેત રશિયાની વિરુદ્ધ એક્કો—આજના આંતરરાષ્ટ્રીય રાજકારણનો હકીકતી આધાર એ જ છે. અને આખર એ વાત પણ સમજી જ લેવી જોઈએ કે મૂડીવાદી દેશોમાં કરોડો મહેનતકશ લોકોનું ભાવિ પણ તેના આધારે જ નિર્ણીત થશે. આપણે જાણીએ છીએ કે વર્તમાન સમયે દુનિયાનો એક પણ ખૂણો એવો નથી કે જ્યાં મૂડીવાદી દેશોના એક નાનકડા જૂથનો કાબૂ ન હોય. એ રીતે, પરિસ્થિતિ એવો આકાર ધારણ કરી રહી છે કે ઈન્સાનની સમક્ષ એક જ વિકલ્પ છે—ક્રાંતિથી અને યુદ્ધથી અલિપ્ત રહેનારા અને લોકસમુદાયો સાથે મૂડીદાર વર્ગના છળકપટને ન જોઈ શકતા, લોકસમુદાયોને જાણીજોઈને અજ્ઞાનમાં ડૂબેલા રાખવાની મૂડીદાર વર્ગની રીતને ન જોઈ શકતા, અબુધ લોકોની જેમ વર્તમાન સંઘર્ષથી અલિપ્ત રહીને રાજકીય જાગ્રતિની તદ્દન ગેરહાજરી સાબિત કરી દેવી, અથવા સર્વહારા વર્ગની સરમુખત્યારી માટેના સંઘર્ષમાં જોડાઈ જવું.

સર્વહારા વર્ગના આ સંઘર્ષની વાત આપણે તદ્દન નિખાલસતાથી કરીએ છીએ, પ્રત્યેક માનવીએ કાં તો આપણા પક્ષે જોડાવાનું પસંદ કરવું પડશે અથવા સામે પક્ષે જોડાવાનું પસંદ કરવું પડશે. આ સવાલના સંબંધમાં પક્ષ લેવાની બાબતથી બચવાનો કોઈ પણ પ્રયત્ન ધબડકામાં જ પરિણમશે.

યુદેનિચો, કોલ્ચાકો, પેત્લ્યૂરાઓ, મખનોઓ, અને બીજાઓ દ્વારા

પ્રતિનિધિત્વ પામતા કેરેન્સ્કી ટોળકીના, સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા સામાજિક લોકશાહીવાદીઓના, ઘણા અવશેષોનું નિરીક્ષણ કરતી વેળા આપણને રશિયાના જુદા જુદા ભાગોમાં પ્રતિક્રાંતિનાં રંગરૂપોની એવી અનેકવિધતા જોવા મળે છે કે સંઘર્ષમાં આપણને બીજા કોઈ કરતાં વધારે પોલાદી ગણવા માટે આપણી પાસે પૂરતાં કારણો મોજૂદ છે. પશ્ચિમ યુરોપ ઉપર એક જ નજર બતાવી આપે છે કે ત્યાં પણ આપણા દેશની જેમ જ બની રહ્યું છે—આપણા પોતાના ઇતિહાસનું પુનરાવર્તન થઈ રહ્યું છે. લગભગ દરેક ઠેકાણે મૂડીદાર વર્ગની જોડાજોડ કેરેન્સ્કીની ટોળકી જેવાં તત્ત્વો જોવા મળે છે. ઘણા દેશોમાં, અને ખાસ કરીને જર્મનીમાં, એવાં તત્ત્વો વર્ચસ્વી છે. દરેક ઠેકાણે એકસરખી જ હાલત જોઈ શકાય છે—વચલું ધોરણ લેવાની અશક્યતા, અને સ્પષ્ટ પ્રતીતિ કે વ્હાઇટગાર્ડોની સરમુખત્યારી (જેને માટે પશ્ચિમ યુરોપના બધા દેશોના મૂડીદારો આપણી વિરુદ્ધ હથિયારોની તૈયારી કરી રહ્યા છે) અથવા સર્વહારા વર્ગની સરમુખત્યારી. આપણને આ બાબતનો એટલો સચોટ અને ઊંડો અનુભવ છે કે રૂસી કોમ્યુનિસ્ટો વિશે લંબાણપૂર્વક બોલવાની જરૂર મને નથી લાગતી. એટલે, માત્ર એક જ નિષ્કર્ષ શક્ય છે, અને તે રાજકીય કેળવણી માટેની મુખ્ય સમિતિની બધી દલીલોનો અને તેના બધા સિદ્ધાંતોનો પાયાનો પથ્થર બની જવો જોઈએ: એ સંસ્થાના કાર્યમાં કોમ્યુનિસ્ટ પાર્ટીની નીતિનું પ્રાથમિક સ્થાન નિખાલસ રીતે સ્વીકારાવું જ જોઈએ. માર્ગદર્શનના બીજા કોઈ રૂપની આપણને ખબર નથી, અને કોઈ પણ દેશમાં બીજું કોઈ રૂપ હજુ સુધી વિકસાવવામાં આવ્યું નથી. પાર્ટીઓ પોતાના વર્ગનાં હિતોનું પ્રતિનિધિત્વ એક અથવા બીજી હદ સુધી કરી શકે, પાર્ટીઓમાં પરિવર્તનો આવે કે ફેરફારો થાય, પરંતુ કોઈ બહેતર રૂપ હજી આપણી જાણમાં નથી. ત્રણ ત્રણ વર્ષથી વિશ્વ-સામ્રાજ્યવાદના આક્રમક ધસારાની સામે ટકી રહેલા સોવિયેત રશિયાના સંઘર્ષનો આખો ક્રમ એ હકીકત સાથે જોડાયેલો છે કે પાર્ટીએ સર્વહારા વર્ગને શિક્ષક, સંગઠક, અને આગેવાન તરીકેની કામગીરીમાં સભાન મદદ શરૂ કરી દીધી છે, અને એવી કામગીરી વગર મૂડીવાદનું પતન અશક્ય છે. મહેનતકશ સમુદાયોએ, કિસાનો અને કામદારોના સમુદાયોએ, પુરાણી બુદ્ધિજીવીવાદી ટેવોને ફગાવી દેવી જોઈએ અને સામ્યવાદના નિર્માણ માટે નવી કેળવણી લેવી જોઈએ. નહિતર, નિર્માણનું કાર્ય હાથમાં લઈ શકાય જ નહિ. આપણો સમગ્ર અનુભવ બતાવે છે કે આ ખૂબ ગંભીર બાબત

છે, અને એટલે આપણે પાર્ટીની પ્રાથમિકતાને મુખ્ય પદે સ્થાપવી જ જોઈએ, તથા આપણી પ્રવૃત્તિઓ તેમ જ આપણા સંગઠનાત્મક વિકાસ વિશે ચર્ચા કરતી વેળા તેને આપણી નજરથી અળગી કદી ન જ થવા દેવી જોઈએ. એ કેમ કરવું તેને વિશે હજુ લંબાણપૂર્વક ચર્ચા કરવી પડશે, એ બાબતને પાર્ટીની કેંદ્રીય સમિતિમાં તેમ જ લોક-કમિસાર મંડળમાં ચર્ચવી પડશે. ગઈકાલે મંજૂર કરવામાં આવેલ ડિક્રીમાં, રાજકીય કેળવણી માટેની મુખ્ય સમિતિ સંબંધી મૂળભૂત બાબતો નક્કી થઈ ગઈ છે, પરંતુ તે લોક-કમિસાર મંડળની અંદર બધી કક્ષાઓમાંથી હજુ પસાર થઈ નથી. ડિક્રી આગામી થોડા દિવસોમાં પ્રકાશિત થઈ જશે અને તમે જોઈ શકશો કે તેના અંતિમ સ્વરૂપમાં પાર્ટી સાથેના સંબંધોનો એક પણ સીધો ઉલ્લેખ નહિ હોય.

પરંતુ આપણે જાણી લેવું જોઈએ અને યાદ રાખવું જોઈએ કે સોવિયેત પ્રજાસત્તાકના બંધારણનું કાનૂની સ્વરૂપ અને અમલી સ્વરૂપ એવા નિયમ ઉપર આધારિત છે કે પાર્ટી એક જ સિદ્ધાંત અનુસાર ખામીઓ સુધારે છે, રીતો નિર્ધારિત કરે છે, અને નિર્માણ કરે છે. એ સિદ્ધાંત આવો છે—સર્વહારા વર્ગની સાથે સંકળાયેલાં કોમ્યુનિસ્ટ તત્ત્વો માટે પોતાની ભાવના સર્વહારા વર્ગમાં ઓતપ્રોત કરવાનું, તેની આગેવાનીનું સ્થાન હાંસલ કરી લેવાનું, અને આપણે જેના ખતમાની કોશિશ આટલા લાંબા વખતથી કરી રહ્યા છીએ તે મૂડીવાદી છળકપટ અંગે તેની આંખો ખોલવાનું, શક્ય બનાવવું. શિક્ષણનું લોક-કમિસારિયાત લાંબા સંઘર્ષમાંથી પસાર થયું છે. શિક્ષકોની સંસ્થા સમાજવાદી ક્રાંતિનો પ્રતિકાર લાંબા વખત સુધી કરતી રહી. મૂડીવાદી પૂર્વગ્રહોએ શિક્ષકોમાં ખૂબ ઊંડાં મૂળ ઘાલ્યાં છે. સીધી ભાંગફોડ તથા જોરદાર મૂડીવાદી પૂર્વગ્રહોના રૂપમાં લાંબો સંઘર્ષ ચાલતો રહ્યો છે, અને આપણે સામ્યવાદી આગેકૂચ માટે ધીરે ધીરે, એક એક કદમ કરીને, લડવાનું છે તથા ફતેહો હાંસલ કરવાની છે. શિક્ષણ-સંસ્થાઓની બહારના શિક્ષણ સાથે સંકળાયેલી, લોકસમુદાયોને કેળવણી તથા જાણકારી આપવાના કાર્ય સાથે સંકળાયેલી, રાજકીય કેળવણીની મુખ્ય સમિતિ સમક્ષ, પાંચ લાખ શિક્ષકોની આ સેનાની, હવે કામદારોની સેવામાં ઉપસ્થિત આ વ્યાપક સંસ્થાની, આગેવાનીનું સ્થાન હાંસલ કરવાની કોશિશની સાથે, તેને પોતાની ભાવનાથી ઓતપ્રોત કરવાની અને પોતાની પહેલકદમી વડે તેમાં ચેતના પૂરવાની કોશિશની સાથે, પાર્ટીની આગેવાનીને સાંકળી લેવાનું સ્પષ્ટ કર્તવ્ય ખડું

થયું છે. શિક્ષણ કાર્યકરો — શિક્ષકો — મૂડીવાદી પૂર્વગ્રહો અને ટેવોની વૃત્તિથી કેળવાયેલા હતા, જેની સાથે તેમને મુદ્દલ સંબંધ નહોતો એ સર્વહારા વર્ગ પ્રત્યે દુશ્મનાવટની વૃત્તિથી કેળવાયેલા હતા. હવે આપણે એવા શિક્ષકો અને કેળવણીકારોના એક નવા લશ્કરને તાલીમ આપીને તૈયાર કરવાનું છે કે જેમણે પાર્ટી અને પાર્ટીના વિચારો સાથે નિકટનો સંબંધ ધરાવવો જ જોઈએ, જે પાર્ટીની વૃત્તિથી ઓતપ્રોત હોવા જ જોઈએ, અને જેમણે કામદારોના સમુદાયોમાં સામ્યવાદની ભાવના પ્રેરીને તથા કોમ્યુનિસ્ટો જે કંઈ કરી રહ્યા છે તેમાં તેમનો રસ જાગ્રત કરીને, તેમને આકર્ષિત કરવા જ જોઈએ.

પુરાણા રિવાજો, પુરાણી ટેવો, અને પુરાણા વિચારોને તો ફગાવી જ દેવાના છે, એટલે રાજકીય કેળવણીની મુખ્ય સમિતિ અને તેના કાર્યકરો સમક્ષ અત્યંત મહત્ત્વનું કર્તવ્ય ઉપસ્થિત છે, જેને તેમણે પોતાનાં મનમાં પ્રથમ સ્થાને રાખવું જ જોઈએ. અહીં આપણી સમક્ષ ખરેખર એક દ્વિધા ઊભી થાય છે: મોટે ભાગે પુરાણા ખ્યાલો ધરાવતા શિક્ષકો અને પાર્ટીના સભ્યો, કોમ્યુનિસ્ટો, વચ્ચે આપણે કડી કેવી રીતે સ્થાપવી? આ અત્યંત મુશ્કેલ સમસ્યા છે, જેને વિશે સારા પ્રમાણમાં વિચાર કરવાની જરૂર છે.

એકબીજાથી આટલા ભિન્ન લોકોની વચ્ચે સંગઠનાત્મક કડીઓ સ્થાપવા વિશે આપણે વિચાર કરીએ. સિદ્ધાંતની દૃષ્ટિએ, કોમ્યુનિસ્ટ પાર્ટીની પ્રાથમિકતા સ્થાપવાની આવશ્યકતા બાબત આપણે એક પળ પણ સંદેહ ન જ ધરાવી શકીએ. એટલે રાજકીય સંસ્કૃતિનો, રાજકીય કેળવણીનો, હેતુ એવા ખરા કોમ્યુનિસ્ટોને તૈયાર કરવાનો છે કે જે જૂઠાણાંઓને અને પૂર્વગ્રહોને ખતમ કરી નાખવાની, અને પુરાણી પદ્ધતિને પરાજિત કરવામાં તથા મૂડીદારો વગરના, શોષકો વગરના, તેમ જ જમીનદારો વગરના રાજ્યનું નિર્માણ કરવામાં મહેનતકશ સમુદાયોને મદદ કરવાની, શક્તિ ધરાવતા હોય. એ કેવી રીતે થઈ શકે? મૂડીદાર વર્ગ પાસેથી શિક્ષકોએ વારસામાં મેળવેલું સમગ્ર જ્ઞાન હાંસલ કરીને જ. એમ કર્યા વગર સામ્યવાદની ટેકનિકલ સિદ્ધિઓ અશક્ય બની જશે અને એવી સિદ્ધિઓની બધી આશાઓ ઘેનની હાલતનાં સ્વપ્ન જેવી જ રહી જશે. એટલે, આવો સવાલ ઊભો થાય છે: જે લોકો પોતાના કામમાં રાજકારણને, ખાસ કરીને આપણા લાભમાં હોય એવા રાજકારણને, અર્થાત્ સામ્યવાદ માટે આવશ્યક રાજકારણને, વણી લેવા ટેવાયેલા નથી તેમનું સંગઠન આપણે કેવી રીતે

કરવું? હું કહી ચૂક્યો છું તેમ, આ ખૂબ મુશ્કેલ સમસ્યા છે. આ બાબતની ચર્ચા અમે કેંદ્રીય સમિતિમાં કરી છે અને તેમાં અનુભવના પાઠોને ધ્યાનમાં રાખવાની કોશિશ કરી છે. અમારું માનવું છે કે અત્યારે હું જે કૉંગ્રેસ સમક્ષ પ્રવચન કરી રહ્યો છું એવી કૉંગ્રેસ, તમારા સંમેલન જેવું સંમેલન, આ સંબંધમાં ભારે મૂલ્યવાન ભૂમિકા ભજવી શકે. જે પ્રચારક પહેલાં કેવળ કોઈ ચોક્કસ વર્તુળનો જ માણસ ગણાતો હતો, કોઈ ચોક્કસ સંસ્થાનો જ માણસ ગણાતો હતો, એવા પ્રત્યેક પ્રચારક પ્રત્યે હવે દરેક પાર્ટી સમિતિએ નવા દૃષ્ટિકોણથી નિહાળવાનું છે. એવો પ્રત્યેક પ્રચારક હવે એવી શાસક પાર્ટીનો માણસ છે કે જે આખા રાજ્યનું અને મૂડીવાદી પદ્ધતિ વિરુદ્ધ સોવિયેત રશિયાના વિશ્વ સંઘર્ષનું સંચાલન કરે છે. તે એવા વર્ગનો અને એવી પાર્ટીનો પ્રતિનિધિ છે કે જે રાજ્યના વિરાટ તંત્રનું સંચાલન કરે છે અને કરવા બંધાયેલ છે. ભોમભીતર કામની અદ્‌ભુત શાળામાંથી પસાર થયેલા અને સંઘર્ષમાં કસાયેલા તથા પોલાદી બનેલા ઘણા કોમ્યુનિસ્ટો, આંદોલનકાર તથા પ્રચારકને આંદોલનકારોના આગેવાનમાં, વિશાળ રાજકીય સંગઠનના આગેવાનમાં, પલટાવી નાખનારા આ પરિવર્તનનું, આ સંક્રમણનું, મહત્ત્વ સમજવા માગતા નથી અથવા અશક્ત હોય છે. તેમને આપવામાં આવતું નામ ભલે અકળામણ પેદા કરનારું હોય — જેમ કે સામાન્ય શાળાઓના સુપરિન્ટેન્ડન્ટનું — તોપણ તેનું ઝાઝું મહત્ત્વ નથી, મહત્ત્વની વાત તો એ કે છે તેમનામાં શિક્ષકોના સમુદાયને માર્ગદર્શન આપવાની શક્તિ હોવી જોઈએ.

એમ કહેવું જોઈએ કે લાખો શિક્ષકો મળીને એવું સંઘટન બને છે કે જેણે કામને આગળ ધપાવવું જ જોઈએ, ચિંતન ઉત્તેજવું જ જોઈએ, અને એવા પૂર્વગ્રહોનો સામનો કરવો જ જોઈએ કે જે આજ સુધી લોકસમુદાયોમાં ટકી રહ્યા છે. મૂડીવાદી સંસ્કૃતિનો વારસો, તેની ખામીઓ, શિક્ષકોના સમુદાયમાં ઓતપ્રોત છે અને તેમને કોમ્યુનિસ્ટો બનતાં રોકે છે એ હકીકત, એ શિક્ષકોને રાજકીય કેળવણીના કાર્યકરોની હરોળોમાં દાખલ કરતાં આપણને પાછા ન જ પાડી શકે, કેમ કે એ શિક્ષકો એવું જ્ઞાન ધરાવે છે જેના વગર આપણે આપણું લક્ષ્ય સાધી શકીએ એમ નથી.

આપણે લાખો ઉપયોગી લોકોને સામ્યવાદી કેળવણીના કામે લગાડવા જોઈએ. એ કર્તવ્યને મોરચે, પુરાણા લશ્કરના હજારો પ્રતિનિધિઓને સમાવી લેતી લાલ સેનામાં, સિદ્ધ કરી લેવામાં આવ્યું છે. તેમણે પોતાના વિજયો

દ્વારા આખરે સાબિત કરી દીધું તે મુજબ, નવેસર કેળવણીની લાંબી પ્રક્રિયામાં તેઓ લાલ સેના જોડે એકરૂપ થઈ ગયા. આ તો એવું ઉદાહરણ છે જેને આપણે સાંસ્કૃતિક અને શૈક્ષણિક કાર્યમાં લાગુ કરવું જ જોઈએ. એ વાત સાચી કે આ કામ બહુ ભભકાદાર નથી, પણ ઘણું વધારે મહત્ત્વનું છે. આપણને પ્રત્યેક આંદોલનકાર અને પ્રચારકની જરૂર છે. તે જો એકદમ પાર્ટીની ભાવનાથી જ કામ કરે, પણ સાથે સાથે પાર્ટીના કામ પૂરતો જ મર્યાદિત ન રહે તથા યાદ રાખે કે પોતાની ફરજ લાખો શિક્ષકોને માર્ગદર્શન આપવાની, તેમનામાં ઉત્સુકતા પેદા કરવાની, તેમના પુરાણા મૂડીવાદી પૂર્વગ્રહોને ખતમ કરી નાખવાની, આપણા કાર્યમાં તેમને જોડી દેવાની, અને આપણા કાર્યના વિરાટ સ્વરૂપની પ્રતીતિ તેમને કરાવવાની છે, તો એ આંદોલનકાર કે પ્રચારક પોતાની કામગીરી બરાબર બજાવશે. આપણે આ કાર્ય હાથમાં લઈશું તો જ લોકોના જે સમુદાયને મૂડીવાદે દબાવી દીધો હતો અને આપણાથી દૂર ખેંચી લીધો હતો તેને સાચા માર્ગે દોરવણી આપી શકીશું.

આવાં છે લક્ષ્યો કે જેને શિક્ષણ-સંસ્થાની બહારના શિક્ષણના ક્ષેત્રમાં કામ કરતા પ્રત્યેક આંદોલનકાર અને પ્રચારકે અનુસરવાં જોઈએ અને સતત નજર સામે રાખવાં જોઈએ. આ પ્રક્રિયામાં ઢગલાબંધ વ્યવહારિક મુશ્કેલીઓનો સામનો કરવો પડશે, અને તમારે માત્ર પાર્ટીનાં અભ્યાસ-વર્તુળોના જ નહિ પરંતુ હવે કામદાર વર્ગને હસ્તક સમગ્ર રાજ્ય વહીવટના પ્રતિનિધિઓ અને આગેવાનો પણ બની જઈને, સામ્યવાદના ધ્યેયને સહાય કરવી જ જોઈએ.

મૂડીદારોના દરેક રૂપના પ્રતીકારને, માત્ર લશ્કરી અને રાજકીય ક્ષેત્રોમાં જ નહિ પરંતુ બેહદ ઊંડાં મૂળિયાં ધરાવતા અને એકદમ જોરદાર વૈચારિક પ્રતીકારને પણ, મારી હઠાવવાનો જ છે. આપણા શૈક્ષણિક કાર્યકરોની ફરજ છે કે લોકસમુદાયોને નવેસર કેળવણી આપે. લોકસમુદાયોમાં જોવામાં આવતી સામ્યવાદના શિક્ષણ અને જ્ઞાનની ઉત્કંઠા અને તૃષા એ ક્ષેત્રમાં પણ આપણા વિજયની ગૅરંટી છે, જોકે એ વિજય કદાચ મોરચાના વિજય જેટલો ઝડપી નહિ હોય, અને મોટી મુશ્કેલીઓ પછી અથવા ક્યારેક તો પરાજયો પછી હાંસલ થશે. પરંતુ અંતે આપણો વિજય જરૂર થશે જ.

છેલ્લે, હું એક વધારે મુદ્દાની છણાવટ કરવા માગું છું. રાજકીય

કેળવણી માટેની મુખ્ય સમિતિના નામને કદાચ યોગ્ય રીતે સમજવામાં આવ્યું નથી. તેમાં રાજકીય ખ્યાલનો ઉલ્લેખ થયો છે એટલે રાજકારણ તેમાં મુખ્ય બાબત છે.

પણ રાજકારણને કેવી રીતે સમજવું? રાજકારણને પુરાણા અર્થમાં સમજવામાં આવે તો ચિંતાજનક અને ગંભીર ભૂલમાં પડી જવાય. રાજકારણનો અર્થ છે વર્ગો વચ્ચેનો સંઘર્ષ, વિશ્વ મૂડીદાર વર્ગ વિરુદ્ધ સર્વહારા વર્ગના મુક્તિ સંઘર્ષમાં તેના સંબંધો. પરંતુ, આપણા સંઘર્ષમાં બાબતનાં બે અંગો સ્પષ્ટ દેખાઈ આવે છે: એક તરફ તો મૂડીવાદી પદ્ધતિના સંસ્કારવારસાને નષ્ટ કરી નાખવાનું કર્તવ્ય છે, સોવિયેત રાજ્યને કચડી નાખવાના સમગ્ર મૂડીદાર વર્ગના વારંવારના પ્રયત્નોને નિષ્ફળ બનાવી દેવાનું કર્તવ્ય છે. અત્યાર સુધી આપણું મોટા ભાગનું ધ્યાન આ કર્તવ્યે લઈ લીધું છે અને આપણને બીજા કર્તવ્યમાં, નિર્માણના કર્તવ્યમાં, લાગી જતા રોક્યા છે. મૂડીવાદી વિશ્વ દૃષ્ટિકોણ અનુસાર રાજકારણ અર્થકારણથી જાણે કે અળગું હતું. મૂડીદાર વર્ગ કહેતો: કિસાનો, તમારે તમારી આજીવિકા માટે કામ કરવું જ પડશે; કામદારો, તમારા જીવનનિર્વાહનાં સાધનો બજારમાંથી મેળવવા માટે તમારે કામ કરવું જ પડશે, આર્થિક નીતિ તો તમારા માલિકોનું કામ છે. પરંતુ વાત એમ નથી. રાજકારણ તો જનતાનું કામ હોવું જોઈએ, સર્વહારા વર્ગનું કામ હોવું જોઈએ. અહીં આપણે એ હકીકત ઉપર ભાર મૂકવો જ જોઈએ કે આપણા સમયનો અને કામનો નવ દસાંશ ભાગ મૂડીદાર વર્ગની વિરુદ્ધ સંઘર્ષમાં લાગે છે. વ્રાંગેલ ઉપરના જે વિજયો વિશે આપણે ગઈકાલે વાંચ્યું છે અને તમે આજે અને ઘણું કરીને આવતીકાલે વાંચશો, તે બતાવે છે કે સંઘર્ષની એક કક્ષાનો અંત આવી રહ્યો છે, અને આપણે ઘણા પશ્ચિમી દેશો જોડે સુલેહ સાધી લીધી છે; યુદ્ધના મોરચે મળતો દરેક વિજય આપણા હાથને આંતરિક સંઘર્ષ માટે વધારે છૂટા કરે છે, રાજ્યના સંગઠનના રાજકારણ માટે છૂટા કરે છે. વ્હાઇટગાર્ડો ઉપરના વિજયને વધારે નજીક લાવતું દરેક કદમ સંઘર્ષના ગુરુત્વ કેંદ્રને ધીરે ધીરે ફેરવીને આર્થિક નીતિ ઉપર લઈ જાય છે. પુરાણા પ્રકારનો પ્રચાર સામ્યવાદ શું છે તેનું વર્ણન કરે છે અને તેને ચિત્રિત કરે છે. એ પ્રકારનો પ્રચાર હવે નકામો છે કેમ કે સમાજવાદનું નિર્માણ કેવી રીતે કરવું તે આપણે અમલમાં બતાવવાનું છે. આપણો સમગ્ર પ્રચાર આર્થિક વિકાસના રાજકીય અનુભવ ઉપર જ આધારિત હોવો જોઈએ. એ

આપણું મુખ્ય કર્તવ્ય છે, જે કોઈ તેનું પુરાણું અર્થઘટન કરે તે પોતાને પીછેકદમ કરનારા તરીકે, કિસાનો અને કામદારોમાં પ્રચાર ચલાવવા અશક્ત માણસ તરીકે, જાહેર કરશે. હવે આપણી મુખ્ય નીતિ રાજ્યને આર્થિક રીતે વિકસાવવાની હોવી જોઈએ, જેથી આપણે ઘણા વધારે ટન અનાજ ભેગું કરી શકીએ, ઘણા વધારે ટન કોલસા ખોદી શકીએ, અને તેનો ઉપયોગ કરીને ભૂખમરાને દૂર રાખી શકીએ—એ છે આપણી નીતિ. આપણું બધું આંદોલન અને પ્રચાર કાર્ય એ લક્ષ્ય ઉપર જ કેંદ્રિત થવું જોઈએ. મધુર સંભાષણનું પ્રમાણ ઓછું થવું જ જોઈએ કેમ કે મહેનતકશ લોકોને સરસ સરસ શબ્દો વડે સંતોષ આપી શકાય નહિ. યુદ્ધ આપણને મૂડીદાર વર્ગની વિરુદ્ધ સંઘર્ષ ઉપરથી, વ્હાઈટગાર્ડો અને વ્રાંગેલ વિરુદ્ધ સંઘર્ષ ઉપરથી, ધ્યાનને હઠાવવા દે કે તરત જ આપણે આર્થિક નીતિ તરફ ફરીશું. અને ત્યારે આંદોલન અને પ્રચાર પારાવાર અને નિત્ય વૃદ્ધિ પામતા મહત્ત્વની ભૂમિકા ભજવશે.

પ્રત્યેક આંદોલનકાર રાજ્ય સંબંધી આગેવાન હોવો જ જોઈએ, આર્થિક વિકાસના કાર્યમાં બધા કિસાનો અને કામદારોનો આગેવાન હોવો જ જોઈએ. તેણે જે કંઈ જાણવા જેવું હોય તે બધું કિસાનો અને કામદારોને જણાવવું જ જોઈએ, કોમ્યુનિસ્ટ બનવા માટે કઈ કઈ પુસ્તિકાઓ અને કયાં કયાં પુસ્તકો વાંચવા જોઈએ એ કિસાનો અને કામદારોને સમજાવવું જ જોઈએ. આપણી આર્થિક જિંદગીને સુધારવાનો અને વધારે સદ્ધર બનાવવાનો, વધારે સામાજિક બનાવવાનો, એ જ માર્ગ છે; ઉત્પાદન વધારવાનો, ખોરાકની હાલતને તથા ઉત્પાદિત સામાનની વહેંચણીને સુધારવાનો, કોલસાનું ઉત્પાદન વધારવાનો, અને મૂડીવાદ વગર તથા મૂડીવાદી વૃત્તિ વગર ઉદ્યોગનું પુનરુત્થાન કરવાનો, એ જ માર્ગ છે.

સામ્યવાદ શેમાં સમાયેલો છે? સામ્યવાદ વિશેનો સમગ્ર પ્રચાર એવી રીતે જ ચલાવવો જોઈએ કે તેનો અર્થ રાજ્યના વિકાસના અમલી માર્ગદર્શન જેવો થાય. સામ્યવાદ કામદારોના સમુદાયોને સુગમ બનાવવો જ જોઈએ જેથી તેઓ તેને પોતાનું જ ધ્યેય ગણે. એ કર્તવ્યને નબળી રીતે પૂરું કરવામાં આવી રહ્યું છે અને હજારો ભૂલો કરવામાં આવી રહી છે. આપણે એ હકીકતને રહસ્ય નથી બનાવી દેતા. આપણું તંત્ર ભલે ગમે એટલું નબળું અને અપૂરતું રહ્યું, કામદારો અને કિસાનોએ પોતે જ આપણી મદદ લઈને તેને ઘડવું અને સુધારવું જોઈએ. આપણે માટે એ બાબત હવે કાર્યક્રમની,

સિદ્ધાંતની, અથવા સિદ્ધ કરવાના કાર્યની નથી રહી, એ તો વસ્તુગત અને અમલી વિકાસની બાબત બની ગઈ છે. આપણા યુદ્ધમાં આપણે કેટલાક કારમા પરાજયો ખાધા છે ખરા, પરંતુ આપણે એ પરાજયોમાંથી કાંઈ નહિ તો ધડો તો લીધો જ છે, અને પૂર્ણ વિજય હાંસલ કર્યો છે. અત્યારે પણ આપણે પ્રત્યેક પરાજયમાંથી બોધપાઠ તારવવો જ જોઈએ અને યાદ રાખવું જ જોઈએ કે થઈ ચૂકેલા કામનું ઉદાહરણ આપીને કામદારો તથા કિસાનોને શીખવવાનું છે. જે કંઈ અનિષ્ટ હોય તે આપણે ચીંધી બતાવવું જ જોઈએ, જેથી ભવિષ્યમાં તેનાથી બચી શકાય.

રચનાત્મક કાર્યને ઉદાહરણ તરીકે લઈને, અને વારંવાર તેનું પુનરાવર્તન કરીને, આપણે બિનકાબેલ કોમ્યુનિસ્ટ મૅનેજરોને ખરેખરા ઘડવૈયાઓમાં પલટાવી નાખીશું, અને મુખ્યત્વે, આપણા અર્થતંત્રના ઘડવૈયાઓમાં પલટાવી નાખીશું. આપણે આપણાં લક્ષ્યાંકો સિદ્ધ કરીશું અને એવી બધી નડતરોને હઠાવી દઈશું કે જે આપણને પુરાણી પદ્ધતિ પાસેથી વારસામાં મળી છે અને જેને એક જ ઝટકે દૂર કરી દેવાનું શક્ય નથી. આપણે લોકસમુદાયોને નવેસર કેળવણી આપવી જ જોઈએ; તેમને નવેસર કેળવણી માત્ર આંદોલન અને પ્રચાર કાર્ય દ્વારા જ આપી શકાય. લોકસમુદાયોને સૌપ્રથમ તો સમગ્ર આર્થિક જીવનના નિર્માણના કાર્યમાં ખેંચી લેવા જ જોઈએ. પ્રત્યેક આંદોલનકાર અને પ્રચારકની પ્રવૃત્તિમાં એ જ મુખ્ય અને પાયાનું લક્ષ્ય બની રહેવું જોઈએ, અને પ્રત્યેક આંદોલનકાર તથા પ્રચારક જ્યારે આ વાત સમજી લેશે ત્યારે તેની મહેનતની સફળતા સુનિશ્ચિત બની જશે. **(જોરદાર તાળીઓ)**

ગ્રંથ ૪૧

પૃષ્ઠ ૩૯૮ — ૪૦૮

## નાદેઝ્દા કોન્સ્તાન્તીનોવ્નાની થિસિસો વિશે નોંધો

(ખાનગી. કાચો ખરડો. **પ્રગટ ન કરવામાં આવે.** આને વિશે હું ફરી વાર વિચાર કરીશ.)

પોલિટેકનિકલ શિક્ષણ વિશે **આ રીતે** ન લખાય: અમૂર્ત લાગે છે, જાણે દૂરના ભવિષ્ય માટે હોય; ચાલુ, હાલની, ખેદજનક વાસ્તવિકતાને **લક્ષમાં નથી રાખવામાં આવી.**

જરૂરી છે કે

૧) **સિદ્ધાંતની દૃષ્ટિએ** પોલિટેકનિકલ શિક્ષણના મહત્ત્વ વિશે એક અથવા બે થિસિસો ઉમેરવામાં આવે

**{માર્ક્સ અનુસાર**
**આપણા રૂસી કોમ્યુનિસ્ટ પાર્ટીના**
**કાર્યક્રમ અનુસાર}**

૨) સાફ જણાવવામાં આવે કે શિક્ષણની સંઘટના ચોક્કસ રૂપમાં પોલિટેકનિકલ આધારે કરવાના સિદ્ધાંતને, અને **શક્ય બને** એટલા પ્રમાણમાં તેને તત્કાળ અમલમાં મૂકવાની બાબતને, આપણે કોઈ રીતે તજી ન જ શકીએ.

૧૭મી થિસિસ રદ.

માધ્યમિક શિક્ષણ વિશે (૧૨-૧૭) કહેવામાં આવે:

પ્રજાસત્તાકની અત્યંત મુશ્કેલ આર્થિક પરિસ્થિતિ વર્તમાન સમયે નિર્વિવાદ અને તત્કાળ જરૂરી બનાવે છે કે

માધ્યમિક શાળાઓ અને ટેકનિકલ શાળાઓને મેળવી દઈને* એકરૂપ બનાવી લેવામાં આવે,

માધ્યમિક શાળાઓને ટેકનિકલ શાળાઓમાં રૂપાંતરિત કરી નાખવામાં આવે,* પરંતુ સાથે સાથે જ, **રૂપાંતર ધંધાકીય શાળાઓમાં ન થઈ જાય**

---

*(સુધારો: આખી માધ્યમિક શાળાને નહિ પરંતુ, **કેળવણીકારોના નિર્દેશ તથા નિર્ણય** મુજબ, ૧૩-૧૪ વરસની કક્ષાએ મેળવી દેવામાં આવે.)

**તેની કાળજી રાખવામાં આવે**, નીચે મુજબ ચોકસાઈભર્યા નિયમો ઘડી કાઢવામાં આવે:

૧) વિશિષ્ટીકરણ વહેલું ન થઈ જાય તેની કાળજી રાખવામાં આવે, એ સંબંધમાં સૂચના ઘડી કાઢવામાં આવે.

૨) **બધી** ટેકનિકલ શાળાઓમાં **સામાન્ય શૈક્ષણિક** વિષયો વિસ્તારવામાં આવે.

વાર્ષિક કાર્યક્રમો ઘડી કાઢવામાં આવે:

(એવા કાર્યક્રમો હજુયે ન હોય તો લુનાચાર્સ્કીને ફાંસીએ લટકાવી દેવામાં આવે)

| | | |
|---|---|---|
| સામ્યવાદ | | ભૂગોળ |
| ઇતિહાસ | — સામાન્ય | સાહિત્ય |
| " | — ક્રાંતિઓનો | વગેરે |
| " | — ૧૯૧૭ની ક્રાંતિનો | |

૩) **પોલિટેકનિકલ** શિક્ષણમાં **તત્કાળ** સંક્રમણને અથવા, વધારે ચોકસાઈથી કહેતાં, **પોલિટેકનિકલ શિક્ષણની દિશામાં** વર્તમાન સમયે સાધ્ય હોય એવાં કેટલાંય કદમોના તાત્કાલિક અમલને, **બંધનકારી** કર્તવ્ય ગણવામાં આવે. દાખલા તરીકે, આવાં કદમો:

| ગોએલરો[48] સાથે સંયુક્ત રીતે |
|---|

ક) **નજીકમાં નજીક** આવેલા પાવર સ્ટેશનની મુલાકાત, અને ત્યાં પ્રયોગોની સાથે સંખ્યાબંધ વ્યાખ્યાનો; વીજળીના ઉપયોગ સાથે શક્ય બને એવી **સંખ્યાબંધ અમલી કામગીરીઓ**; વિગતવાર કાર્યક્રમો સત્વર ઘડી કાઢવામાં આવે (એક મુલાકાતનો; ૫ — ૧૦ વ્યાખ્યાનોના અભ્યાસક્રમનો, ૧ — ૨ મહિનાનો, વગેરે);

ખ) **સરખી રીતે** સંઘટિત દરેક **રાજ્યખેતરની** બાબતમાં પણ એમ જ;

ગ) **સરખી રીતે** સંઘટિત દરેક **કારખાનાની** બાબતમાં પણ એમ જ;

| ગોએલરો સાથે સંયુક્ત રીતે |
|---|

ઘ) **તમામ** એંજિનિયરો, ખેતીવિજ્ઞાનીઓ, અને યુનિવર્સિટીઓના ભૌતિકવિજ્ઞાન તથા ગણિતશાસ્ત્ર વિભાગોના તમામ સ્નાતકોને કામે લગાવી દેવામાં આવે (વિદ્યુત અને પોલિટેકનિકલ શિક્ષણ વ્યવસ્થામાં વ્યાખ્યાનો માટે તેમ જ અમલી કામગીરી, પર્યટનો, વગેરેની જવાબદારી સંભાળી લેવા માટે);

ચ) પોલિટેકનિકલ શિક્ષણના સંબંધમાં નાનકડાં સંગ્રહસ્થાનો તેમ જ રેલગાડીઓ તથા જહાજો વગેરેમાં ફરતાં પ્રદર્શનો આયોજવામાં આવે.

આ બાબત સર્વોપરી મહત્ત્વની છે. આપણે કંગાલ છીએ. આપણને મિસ્ત્રીઓની, ફિટરોની, **તાત્કાલિક** જરૂર છે. **નિર્વિવાદ. સૌએ** મિસ્ત્રીઓ, ફિટરો, વગેરે બની જવાનું છે. **પરંતુ** સાથે સાથે અમુક ન્યૂનતમ સામાન્ય શૈક્ષણિક તથા પોલિટેકનિકલ જ્ઞાન હોવું જોઈએ.

માધ્યમિક શાળાનું (વધારે ચોકસાઈથી કહેતાં, માધ્યમિક શાળાનાં ઉપલાં ધોરણોનું, ૧૨-૧૭ વરસના વિદ્યાર્થી જૂથને આવરી લેતાં ધોરણોનું) કર્તવ્ય નીચે મુજબના કારીગરો તૈયાર કરવાનું છે—

**મિસ્ત્રી**
**સુથાર**
**ટર્નર, વગેરે,**

જે પોતાનું કામ બરાબર જાણતો હોય, કુશળ કારીગર બનવાની પૂરી શક્તિ ધરાવતો હોય, અને તેને એવી તાલીમ મળી હોય, પરંતુ **એટલા ઉમેરા સાથે** કે એ "કારીગર"

**સાધારણ કક્ષાનું સામાન્ય શિક્ષણ** ધરાવતો હોય (તેણે અમુક અમુક વિજ્ઞાનોનો ન્યૂનતમ **અભ્યાસ** કરેલો હોય: ચોક્કસ કયાં કયાં તેનો નિર્દેશ કરવામાં આવે);

**કોમ્યુનિસ્ટ** હોય (ચોક્કસ નિર્દેશ કરવામાં આવે કે **શાની શાની** જાણકારી ધરાવતો હોય);

**પોલિટેકનિકલ દૃષ્ટિકોણ ધરાવતો હોય, અને મૂળભૂત (પ્રારંભિક કક્ષાનું) પોલિટેકનિકલ શિક્ષણ પામેલો હોય,** અર્થાત્:

કક) વિદ્યુતની **મૂળભૂત** વિભાવનાઓ (જણાવવામાં આવે કે ચોક્કસ કઈ કઈ),

ખખ) **ઈજનેરી** ઉદ્યોગમાં વીજળીનો ઉપયોગ,

ગગ) **રસાયણ** ઉદ્યોગની બાબતમાં પણ એમ જ,

ઘઘ) રૂસી સોવિયેત સમવાયી સમાજવાદી પ્રજાસત્તાકની વિદ્યુતકરણ યોજનાની રૂપરેખાનો ખ્યાલ,

ચચ) પાવર સ્ટેશનની, કારખાનાની, તથા રાજ્ય ખેતરની **ઓછામાં ઓછી ૧-૩** વાર મુલાકાત,

છછ) ખેતીવિજ્ઞાનમાં **અમુક અમુક** મુળતત્ત્વોની જાણકારી, વગેરે.

**ન્યૂનતમ જ્ઞાનનું ધોરણ વિગતવાર** ઘડી કાઢવામાં આવે.

(દેખાઈ આવે છે કે ગ્રિન્કોએ મૂઢતાની હદ સુધીનો અતિરેક કરીને પોલિટેકનિકલ શિક્ષણને **નકારી કાઢ્યું** છે [કદાચ શ્મીદ્તે[49] પણ અમુક અંશે એમ કર્યું છે]. **આ ભૂલને સુધારી લેવામાં આવે.**)

૧૯૨૦ના અંતમાં લિખિત

ગ્રંથ ૪૨
પૃષ્ઠ ૨૨૮ — ૨૩૦

## શિક્ષણના લોક-કમિસારિયાતમાં કામ કરતા કોમ્યુનિસ્ટોને કેંદ્રીય સમિતિની સૂચનાઓ

૧) પોલિટેકનિકલ શિક્ષણના સંબંધમાં રૂસી કોમ્યુનિસ્ટ પાર્ટીના કાર્યક્રમમાં નિરૂપિત ધોરણને (શિક્ષણ સંબંધી વિભાગની પહેલી તથા આઠમી કલમ ખાસ જુઓ) નિઃસંકોચ અનુસરીને પાર્ટીએ, સામાન્ય તથા પોલિટેકનિકલ શિક્ષણના સંબંધમાં ઉંમરનું ધોરણ સત્તર વરસથી ઘટાડીને પંદર વરસનું નક્કી કરવાની બાબતને, સમહિત જૂથે[50] આપણે માથે લાદેલાં યુદ્ધોમાંથી પરિણમેલી દેશની ગરીબી તથા પાયમાલીને લીધે જરૂરી બની ગયેલા વ્યવહારુ ઉપાય તરીકે જ ગણવો જોઈએ.

પંદર વરસ અને એથી વધારે ઉંમરના માણસોની, "સામાન્ય પોલિટેકનિકલ શિક્ષણ... જોડે સંકળાયેલી", ધંધાકીય તાલીમ (ઉપરોક્ત આઠમી કલમ) આખા દેશમાં, જ્યાં જ્યાં તેને દાખલ કરવાની જરાક સરખીયે શક્યતા હોય ત્યાં બધે, તદ્દન ફરજિયાત છે.

૨) શિક્ષણના લોક-કમિસારિયાતની મુખ્ય નિષ્ફળતા અમલી કાર્યદક્ષતાના અભાવમાં, અમલી અનુભવની નોંધણી તથા ચકાસણીના સંબંધમાં અપૂરતા ધ્યાનમાં, બોધપાઠોના પદ્ધતિસર ઉપયોગના અભાવમાં, અને સામાન્ય દલીલો તથા અમૂર્ત સૂત્રોના ફેલાવામાં અંકિત છે. લોક કમિસારે તથા વિદ્યા પરિષદે આ ખામીઓને હઠાવી દેવાની બાબત ઉપર ધ્યાન કેંદ્રિત કરવું જોઈએ.

૩) વિશેષજ્ઞોને, એટલે કે સૈદ્ધાંતિક તેમ જ લાંબા ગાળાનો અમલી અનુભવ ધરાવતા શિક્ષકોને, અને ટેકનિકલ (ખેતીવિજ્ઞાન સમેત) ધંધાકીય તાલીમનો એવો અનુભવ ધરાવતા માણસોને, કેંદ્રમાં કામે લગાવવાની પ્રવૃત્તિની સંઘટના, સામાન્ય રૂપે શિક્ષણના લોક-કમિસારિયાતમાં અને ખાસ કરીને ગ્લાવપ્રોફોબ્રમાં,[51] ખોટી રીતે કરવામાં આવી છે.

એવા કાર્યકરોની નોંધણી, તેમના અનુભવનો અભ્યાસ, તેમનાં કાર્યનાં પરિણામોની ચકાસણી, અને સ્થાનિક તથા ખાસ કરીને કેંદ્રીય કાર્યમાં જવાબદારીનાં પદોએ તેમની નિયુક્તિનો બંદોબસ્ત સત્વર કરવો જોઈએ. એવા વિશેષજ્ઞોનો અભિપ્રાય જાણી લીધા વગર, અને તેમનો અવિરત સહકાર સાધી લીધા વગર, એક પણ ગંભીર પગલાને અમલમાં ન મૂકવું જોઈએ.

કહેવાની જરૂર નથી કે વિશેષજ્ઞોને કામે લગાવવાના બંદોબસ્તમાં નીચે મુજબની બે અનિવાર્ય શરતો જળવાવી જ જોઈએ: એક — જે વિશેષજ્ઞો કોમ્યુનિસ્ટો ન હોય તેમણે કોમ્યુનિસ્ટોના નિયંત્રણ હેઠળ કામ કરવાનું રહેશે; બે — સામાન્ય શૈક્ષણિક વિષયોના સંબંધમાં, અને ખાસ કરીને તત્ત્વજ્ઞાન, સામાજિક વિજ્ઞાનો, તથા સામ્યવાદી કેળવણીના સંબંધમાં, અભ્યાસક્રમોના અંતસ્તત્ત્વનું નિર્ધારણ માત્ર કોમ્યુનિસ્ટો જ કરશે.

૪) મુખ્ય પ્રકારોની શિક્ષણ સંસ્થાઓના તેમ જ ખાસ અભ્યાસ, વ્યાખ્યાનો, વાંચનો, સંવાદ, તથા મહાવરાના અભ્યાસક્રમો વિદ્યા પરિષદ અને લોક કમિસાર તરફથી ઘડાવા તથા બહાલ થવા જોઈએ.

૫) ધોરણસર શ્રમ શાળા વિભાગે અને ખાસ કરીને ગ્લાવપ્રોફોબ્રે, ટેકનિકલ-ધંધાકીય તથા પોલિટેકનિકલ શિક્ષણને પ્રવેગ આપવા માટે તમામ સુયોગ્ય ટેકનિકલ તથા ખેતીવિજ્ઞાન પરિબળોના વધારે બહોળા અને વધારે પદ્ધતિસર ઉપયોગની દિશામાં, તેમ જ ઠીક ઠીક પ્રમાણમાં સુસંઘટિત દરેક ઉદ્યોગધંધા તથા ખેતીવાડી મથકને (રાજ્ય ખેતર, ખેતીવાડી પ્રયોગ મથક, સુસંઘટિત ખેતર, વગેરે, અને વીજળીનાં પાવર સ્ટેશનો, વગેરે) એવો ઉદ્દેશ પાર પાડવા ઉપયોગમાં લેવાની દિશામાં, વધારે ધ્યાન આપવું જોઈએ.

ધોરણસરની કામગીરીઓમાં ભંગાણના જોખમથી બચવા માટે, પોલિટેકનિકલ શિક્ષણમાં ઉપયોગમાં લેવાના ઉદ્યોગધંધાઓ તથા કેંદ્રોનાં રૂપો તથા ક્રમને, સંબંધિત આર્થિક સંઘટનો જોડે સહમતીના આધારે નિર્ધારિત કરવામાં આવે.

૬) કામના વ્યાપનો અંદાજ અને પરિણામોની ચકાસણી શક્ય બનાવવા માટે અહેવાલનાં સ્પષ્ટ, સંક્ષિપ્ત, અને વ્યવહારુ રૂપો ઘડી કાઢવાં જોઈએ. શિક્ષણના લોક-કમિસારિયાતમાં એ કાર્યની સંઘટના તદ્દન બિનસંતોષપ્રદ છે.

૭) શાળાઓનાં અને બીજાં પુસ્તકાલયો તથા વાંચનાલયોને અખબારો, પુસ્તિકાઓ, સામયિકો, તથા પુસ્તકો પહોંચાડવાની વ્યવસ્થા પણ તદ્દન બિનસંતોષપ્રદ છે. તેના પરિણામે અખબારો તથા પુસ્તકો સોવિયેત ઑફિસ કર્મચારીઓના કેવળ નાનકડા હિસ્સાને અને સાવ ઓછા ઔદ્યોગિક કામદારો તથા કિસાનોને પહોંચે છે. આ આખી પદ્ધતિમાં ટોચથી લઈને તળિયા સુધી પુનર્ઘટના આવશ્યક છે.

'પ્રાવદા', અંક ૨૫, ૫ ફેબ્રુઆરી, ૧૯૨૧ — ગ્રંથ ૪૨, પૃષ્ઠ ૩૧૯ — ૩૨૧

## અ.વી. લુનાચાર્સ્કી, એમ.એન. પોક્રોવ્સ્કી, અને વાય.એ. લિત્કેન્સને

૮ એપ્રિલ, ૧૯૨૧

સાથીઓ લુનાચાર્સ્કી, પોક્રોવ્સ્કી, અને લિત્કેન્સ

કેંદ્રીય સમિતિના આદેશો છતાં, અને શિક્ષણના લોક-કમિસારિયાતની પુનર્ઘટનાની વેળાએ કેંદ્રીય સમિતિની ખાસ સૂચનાઓ છતાં, શિક્ષણના લોક-કમિસારિયાતમાં પદ્ધતિસર તથા આયોજિત કાર્ય સંબંધી હાલત સુધરતી ન હોવાની નિશાનીઓ વધી રહી છે.

કાર્યની મુખ્ય યોજના ક્યારે ઘડી કાઢવામાં આવશે? એ યોજનામાં કેવા સવાલો સામેલ કરવામાં આવશે? પાઠયપુસ્તકોની રચનાની વ્યવસ્થા — પુસ્તકાલય તંત્ર અને તેનો ઉપયોગ — આદર્શ શાળાઓ — શિક્ષકોની જવાબદારી — તાલીમ, વ્યાખ્યાનો, શાળામાં વર્ગોના કાર્યક્રમો — કાર્યક્રમોની વાસ્તવિક પૂર્ણાહુતિ અને વર્ગોમાં અભ્યાસની પ્રગતિના પ્રમાણ સંબંધી દેખરેખ — એવા સવાલો તેમાં હશે?

કે બીજા સવાલો? કયા કયા?

કયા સવાલોને વધારેમાં વધારે મહત્ત્વના તથા તાકીદના ગણવામાં આવ્યા છે?

આ બાબત અંગે નિર્ણયો લેવામાં આવ્યા છે? તેમના અમલની પદ્ધતિસર દેખરેખ માટે કેવાં પગલાં લેવાઈ રહ્યાં છે?

સંક્ષિપ્ત ઉત્તરની વિનંતિ કરું છું.

વ્લા. ઉલ્યાનોવ (લેનિન)
અધ્યક્ષ, લોક-કમિસાર મંડળ

ગ્રંથ પર
પૃષ્ઠ ૧૩૩ — ૧૩૪

## નવી આર્થિક નીતિ અને રાજકીય કેળવણી વિભાગોનાં કર્તવ્યો

### રાજકીય કેળવણી વિભાગોની બીજી અખિલ રૂસી કૉંગ્રેસમાં રજૂ કરેલા રિપોર્ટમાંથી

૧૭ ઑક્ટોબર, ૧૯૨૧

### કાલગ્રસ્ત રીતો

એક વેળાએ આપણને જાહેરાતો, નિવેદનો, ઘોષણાપત્રો, અને ડિક્રીઓની જરૂર હતી. એ બધું બહુ થઈ ગયું. એક વેળાએ આપણને તેની જરૂર લોકોને બતાવવા માટે હતી કે આપણે કેવી રીતે અને શાનું નિર્માણ કરવા માગીએ છીએ, નવી અને અગાઉ ક્યારેય જોવામાં ન આવેલી કઈ બાબતોની કોશિશો કરી રહ્યા છીએ. પરંતુ આપણે શાનું નિર્માણ કરવા માગીએ છીએ એ જ લોકોને બતાવવાનું સદા ચાલુ રાખી શકીએ ખરા? ના. સાધારણ મજૂર પણ આપણી હાંસી ઉડાવવાનું શરૂ કરી દેશે અને પરખાવી દેશે: "તમે શાનું નિર્માણ કરવા માગો છો એ જ અમને લગાતાર બતાવતા રહેવાનો શો અર્થ છે? અમને બતાવો કે તમે નિર્માણ કરી શકો છો. નિર્માણ ન કરી શકો તો અમે તમને સાથ નહિ આપીએ, તમે દોજખમાં જાઓ!" અને તેનું કહેવું સાવ ખરું હશે.

મહાન કર્તવ્યોનાં રાજકીય ચિત્રણો કરવાની આવશ્યકતાનો સમય વીતી ગયો છે. આજે તો એ કર્તવ્યોને વાસ્તવમાં પાર પાડવાનાં છે. આજે આપણી સામે સાંસ્કૃતિક કર્તવ્યો ઉપસ્થિત છે, એવા રાજકીય અનુભવને આત્મસાત્ કરવાનાં કર્તવ્યો ઉપસ્થિત છે કે જેને અમલમાં લાગુ કરી શકાય એમ છે અને કરવો જ જોઈએ. કાં તો આપણે સોવિયેત રાજ્યની રાજકીય સિદ્ધિઓનો પાયો નાખીએ, અથવા બધું ગુમાવી બેસીએ. એ પાયો હજી સુધી નથી નાખવામાં આવ્યો—આપણે તેની શરૂઆત કરી દેવાની છે.

આપણી સામે ઉપસ્થિત કર્તવ્યોમાં સાંસ્કૃતિક ધોરણના ઉત્કર્ષનું કર્તવ્ય વધારેમાં વધારે તાકીદનું છે. એ કામ રાજકીય કેળવણી વિભાગોએ કરવાનું છે—પોતે અપનાવી લીધેલા નામ મુજબ "રાજકીય કેળવણી"ના ધ્યેયની

કામગીરી કરવાની શક્તિ તેમનામાં હોય તો. નામ તો સહેલાઈથી અપનાવી શકાય, પરંતુ તેને અનુરૂપ કામગીરીનું શું? આશા રાખીએ કે આ કૉંગ્રેસ પછી આપણને તેને વિશે ચોક્કસ માહિતી મળશે. નિરક્ષરતાની નાબૂદીનું પંચ ૧૯૨૦ના જુલાઈની ૧૯મી તારીખે સ્થાપવામાં આવ્યું હતું. એ પંચની સ્થાપના સંબંધી ડિક્રી મેં આ કૉંગ્રેસમાં આવતાં પહેલાં ઈરાદાપૂર્વક વાંચી લીધી હતી. તેમાં જણાવવામાં આવ્યું છે: નિરક્ષરતાની નાબૂદી માટેનું પંચ. એથી વધારે—નિરક્ષરતાની નાબૂદી માટેનું અસાધારણ પંચ. આશા રાખીએ કે આ ક્ષેત્રમાં શું શું કરવામાં આવ્યું છે તથા કેટલા પ્રાંતોમાં કરવામાં આવ્યું છે તેની માહિતી આપણને આ કૉંગ્રેસ પછી મળશે, અને અહેવાલમાં વાસ્તવિક સામગ્રી હશે. પરંતુ નિરક્ષરતાની નાબૂદી માટે અસાધારણ પંચ સ્થાપવાની આવશ્યકતા જ બતાવી આપે છે કે આપણે (મારે નરમમાં નરમ શબ્દ વાપરવો હોય તો કયો વાપરવો જોઈએ?) સમજો કે અર્ધ-જંગલીઓ જેવા છીએ, કારણ કે અર્ધ-જંગલી ન હોય એવા દેશમાં તો નિરક્ષરતાની નાબૂદી માટે અસાધારણ પંચની સ્થાપના કરવી પડે તેમાં નામોશી ગણાય. એવા દેશોમાં નિરક્ષરતાને શાળાઓમાં નાબૂદ કરવામાં આવે છે. ત્યાં ઠીક પ્રમાણમાં સારી ગણાય એવી શાળાઓ હોય છે અને તેમાં લોકોને ભણાવવામાં આવે છે. તેમને શું શીખવવામાં આવે છે? સૌપ્રથમ તો વાંચતાં અને લખતાં. આપણે આ પ્રાથમિક સમસ્યાને હજી ઉકેલી ન હોય તો નવી આર્થિક નીતિની વાતો હાસ્યાસ્પદ બની રહે છે.

## સૌથી મોટો ચમત્કાર

નવી નીતિની શું વાત કરીએ? નિરક્ષરતાને નાબૂદ કરવા માટે જો આપણને અસાધારણ કદમ ઉઠાવવાં પડે તો પછી ખુદા આપણી ઉપર રહેમ કરે કે આપણે પુરાણી નીતિને વળગી રહી શકીએ. એ તો સ્પષ્ટ જ છે. પરંતુ એથીયે વધારે સ્પષ્ટ બાબત તો એ છે કે લશ્કરી અને બીજાં ક્ષેત્રોમાં આપણે ચમત્કારો કરી દેખાડયા છે. મારા અભિપ્રાય મુજબ, આપણે જો નિરક્ષરતાને નાબૂદ કરવા અંગેના પંચને જ તદ્દન નાબૂદ કરી નાખીએ, અને તેને શિક્ષણના લોક-કમિસારિયાતથી અળગું કરવાની મેં અહીં સાંભળી છે એવી દરખાસ્તો કરવામાં જ ન આવે, તો તેમાં આપણે સૌથી મોટો ચમત્કાર કરી દેખાડયો ગણાશે. એ જો સાચું હોય, અને જો તમે તેની

ઉપર થોડોક વિચાર કરો, તો તમે મારી જોડે સહમત થશો કે અમુક ખરાબ દરખાસ્તોને નાબૂદ કરી નાખવા માટે એક અસાધારણ પંચ સ્થપાવું જોઈએ.

વધુમાં — માત્ર નિરક્ષરતાને નાબૂદ કરી નાખવાનું જ પૂરતું નથી, સોવિયેત અર્થતંત્રનું ઘડતર પણ જરૂરી છે, અને માત્ર એકલું અક્ષરજ્ઞાન જ આપણને એ દિશામાં બહુ દૂર નહિ લઈ જાય. આપણે સંસ્કૃતિને ખૂબ ઊંચા સ્તર પર લઈ જવી પડશે. માણસે પોતાની વાંચવાલખવાની શક્તિનો ઉપયોગ પણ કરવાનો હોય છે, તેને વાંચવા માટે કંઈક મળવું જ જોઈએ, અખબારો મળવાં જ જોઈએ અને પ્રચાર-પુસ્તિકાઓ મળવી જ જોઈએ. એ બધી સામગ્રીની યોગ્ય વહેંચણી થવી જોઈએ, તથા એ બધી સામગ્રી જનતા સુધી પહોંચવી જોઈએ. અત્યારે બને છે એમ તે રસ્તામાં જ ખોવાઈ ન જવી જોઈએ. રસ્તામાં જ ખોવાઈ જવાને કારણે અખબારો અને પ્રચાર-પુસ્તિકાઓની કુલ નકલોમાંથી અરધાથી વધારે વંચાતી નથી, અને બાકીની ઑફિસોની અંદર એક યા બીજા કામ માટે વપરાઈ જાય છે. કદાચ ચોથા ભાગની પણ લોકો પાસે નહિ પહોંચતી હોય. આપણે જે અલ્પ સાધનસામગ્રી ધરાવીએ છીએ તેનો પૂરો ઉપયોગ કરતાં શીખવું જ જોઈએ.

એટલે જ, નવી આર્થિક નીતિના[52] સંબંધમાં આપણે એ ખ્યાલનો અવિરત પ્રચાર કરવો જ જોઈએ કે રાજકીય કેળવણી ગમે તે ભોગે સંસ્કૃતિના સ્તરની ઉન્નતિ સાધી લેવાની માગણી કરે છે. વાંચવાલખવાની શક્તિને સંસ્કૃતિના સ્તરની ઉન્નતિના હેતુ માટે કામે લગાડવી જ જોઈએ, કિસાનો માટે વાંચવાલખવાની શક્તિનો ઉપયોગ પોતાના ખેતરોને અને પોતાના રાજ્યને સુધારવા માટે કરવાનું શક્ય બનવું જ જોઈએ.

સોવિયેત કાનૂનો સારા છે કારણ કે દરેક માણસને નોકરશાહી તથા તુમારશાહીનો સામનો કરવાની તક આપે છે, કોઈ પણ મૂડીવાદી રાજ્યમાં કામદારો તથા કિસાનોને નથી મળતી એવી તક આપે છે. પરંતુ તેનો ઉપયોગ કોઈ કરે છે ખરું? ભાગ્યે જ કોઈ! ખાલી કિસાનો જ નહિ પરંતુ ભારે મોટા ભાગના કોમ્યુનિસ્ટો પણ જાણતા નથી કે તુમારશાહી તથા નોકરશાહીનો, અથવા લાંચરુશવત જેવી અસલ રૂસી પરિઘટનાનો, સામનો કરવા માટે સોવિયેત કાનૂનોનો ઉપયોગ કેવી રીતે કરવો. તેની સામેની લડતમાં કઈ અડચણ નડે છે? આપણા કાનૂનો? આપણો પ્રચાર? વાત એથી સાવ ઊલટી જ છે! આપણે ત્યાં જોઈએ એટલા કાનૂનો છે! તો પછી

આ સંઘર્ષમાં આપણને કશી સફળતા કેમ નથી મળી? કારણ કે તેને એકલા પ્રચાર વડે લડવાનું શક્ય નથી. લોકસમુદાયો મદદ કરે તો શક્ય છે. આપણા ઓછામાં ઓછા અરધા ભાગના કોમ્યુનિસ્ટોમાં લડવાની શક્તિ જ નથી, અને લડતમાં આડખીલીઓ ઊભી કરનારાઓની વાત જુદી જ છે. એ ખરું કે તમારામાંથી નવ્વાણું ટકા માણસો કોમ્યુનિસ્ટો છે, અને તમે જાણો છો કે અમે પેલા બીજા પ્રકારના કોમ્યુનિસ્ટોની બાબતમાં ઑપરેશન કરી રહ્યા છીએ. પાર્ટીમાં સાફસૂફી સંબંધી પંચ એ ઑપરેશન કરી રહ્યું છે, અને અમને પાર્ટીમાંથી લગભગ એક લાખ સભ્યોની હકાલપટ્ટી કરવાની આશા છે. કેટલાક લોકો બે લાખ સભ્યોની વાત કરે છે, અને મને એ આંકડો વધારે ગમે છે.

મને પૂરી ઉમેદ છે કે પાર્ટીને વળગી પડેલા, અને તુમારશાહી તથા લાંચરુશવત સામે લડવા અશક્ત હોવા ઉપરાંત એવી લડતમાં અવરોધ પણ બની રહેતા, એકથી બે લાખ કોમ્યુનિસ્ટોની હકાલપટ્ટી અમે કરીશું.

## રાજકીય કેળવણીકારોનાં કર્તવ્યો

પાર્ટીમાંથી એકબે લાખ માણસોને હઠાવી દેવાનું પગલું ઉપયોગી સાબિત થશે, પરંતુ એ તો આપણે કરવાના કાર્યનો એક ટચૂકડો હિસ્સો જ છે. રાજકીય કેળવણી વિભાગોએ પોતાની સમગ્ર પ્રવૃત્તિઓને એ હેતુની અનુરૂપતામાં આણી દેવી જોઈએ. નિરક્ષરતાને ખતમ કરી નાખવાની છે, પરંતુ ખાલી અક્ષરજ્ઞાનથી કામ ન ચાલે. આપણને તુમારશાહી તથા લાંચરુશવત સામે લડતાં શીખવે એવી સંસ્કૃતિની પણ જરૂર છે. એ તો એવું ગૂમડું છે કે જેને કોઈ જાતની લશ્કરી ફતેહો તથા રાજકીય સુધારાઓ રુઝાવી ન શકે. હાલત એવી છે કે તેને લશ્કરી ફતેહો તથા રાજકીય સુધારાઓ વડે નહિ પરંતુ કેવળ સાંસ્કૃતિક ધોરણનો ઉત્કર્ષ સાધીને જ રુઝાવી શકાય. અને રાજકીય કેળવણી વિભાગોએ પાર પાડવાનું કર્તવ્ય એ જ છે.

રાજકીય કેળવણીકારોએ પોતાની જવાબદારીને ખાલી અમલદારોના કામ જેવી ન ગણવી જોઈએ. લોકો ચર્ચા કરતા હોય કે પ્રાંતીય રાજકીય કેળવણી વિભાગોના પ્રતિનિધિઓને પ્રાંતીય આર્થિક પરિષદોમાં[53] નિયુક્ત કરવા જોઈએ કે નહિ, ત્યારે ઘણી વાર એવી સમજણ નજરે પડે છે. માફ કરજો, પરંતુ મને નથી લાગતું કે તમને કોઈ પણ પદે નિયુક્ત કરવા

જોઈએ. તમારે તો તમારું કામ સાધારણ નાગરિકો તરીકે કરવું જોઈએ. તમને કોઈ પદે નિયુક્ત કરવામાં આવે તો તમે નોકરશાહો બની જાઓ, પરંતુ તમારે લોકોની જોડે કામ કરવાનું હોય, અને તમે તેમને રાજકીય જાણકારી આપો, તો અનુભવ તમને બતાવશે કે રાજકીય જાગૃતિ ધરાવતા લોકોમાં લાંચરુશવતની બદી નહિ રહે. હાલ આપણે ચોતરફ લાંચરુશવતથી ઘેરાયેલા છીએ. તમને પૂછવામાં આવશે કે લાંચરુશવતને નાબૂદ કરી નાખવા માટે, કાર્યવાહક સમિતિના અમુક-તમુક માણસને લાંચ લેતો અટકાવવા માટે, શું કરવું જોઈએ. તમારી પાસેથી લોકોને શીખવવાની અપેક્ષા રાખવામાં આવશે કે લાંચરુશવતને કેવી રીતે ખતમ કરી નાખવી. અને કોઈ રાજકીય કેળવણીકાર એવો જવાબ આપે કે આ બાબત મારા વિભાગની કામગીરીઓમાં સામેલ નથી, અથવા જણાવે કે તેને વિશે પુસ્તિકાઓ પ્રગટ થઈ ચૂકી છે તથા ઘોષણાઓ કરવામાં આવી છે, તો લોકો કહેશે કે "આ તો ખરાબ પાર્ટી-સભ્ય છે. વાત ખરી છે, આ બાબત તમારા વિભાગની કામગીરીઓમાં સામેલ નથી, તેને માટે આપણે ત્યાં કામદારો તથા કિસાનો તરફથી નિરીક્ષણની[54] વ્યવસ્થા છે, પરંતુ તમે શું પાર્ટીના સભ્યો નથી?" તમે રાજકીય કેળવણીકારનું નામ ધારણ કર્યું છે. તમે એ નામ ધારણ કરવા તૈયાર થઈ ગયા હતા ત્યારે તમને એવું ભારેખમ નામ ધારણ ન કરવાની ચેતવણી આપવામાં આવી હતી, કશુંક વધારે નમ્ર પસંદ કરવાની સલાહ આપવામાં આવી હતી. પરંતુ તમારે તો રાજકીય કેળવણીકારનું જ નામ જોઈતું હતું, અને તેમાં ભારે મોટો અર્થ સૂચિત છે. તમે સામાન્ય કેળવણીકારનું નહિ પરંતુ રાજકીય કેળવણીકારનું નામ ધારણ કર્યું. તમને કદાચ કહેવામાં આવે કે "તમે લોકોને વાંચતાં અને લખતાં તેમ જ આર્થિક ઝુંબેશો ચલાવતાં શીખવો છો એ તો બહુ સારી વાત છે, પરંતુ એ કંઈ રાજકીય કેળવણી નથી, કારણ કે રાજકીય કેળવણીમાં તો તમામ બાબતોનો કુલ સરવાળો અંકિત હોય છે."

અમે જંગલી દશાની સામે અને લાંચરુશવત જેવાં ગૂમડાંની સામે પ્રચાર કરીએ છીએ, અને મને આશા છે કે તમે પણ એમ જ કરો છો, પરંતુ રાજકીય કેળવણીમાં તો એવા પ્રચારથી ઘણું ઘણું વધારે હોય છે— તેનો અર્થ છે અમલી પરિણામો, તેનો અર્થ છે લોકોને શીખવવાનો કે એ પરિણામો કેવી રીતે હાંસલ કરવાં, અને બીજા લોકોની સામે કાર્યવાહક સમિતિના સભ્યો તરીકે નહિ પરંતુ એવા સાધારણ નાગરિકો તરીકે દાખલો

બેસાડવાનો કે જે બહેતર રાજકીય કેળવણી ધરાવતા હોવાને કારણે, તુમારશાહીની ઉપર કદુવાઓ વરસાવવા — એમ તો આપણી અંદર બહુ વ્યાપક રૂપે કરવામાં આવે છે — ઉપરાંત બતાવે કે એ અનિષ્ટને ખરેખર કેવી રીતે ખતમ કરી શકાય. આ બહુ મુશ્કેલ કલા છે, અને સંસ્કૃતિના સર્વસામાન્ય ધોરણનો ઉત્કર્ષ ન સાધવામાં આવે ત્યાં સુધી, કામદાર તથા કિસાન સમુદાય હાલ છે તેનાથી વધારે સંસ્કારી ન બની જાય ત્યાં સુધી, તેનો અમલી ઉપયોગ શક્ય નથી. હું કેંદ્રીય રાજકીય કેળવણી વિભાગનું ધ્યાન સૌથી વધારે તો આ કામગીરી તરફ દોરવા માગું છું.

હવે હું મેં જે કંઈ કહ્યું છે તેનો સાર તારવીશ અને પ્રાંતીય રાજકીય કેળવણી વિભાગો સમક્ષ ઉપસ્થિત સમસ્યાઓના અમલી ઉકેલો સૂચવીશ.

## ત્રણ મુખ્ય દુશ્મનો

મારા અભિપ્રાય મુજબ, માણસની વિભાગીય કામગીરીઓ ગમે તેવી હોય તોપણ તેની સામે ત્રણ મુખ્ય દુશ્મનો ખડા છે. રાજકીય કેળવણીકાર જો કોમ્યુનિસ્ટ હોય તો તેની સામે આ કર્તવ્યો ઉપસ્થિત છે — અને મોટા ભાગના રાજકીય કેળવણીકારો કોમ્યુનિસ્ટો છે. તેની સામે ખડા ત્રણ મુખ્ય દુશ્મનો નીચે મુજબ છે: એક — સામ્યવાદી ઘમંડ, બે — નિરક્ષરતા, અને ત્રણ — લાંચરુશવત.

## દુશ્મન નંબર એક — સામ્યવાદી ઘમંડ

કોમ્યુનિસ્ટ પાર્ટીનો એવો સભ્ય કે સાફસૂફીમાં જેની હકાલપટ્ટી હજી ન કરવામાં આવી હોય, અને જે ધારી લેતો હોય કે બધી સમસ્યાઓને સામ્યવાદી ડિક્રીઓ જાહેર કરીને ઉકેલી શકાય એમ છે, તે સામ્યવાદી ઘમંડનો અપરાધી છે. તે હજી શાસક પાર્ટીનો સભ્ય હોવાથી, અને કોઈ સરકારી ઑફિસમાં કામ કરતો હોવાથી, ધારી લે છે કે તેને રાજકીય કેળવણીનાં પરિણામો વિશે વાત કરવાનો હક મળી જાય છે. બિલકુલ નહિ. એ તો ખાલી સામ્યવાદી ઘમંડ છે. અસલ મુદ્દો તો લોકોને રાજકીય જ્ઞાન આપતાં શીખી લેવાનો છે, પરંતુ આપણે હજી સુધી એ નથી શીખ્યા, વિષયનું સરખી રીતે પરીક્ષણ કરતાં હજી સુધી નથી શીખ્યા.

## દુશ્મન નંબર બે — નિરક્ષરતા

બે નંબરના દુશ્મનના, નિરક્ષરતાના, સંબંધમાં હું કહી શકું કે આપણા દેશમાં જ્યાં સુધી નિરક્ષરતાની હાલત છે ત્યાં સુધી રાજકીય કેળવણી વિશે વાતો કરવી એ વધારે પડતું છે. આ રાજકીય સમસ્યા નથી. આ તો એક શરત છે જેના વગર રાજકારણની વાતો નિરર્થક છે. અભણ માણસ રાજકારણની બહાર હોય છે, તેણે પહેલાં કક્કો શીખી લેવો પડે. તેના વગર રાજકારણ શક્ય જ નથી, તેના વગર તો ખાલી અફવાઓ, ગામગપાટા, વાર્તાઓ, અને વહેમો હોય ખરાં, પણ રાજકારણ ન જ હોય.

## દુશ્મન નંબર ત્રણ — લાંચરુશવત

છેલ્લે, લાંચરુશવતની હાલત શક્ય હોય તો રાજકારણની વાતો કરવાનો કશો અર્થ જ નથી. આમાં તો રાજકારણની દિશા પણ નથી. આમાં તો રાજકારણ ચલાવવાનું અશક્ય જ છે કારણ કે બધાં પગલાં હવામાં અધ્ધર લટકતાં રહી જાય અને કોઈ જાતનાં પરિણામો બિલકુલ પેદા થાય જ નહિ. વ્યાપક લાંચરુશવત શક્ય બનાવે એવા સંજોગોમાં કાનૂન લાગુ કરવાથી તો હાલત ચોક્કસ બદતર બની જાય. એવા સંજોગોમાં કોઈ જાતનું રાજકારણ ચલાવી શકાય જ નહિ, રાજકારણમાં સામેલગીરીની બુનિયાદી શરતની જ ખોટ છે. આપણે સમજી લેવાનું છે કે લોકો સમક્ષ આપણાં રાજકીય કર્તવ્યોની રૂપરેખા રજૂ કરી શકવા માટે, આપણે શાની જહેમતો કરવાની છે (અને આપણા તરફથી એ જહેમતો ચાલુ હોવી જોઈએ!) તે લોકસમુદાયોને જણાવી શકવા માટે, જરૂરી બાબત લોકસમુદાયોના ઉચ્ચતર સાંસ્કૃતિક ધોરણની છે. આપણે એ ઉચ્ચતર ધોરણ સાધી લેવાનું છે, નહિતર આપણી સમસ્યાઓને ઉકેલવાનું ખરેખર અશક્ય બની રહેશે.

## લશ્કરી અને સાંસ્કૃતિક સમસ્યાઓ વચ્ચેનો તફાવત

સાંસ્કૃતિક સમસ્યાને રાજકીય તથા લશ્કરી સમસ્યાઓ જેટલી ઝડપથી ન ઉકેલી શકાય. એટલું સમજી લેવાનું છે કે વધારે પ્રગતિ માટે સંજોગો અગાઉ જેવા હતા એવા હવે નથી રહ્યા. ઉગ્ર કટોકટીના ગાળામાં રાજકીય

વિજય થોડાંક અઠવાડિયાંની અંદર સાધી લેવાનું શક્ય હોય છે. જંગમાં થોડાક મહિનાઓની અંદર ફતેહ હાંસલ કરી લેવાનું શક્ય હોય છે. પરંતુ એટલા ટૂંકા ગાળામાં સાંસ્કૃતિક વિજય અશક્ય છે. તેનાં રૂપલક્ષણો એવાં હોય છે કે તેમાં વધારે લાંબો ગાળો જરૂરી બને છે. આપણે એવી લાંબા ગાળાની આવશ્યકતાને સમજી લેવી જોઈએ, આપણા કામનું આયોજન તેને લક્ષમાં રાખીને કરવું જોઈએ, અને વધારેમાં વધારે ખંત, લગની, તથા પદ્ધતિસર જહેમતો દાખવવી જોઈએ. એવા ગુણો વગર તો રાજકીય કેળવણીનું કાર્ય શરૂ કરવાનુંયે અશક્ય છે. અને રાજકીય કેળવણીનાં પરિણામોની એકમાત્ર કસોટી ઉદ્યોગ તથા ખેતીવાડીમાં સાધવામાં આવતી સુધારણાની છે. આપણે નિરક્ષરતાને, અને નિરક્ષરતાની જમીનમાં ચાલુ રહેતી લાંચરુશવતને, નાબૂદ કરી નાખવાની છે એટલું જ નહિ પરંતુ આપણા પ્રચારને, આપણી દોરવણીને, તથા આપણી પુસ્તિકાઓને ખરેખર માની લેવા લોકોને તૈયાર પણ કરવાના છે, જેથી પરિણામે દેશના અર્થતંત્રમાં સુધારણા થાય.

નવી આર્થિક નીતિના સંબંધમાં રાજકીય કેળવણી વિભાગોએ પાર પાડવાની કામગીરીઓ એવી છે, અને હું આશા રાખું છું કે એ ક્ષેત્રમાં વધારે સફળતાઓ સાધવામાં આ કૉંગ્રેસ આપણને મદદ કરશે.

ગ્રંથ ૪૪
પૃષ્ઠ ૧૬૯ — ૧૭૫

## ૩

## આર્થિક પ્રવૃત્તિઓના સવાલો વિશે સોવિયેતોની નવમી અખિલ રૂસી કૉંગ્રેસની સૂચનાઓમાંથી

૨૮ ડિસેંબર, ૧૯૨૧

નવમી કૉંગ્રેસનો અભિપ્રાય છે કે આ નવા ગાળામાં શિક્ષણના લોક-કમિસારિયાતનું કર્તવ્ય, કામદાર તથા કિસાન સમુદાયોમાંના માણસોને તાલીમ આપીને બધાં ક્ષેત્રોના વિશેષજ્ઞો બને એટલા ટૂંકા ગાળામાં તૈયાર કરી લેવાનું છે, અને કૉંગ્રેસ આદેશ આપે છે કે શાળાનું તથા શાળા બહારનું શિક્ષણ, સમગ્ર પ્રજાસત્તાકનાં તેમ જ તે પ્રદેશ તથા વિસ્તારનાં હાલનાં આર્થિક કર્તવ્યો જોડે, વધારે ગાઢ રૂપે સંકળાયેલું હોવું જોઈએ. નવમી કૉંગ્રેસ ખાસ જાહેર કરે છે કે રશિયાના વિદ્યુતકરણની યોજનાની જાણકારીનો વ્યાપક ફેલાવો લોકોમાં કરવાના સંબંધમાં સોવિયેતોની આઠમી કૉંગ્રેસના નિર્ણયના અમલની દિશામાં જે કંઈ કરવામાં આવ્યું છે તે કોઈ રીતે પૂરતું નથી, અને કૉંગ્રેસ જરૂરી બનાવે છે કે દરેક વિદ્યુત પાવર સ્ટેશન, કામદારો તથા કિસાનોને વીજળીના મહત્ત્વ સંબંધી તથા વિદ્યુતકરણની યોજના સંબંધી જાણકારી આપવાના ઉદ્દેશે, સઘળાં સુયોગ્ય પરિબળોને ઉપયોગમાં લઈને નિયમિત પ્રવચનો, વ્યાખ્યાનો, તથા પ્રયોગાત્મક અભ્યાસક્રમોનો બંદોબસ્ત કરે. જે જિલ્લાઓમાં હજી પાવર સ્ટેશનો ન હોય ત્યાં કંઈ નહિ તો નાનકડાં પાવર સ્ટેશનો બને એટલી ઝડપથી બાંધી લેવામાં આવે, અને તેમનો ઉપયોગ આ ક્ષેત્રમાં પ્રચાર, શિક્ષણ, તથા પ્રત્યેક પહેલકદમીને પ્રોત્સાહનનાં સ્થાનિક કેંદ્રો તરીકે કરવામાં આવે.

૧૯૨૧ના ડિસેંબરની ૨૫મી તારીખે લિખિત

ગ્રંથ ૪૪
પૃષ્ઠ ૩૩૭—૩૩૮

## 'જોશીલા ભૌતિકવાદનું મહત્ત્વ' નામક લેખમાંથી

એંગેલ્સે લાંબા સમય પહેલાં સર્વહારા વર્ગના સમકાલીન આગેવાનોને, અઢારમી સદીનાં આખરી વરસોના જોશીલા નિરીશ્વરવાદી સાહિત્યનું ભાષાંતર, લોકોમાં બહોળી વહેંચણી માટે કરવાની સલાહ આપેલી[55]. શરમની વાત છે કે આપણે એ કામ હજી કર્યું નથી (ક્રાંતિકારી યુગમાં સત્તા કબજે કરી લેવાનું કામ, એ સત્તાનો સમુચિત ઉપયોગ કરતાં શીખી લેવાના કામથી ઘણું વધારે સહેલું હોય છે, તેની સંખ્યાબંધ સાબિતીઓમાંની એક આ છે). આપણી ઉદાસીનતા, નિષ્ક્રિયતા, અને બિનકાબેલિયતને ક્યારેક જાતજાતનાં "ઉમદા" કારણોસર દરગુજર કરી દેવામાં આવે છે, દાખલા તરીકે એવી દલીલો કે અઢારમી સદીનું જૂનું નિરીશ્વરવાદી સાહિત્ય જરીપુરાણું છે, વૈજ્ઞાનિક આધાર વગરનું છે, અછડતું છે, વગેરે. પાંડિત્યદંભની ઉપર અથવા માર્ક્સવાદની તદ્દન ખોટી સમજણની ઉપર પડદો ઢાંકી દેતા એવા નકલી વૈજ્ઞાનિક વાક્છળથી બદતર બીજું કશું છે જ નહિ. અઢારમી સદીના ક્રાંતિકારીઓનાં નિરીશ્વરવાદી લખાણોમાં વૈજ્ઞાનિક આધાર વગરનું અને અછડતું બેશક ઘણું છે. પરંતુ પ્રકાશકોને એ લખાણોનો સંક્ષેપ કરતાં, તેમ જ ધર્મોની વૈજ્ઞાનિક આલોચનામાં માનવજાતિએ અઢારમી સદીના અંત પછી સાધેલી પ્રગતિનો નિર્દેશ તથા એ વિષયને લગતાં નવીનતમ લખાણોનો ઉલ્લેખ વગેરે કરતી પાદટિપ્પણીઓ પૂરી પાડતાં, કોઈ રોકતું નથી. કોઈ માર્ક્સવાદી ધારી લે કે સમગ્ર આધુનિક સમાજ અંધકાર, અજ્ઞાનતા, અને વહેમના પાશમાં જકડી રાખેલા કરોડો લોકો (ખાસ કરીને કિસાનો તથા કારીગરો) એ અંધકારમાંથી કેવળ વિશુદ્ધ માર્ક્સવાદને સીધે રસ્તે છુટકારો મેળવી શકે, તો તેની મોટામાં મોટી અને વધારેમાં વધારે ખેદજનક ભૂલ

થાય. એ લોકસમુદાયોને અત્યંત વિવિધ નિરીશ્વરવાદી પ્રચાર સામગ્રી પૂરી પાડવી જોઈએ, જીવનનાં અત્યંત વિવિધ ક્ષેત્રોની વાસ્તવિકતાઓથી વાકેફ કરવા જોઈએ, અને તેમનામાં ઉત્સુકતા પેદા કરવાના, તેમને ધાર્મિક મૂર્છામાંથી જાગૃત કરવાના, અત્યંત વિવિધ દૃષ્ટિએ તથા અત્યંત વિવિધ તરીકાઓ વડે તેમનામાં ઉત્તેજના રેડવાના, વગેરે આશયે દરેક શક્ય રીતે તેમની જોડે સંપર્કો સાધવા જોઈએ.

જૂના અઢારમી સદીના નિરીશ્વરવાદીઓનાં વેધક, જોમદાર, અને પ્રતિભામય લખાણોમાં, એ વખતે પ્રવર્તિત પાદરીવાદની ઉપર, ચતુરાઈથી અને ખુલ્લંખુલ્લા પ્રહારો કરવામાં આવ્યા છે, અને લોકોને ધાર્મિક મૂર્છામાંથી જાગૃત કરવા માટે એ લખાણો, આપણા સાહિત્યમાં છલકાતાં માર્ક્સવાદનાં નીરસ અને શુષ્ક, કાબેલ વરણીનાં તથ્યોની ગૂંથણી લગભગ બિલકુલ ન ધરાવતાં, અને (આ હકીકતને છુપાવવાનો કશો અર્થ નથી) માર્ક્સવાદને વારંવાર વિકૃત કરી નાખતાં વિવરણોથી, ઘણી ઘણી વાર હજાર ગણાં વધારે કારગત સાબિત થશે. માર્ક્સ અને એંગેલ્સની બધી જ મુખ્ય કૃતિઓનાં ભાષાંતરો આપણે ત્યાં છે. એવી બીક રાખવાનાં બિલકુલ કોઈ કારણો નથી કે પુરાણો નિરીશ્વરવાદ અને પુરાણો ભૌતિકવાદ, માર્ક્સ અને એંગેલ્સે કરેલી સુધારણાઓની પુરવણી વગરના રહી જશે. સૌથી વધારે મહત્ત્વની બાબત—અને આપણા માર્ક્સવાદી માનવામાં આવતા પરંતુ વાસ્તવમાં માર્ક્સવાદને પીંખી નાખતા કોમ્યુનિસ્ટો આ બાબતને જ લગાતાર વારંવાર ચૂકી જતા હોય છે—હજી અવિકસિત લોકસમુદાયોમાં ધાર્મિક સવાલો તરફ બુદ્ધિમય વલણ તથા ધર્મોની બુદ્ધિમય આલોચનાની વૃત્તિ જગાવતાં શીખી લેવાની છે.

બીજી તરફ, ધર્મના આધુનિક વૈજ્ઞાનિક આલોચકોને એક નજરે નીરખી લો. એ સુશિક્ષિત મૂડીવાદી લેખકો ધાર્મિક વહેમોનાં પોતાનાં ખંડનોમાં લગભગ અચૂક રીતે એવી દલીલોની "પુરવણી કરે છે" કે જે તરત જ તેમને મૂડીદાર વર્ગના વૈચારિક ગુલામો તરીકે, "પાદરીવાદના ઉત્તીર્ણ ખાંધિયાઓ" તરીકે, ઉઘાડા પાડી દે છે.

બે ઉદાહરણો. પ્રોફેસર વીપ્પેરે 'વોઝનીકનોવેનિયે ખ્રીસ્ત્યાન્સ્ત્વા' ('ખ્રિસ્તી ધર્મની ઉત્પત્તિ'—'ફારોસ' પ્રકાશન ગૃહ, મોસ્કો) નામે એક નાનકડું પુસ્તક ૧૯૧૮માં પ્રકાશિત કર્યું છે. લેખક આધુનિક વિજ્ઞાનનાં મુખ્ય પરિણામોના વર્ણનમાં, રાજકીય સંઘટના તરીકે ધર્મસંસ્થાનાં વહેમો

તથા છળકપટનાં હથિયારોનો સામનો કરવાથી અળગો રહે છે એટલું જ નહિ, એ સવાલોને ટાળે છે એટલું જ નહિ, પરંતુ એકદમ હાસ્યાસ્પદ અને તદ્દન પ્રત્યાઘાતી દાવો પણ કરે છે કે પોતે તો આદર્શવાદી તેમ જ ભૌતિકવાદી બેઉ "અંતિમતાઓથી" ઉપરના સ્તરે બિરાજમાન છે. આ તો મહેનતકશ લોકોને નિચોવીને પેદા કરેલા નફામાંથી કરોડો રૂબલ દુનિયાભરમાં ધર્મના સમર્થન માટે વાપરનારા શાસક મૂડીદાર વર્ગની કદમબોસી જ છે.

જાણીતો જર્મન વિજ્ઞાની આર્થર ડ્રેવ્સ 'દિયે ક્રિસ્તુસમિથે' ('ઈસુ ખ્રિસ્ત ગપાષ્ટક') નામે પુસ્તકમાં ધાર્મિક વહેમો તથા કપોળકલ્પિત વાતોનું ખંડન કરવાની સાથે સાથે જ, ખ્રિસ્તનું કદી અસ્તિત્વ જ નહોતું એમ સાબિત કરવાની સાથે સાથે જ, પુસ્તકના અંતમાં પોતાને ધર્મની તરફેણમાં, બેશક નવી સજાવટ કરેલા તેમ જ વિશુદ્ધ બનાવેલા તથા વધારે ગૂઢ ધર્મની તરફેણમાં, "દરરોજ વધી રહેલા પ્રકૃતિવાદી ધોધ" સામે ટકી રહેવાનું સામર્થ્ય ધરાવતા ધર્મની તરફેણમાં, જાહેર કરે છે (ચોથી જર્મન આવૃત્તિ, ૧૯૧૦, પૃ.૨૩૮). અહીં આપણને એવો સ્પષ્ટવક્તા અને પાકો પ્રત્યાઘાતી જોવા મળે છે કે જે પુરાણા અને સડી ગયેલા ધાર્મિક વહેમોની જગ્યાએ નવા વધારે ઘૃણાસ્પદ તથા અધમ કોટિના વહેમો ગોઠવી દેવામાં શોષકોને ઉઘાડી મદદ કરે છે.

આનો અર્થ એવો નથી કે ડ્રેવ્સના લખાણનું ભાષાંતર ન કરવું. તેનો અર્થ તો એવો છે કે કોમ્યુનિસ્ટો તથા સઘળા સુસંગત ભૌતિકવાદીઓએ, મૂડીદાર વર્ગના પ્રગતિશીલ હિસ્સા જોડે અમુક પ્રમાણમાં એકસંપી કરી લેવાની સાથે સાથે જ, એ હિસ્સો પ્રત્યાઘાતનો અપરાધી બને ત્યારે તેને અડગતાથી ઉઘાડો પાડવો જોઈએ. તેનો અર્થ એવો છે કે અઢારમી સદીના મૂડીદાર વર્ગના, એટલે કે તે જ્યારે ક્રાંતિકારી હતો એ ગાળા દરમિયાન તેના, પ્રતિનિધિઓની જોડે એકસંપીનાં બારણાં બંધ કરી દેવામાં તો માર્ક્સવાદ તથા ભૌતિકવાદનો દ્રોહ જ ગણાય; કેમ કે વર્ચસ્વી ધાર્મિક અંધકારવાદીઓ સામેના આપણા સંઘર્ષમાં ડ્રેવ્સો જોડેની એકસંપી, એક અથવા બીજા રૂપમાં અને એક અથવા બીજા પ્રમાણમાં, આવશ્યક છે.

જોશીલા ભૌતિકવાદનું મુખપત્ર બનવાની નેમ ધરાવતા 'પોદ ઝ્નામેનેમ માર્ક્સીઝમા'[56] સામયિકે નિરીશ્વરવાદી પ્રચારમાં, એ વિષય સંબંધી આપણા સાહિત્યની સમીક્ષાઓમાં, તથા એ ક્ષેત્રમાં આપણા સરકારી કાર્યની

પારાવાર ખામીઓને સુધારી લેવામાં, પુષ્કળ પાનાંનો ઉપયોગ કરવો જોઈએ. આધુનિક મૂડીદાર વર્ગનાં વર્ગ-હિતો તથા વર્ગ-સંગઠનો ધાર્મિક સંસ્થાઓ તથા ધાર્મિક પ્રચારનાં સંગઠનો જોડે કેવી રીતે સંકળાયેલાં છે, એ બતાવતી હકીકતો તથા તુલનાઓ ધરાવતાં પુસ્તકો તથા પુસ્તિકાઓનો ઉપયોગ કરવાની બાબત ખાસ મહત્ત્વની છે.

ધર્મ અને મૂડી વચ્ચેનું સત્તાવાર, રાજ્ય સંબંધી, જોડાણ જ્યાં ઓછું દેખાય છે એવા અમેરિકા દેશને લગતી બધી સામગ્રી અત્યંત મહત્ત્વની છે. પરંતુ, બીજી તરફ, આપણને ઘણું વધારે સ્પષ્ટ જોવા મળે છે કે કહેવાતી "આધુનિક લોકશાહી" (જેને મેન્શેવિકો, સમાજવાદી-ક્રાંતિકારીઓ, તથા અમુક અંશે અરાજકતાવાદીઓ પણ, વગેરે આટલી અણછાજતી રીતે પૂજે છે) તો જે કંઈ મૂડીદાર વર્ગના લાભમાં હોય તેની હિમાયતની, એટલે કે અત્યંત પ્રત્યાઘાતી વિચારો, ધર્મ, અંધકારવાદ, શોષકોનો બચાવ, વગેરેની હિમાયતની, આઝાદી સિવાય બીજું કશું જ નથી.

આશા રાખીએ કે જોશીલું ભૌતિકવાદી મુખપત્ર બનવાની નેમ ધરાવતું સામયિક, આપણા વાંચક સમુદાયોને નિરીશ્વરવાદી સાહિત્યની સમીક્ષાઓ આપીને તેમાં બતાવશે કે કોઈ ખાસ લખાણ વાચકોના કયા વર્તુળને અને કેવી રીતે ઉપયોગી બનશે, અને ઉલ્લેખ કરશે કે આપણા દેશમાં એ વિષયને લગતું શું શું સાહિત્ય પ્રગટ થયું છે (માત્ર સારાં ભાષાંતરોની જ નોંધ લેવી જોઈએ, અને એવાં ભાષાંતરો બહુ ઝાઝાં નથી) તથા હજી શું શું પ્રગટ થવાનું બાકી છે.

'પોદ ઝ્નામેનેમ માર્ક્સીઝમા' અંક ૩,
માર્ચ ૧૯૨૨

ગ્રંથ ૪૫
પૃષ્ઠ ૨૫ — ૨૯

## સ્તેપાનોવ લિખિત
## 'રૂસી સોવિયેત સમવાયી સમાજવાદી પ્રજાસત્તાકનું વિદ્યુતકરણ અને વિશ્વ અર્થકારણની સંક્રમણાત્મક કક્ષા'ની
## પ્રસ્તાવના

હું બધા કોમ્યુનિસ્ટોને કોમરેડ સ્તેપાનોવનું આ પુસ્તક વાંચવાની ભલામણ ખરા દિલે કરું છું.

લેખકને અત્યંત મુશ્કેલ અને મહત્ત્વની સમસ્યાઓની બહુ કાબેલ રજૂઆત કરવામાં સફળતા મળી છે. તેણે બુદ્ધિજીવીઓ માટે (મૂડીવાદી લેખકોની ખરાબમાં ખરાબ રીતભાતની નકલ કરનારા આપણામાંના ઘણા લેખકોમાં ચાલ પડી ગયો છે તે મુજબ) નહિ પરંતુ મહેનતકશ ઈન્સાનો માટે, લોકસમુદાયો માટે, સાધારણ કામદારો તથા કિસાનો માટે, પુસ્તક લખીને બહુ સારું કામ કર્યું છે. જે વાચકોને કૃતિના અમુક વિભાગો સમજવાનું વધારે વિવરણ વગર કઠિન લાગે તેમના લાભાર્થે, અને જે વાચકોને આ વિષય પરત્વે રશિયામાં તથા વિદેશોમાં પ્રકાશિત મુખ્ય કૃતિઓ જોઈ જવાનું મન થાય તેમના લાભાર્થે, લેખકે પૂરક વાંચન માટે પુસ્તકમાં સંદર્ભોની યાદી સામેલ કરી છે. છઠ્ઠા પ્રકરણના શરૂઆતના હિસ્સાનો ખાસ ઉલ્લેખ કરવો જોઈએ. લેખકે તેમાં નવી આર્થિક નીતિના મહત્ત્વની ઝળકતી રૂપરેખા આપી છે, અને વિદ્યુતકરણની શક્યતા અંગે અમુક વર્તુળોમાં જાહેર કરવામાં આવતી "હવાઈ" આશંકાઓના તેજસ્વી જવાબો આપ્યા છે. એવી આશંકાઓ સામાન્ય રીતે તો વિષય અંગે ગંભીર ચિંતનના અભાવને ઢાંકી દેવાનો પડદો જ હોય છે (મતલબ કે જો તે સોવિયેત નિર્માણ તરફ વ્હાઈટગાર્ડ, સમાજવાદી-ક્રાંતિકારી, તથા મેન્શેવિક દુશ્મનાવટને ઢાંકી રાખવાનો પડદો ન હોય તો—પરંતુ વાસ્તવમાં ક્યારેક એમ હોય છે ખરું).

આપણે ત્યાં ખરેખરા (નમાલા નોકરશાહી નહિ) પ્રજાકીય શિક્ષણના સંબંધમાં મોટામાં મોટી ખોટ કોઈ વાતની હોય તો ચોક્કસ આ પુસ્તક જેવાં

“શાળાભ્યાસ ગ્રંથો ”ની (દરેકે દરેક શાળા માટે) જ છે. આપણાં બધા માર્ક્સવાદી લેખકો અખબારી તથા સામયિકી આતશબાજીમાં — જેનાથી સૌ ધરાઈ અને કંટાળી ગયા છે — મહેનત બરબાદ કરી નાખવાને બદલે, એક પણ અપવાદ વગર સઘળા સામાજિક સવાલો વિશે, આવા શાળાભ્યાસ ગ્રંથો, અથવા પાઠયપુસ્તકો, લખવાનું શરૂ કરી દે તો આપણે ત્યાં આજના જેવી નામોશીભરી હાલત ન રહે. આજે, સર્વહારા વર્ગે રાજકીય સત્તા કબજે કરી લીધા પછી લગભગ પાંચ વરસે, **સર્વહારા વર્ગની** રાજ્ય સંચાલિત શાળાઓ તથા યુનિવર્સિટીઓમાં તરુણ લોકોને પુરાણા મૂડીવાદી વિજ્ઞાનીઓ જૂની મૂડીવાદી કચરાપટ્ટીનો ઉપયોગ કરીને શિક્ષણ આપે છે (અથવા ખરું કહીએ તો ભ્રષ્ટ બનાવે છે).

સોવિયેતોની આઠમી કૉંગ્રેસમાં ડિક્રી અપનાવવામાં આવી હતી કે રૂસી સોવિયેત સમવાયી સમાજવાદી પ્રજાસત્તાકમાં, એક પણ અપવાદ વગર તમામ શૈક્ષણિક સંસ્થાઓમાં, વિદ્યુતકરણની યોજનાનું શિક્ષણ ફરજિયાત આપવામાં આવે[57]. બીજી ઘણી ડિક્રીઓની જેમ એ ડિક્રી પણ, આપણામાં (બોલ્શેવિકોમાં) સંસ્કૃતિના અભાવને લીધે, અમલ વગર અભરાઈ ઉપર મુકાઈ ગઈ છે. હવે કોમરેડ સ્તેપાનોવનો “શાળાભ્યાસ ગ્રંથ” પ્રગટ થયો છે એટલે આપણે ખાતરીબંધ વ્યવસ્થા કરવી જોઈએ — અને આપણે કરીશું જ! — કે દરેક જિલ્લા પુસ્તકાલય (અને આગળ જતાં દરેક તાલુકા પુસ્તકાલય) આ પુસ્તકની કેટલીક નકલો મેળવી લે, અને રશિયામાં દરેક વિદ્યુત પાવર સ્ટેશન (એવા સ્ટેશનો આઠ સો કરતાં વધારે છે) આ પુસ્તકની નકલો મેળવી લે એટલું જ નહિ પરંતુ વીજળી વિશે, રૂસી સોવિયેત સમવાયી સમાજવાદી પ્રજાસત્તાકના વિદ્યુતકરણ વિશે, તથા સામાન્ય રૂપમાં ઇજનેરી વિશે લોકભોગ્ય વ્યાખ્યાનોનું આયોજન પણ કરે. આપણે ખાતરીબંધ વ્યવસ્થા કરવી જોઈએ કે દરેક ગ્રામશાળા શિક્ષક આ “શાળાભ્યાસ ગ્રંથ”ને વાંચે તથા આત્મસાત્ કરી લે (તેમાં મદદ કરવા માટે દરેક જિલ્લામાં ઇજનેરો તથા ભૌતિકવિજ્ઞાનના શિક્ષકોનું વર્તુળ અથવા જૂથ રચવું જોઈએ), અને પોતે વાંચે, સમજે, તથા આત્મસાત્ કરી લે એટલું જ નહિ પરંતુ પુસ્તકની વિગતો વિદ્યાર્થીઓને તથા સામાન્ય રીતે જુવાન કિસાનોને સાદી અને બુદ્ધિગમ્ય રીતે જણાવી શકે.

આ કાર્યને પાર પાડવા માટે જરૂરી પ્રયાસો નાનાસૂના નહિ હોય. આપણે ગરીબ અને અભણ છીએ. પરંતુ જો આપણા લોકો સમજી લે કે

તેમણે ચોક્કસ શીખવાનું છે જ, અને તેઓ શીખવા તૈયાર હોય, જો કામદારો અને કિસાનો સાફ સમજી લે કે હવે તેમણે, જમીનદારો તથા મૂડીદારોને "ફાયદો" કરાવતાં અને તેમને માટે નફા પેદા કરતાં નહિ પરંતુ **ખુદ પોતાના** જીવનસંજોગો સુધારતાં, શીખી લેવાનું જ છે, તો એ વાત મહત્ત્વની નથી.

એવી સમજણ અને ઉત્સુકતા છે. એટલે આપણે શીખવાનું ચોક્કસ શરૂ કરી દઈશું, અને બેશક કંઈક શીખી લઈશું.

**લેનિન**

૧૮ માર્ચ, ૧૯૨૨

'પ્રાવદા', અંક ૬૪, ૨૧ માર્ચ, ૧૯૨૨

ગ્રંથ ૪૫
પૃષ્ઠ ૫૧ — ૫૨

## શૈક્ષણિક કાર્યકરોની કૉંગ્રેસને [58]

સાથીઓ, તમારાં અભિવાદન બદલ આભાર. ઊગતી પેઢીને આપણા નૂતન સમાજના નિર્માણના કાર્ય માટે તાલીમ આપવાનું મહાન અને જવાબદારીભર્યું કર્તવ્ય પાર પાડવાની જહેમતોમાં હું તમને સફળતા ઇચ્છું છું.

**લેનિન**

૧૯૨૨ના નવેંબરની ૨૯મી તારીખે
લિખિત

ગ્રંથ ૪૫
પૃષ્ઠ ૩૧૪

રશિયાની વસતિમાં અક્ષરજ્ઞાન વિશે ૧૯૨૦ની વસતિ-ગણતરી ઉપર આધારિત અહેવાલનું તાજેતરનું પ્રકાશન ('રશિયામાં અક્ષરજ્ઞાન', કેંદ્રીય આંકડા પંચ, સાર્વજનિક શિક્ષણ વિભાગ—મોસ્કો, ૧૯૨૨) એક ખૂબ મહત્ત્વની ઘટના છે.

એ અહેવાલમાંથી, રશિયાની વસતિમાં અક્ષરજ્ઞાનની ૧૮૯૭ અને ૧૯૨૦માં હાલત દર્શાવતું ટેબલ હું નીચે ટાંકું છું.

| | એક હજાર પુરુષોમાં અક્ષરજ્ઞાન ધરાવતા પુરુષોની સંખ્યા | | એક હજાર સ્ત્રીઓમાં અક્ષરજ્ઞાન ધરાવતી સ્ત્રીઓની સંખ્યા | | એક હજાર વસતિમાં અક્ષરજ્ઞાન ધરાવતાં માણસોની સંખ્યા | |
|---|---|---|---|---|---|---|
| | ૧૮૯૭ | ૧૯૨૦ | ૧૮૯૭ | ૧૯૨૦ | ૧૮૯૭ | ૧૯૨૦ |
| ૧. યુરોપિયન રશિયા | ૩૨૬ | ૪૨૨ | ૧૩૬ | ૨૫૫ | ૨૨૯ | ૩૩૦ |
| ૨. ઉત્તર કોકેસસ | ૨૪૧ | ૩૫૭ | ૫૬ | ૨૧૫ | ૧૫૦ | ૨૮૧ |
| ૩. સાઇબિરિયા (પશ્ચિમી) | ૧૭૦ | ૩૦૭ | ૪૬ | ૧૩૪ | ૧૦૮ | ૨૧૮ |
| **દેશવ્યાપી સરેરાશ** | ૩૧૮ | ૪૦૯ | ૧૩૧ | ૨૪૪ | ૨૨૩ | ૩૧૯ |

આપણે જ્યારે સર્વહારા વર્ગીય સંસ્કૃતિની અને મૂડીવાદી સંસ્કૃતિના સંબંધમાં તેના સ્થાનની વાતો કરીએ છીએ એવા વખતે, હકીકતો અને આંકડા જાહેર કરે છે કે આપણે તો મૂડીવાદી સંસ્કૃતિના સંબંધમાં પણ ખૂબ

જ ખરાબ હાલતમાં છીએ. આપણે ધારણા રાખી શક્યા હોત તેમ, લાગે છે કે સાર્વજનીન અક્ષરજ્ઞાન પ્રાપ્ત કરવાની સ્થિતિથી આપણે હજુ બહુ જ દૂર છીએ, અને ઝારશાહીના યુગની (૧૮૯૭) સરખામણીમાં પણ આપણી પ્રગતિ બહુ જ ધીમી રહી છે. જે લોકો "સર્વહારા વર્ગીય સંસ્કૃતિ"ના સાતમા આસમાનમાં ઊડી રહ્યા છે તેમને માટે આ હકીકત કડક ચેતવણીની અને લાંછનની બાબત બની રહેવી જોઈએ. આ હકીકત બતાવે છે કે એક સાધારણ પશ્ચિમ યુરોપિયન સભ્ય દેશના ધોરણ સુધી પહોંચવા માટે પણ આપણે હજુ કેટલા વ્યાપક પ્રમાણમાં તાકીદનું તૈયારીકાર્ય કરવાનું છે. તે વધુમાં બતાવે છે કે આપણા સર્વહારા વર્ગીય લાભોના આધાર ઉપર સાચા સાંસ્કૃતિક ધોરણ જેવી કોઈ વસ્તુ સિદ્ધ કરવા માટે આપણે આજે કેટલા વ્યાપક પ્રમાણમાં કામ કરવાનું જરૂરી છે.

આપણે આ નિર્વિવાદ પરંતુ વધારે પડતી સૈદ્ધાંતિક સ્થાપના પૂરતા જ સીમિત ન રહેવું જોઈએ. આપણે આગલી વાર ત્રિમાસિક બજેટમાં સુધારાવધારા કરીએ એ જ વખતે આ બાબતને અમલી રૂપમાં પણ હાથમાં લેવી જ જોઈએ. સૌપ્રથમ તો આપણે બેશક શિક્ષણના લોક-કમિસારિયાત સિવાય બીજા સરકારી ખાતાંઓના ખર્ચમાં કાપ મૂકવો જ પડશે, અને એ રીતે મુક્ત થયેલી રકમોને શિક્ષણના લોક-કમિસારિયાતની જરૂરિયાતો માટે ફાળવવી જોઈએ. હાલની જેમ પ્રમાણમાં સારા પુરવઠાવાળા વરસમાં શાળાના શિક્ષકોના રોટીના રૅશનમાં વધારો કરવામાં આપણે કંજૂસાઈ ન જ કરવી જોઈએ.

સામાન્ય રૂપે, સાર્વજનિક શિક્ષણના ક્ષેત્રમાં કરવામાં આવતું કામ વધારે પડતું સંકુચિત છે એમ ન કહી શકાય. પુરાણા શિક્ષકોને તેમના ચીલામાંથી બહાર કાઢવા માટે, નવી રીતોમાં અને ધર્મ જેવી સમસ્યાઓમાં તેમનો રસ જાગ્રત કરવા માટે, સારી પેઠે કામ કરવામાં આવી રહ્યું છે.

પરંતુ આપણે મુખ્ય કામ કરતા જ નથી. આપણે જો કોઈ પણ પ્રકારની સંસ્કૃતિ જરા પણ ઇચ્છતા હોઈએ, સર્વહારા વર્ગીય કે પછી મૂડીવાદી સંસ્કૃતિ સુદ્ધાં ઇચ્છતા હોઈએ, તો તેને માટે તદ્દન આવશ્યક ઊંચા સ્તરે શાળાશિક્ષકને લઈ જવા માટે કશું જ કરતા નથી, અથવા પૂરતું ગણાય એથી બહુ ઓછું કરીએ છીએ. આપણે અર્ધ-એશિયાઈ અજ્ઞાનતાને ધ્યાનમાં રાખવી જ જોઈએ. આપણે તેમાંથી હજી છુટકારો મેળવી શક્યા નથી, અને જહેમતભર્યા પ્રયાસ વગર મેળવી શકીએ એમ પણ નથી — જોકે તેને

માટે પૂરતી તકો મોજૂદ છે કેમ કે લોકસમુદાયો ખરી સંસ્કૃતિના જેટલા ઈચ્છુક આપણા દેશમાં છે એટલા બીજે ક્યાંય નથી; એ સંસ્કૃતિની સમસ્યાઓ ઉપર જેટલું સર્વાંગી ધ્યાન આપણા દેશમાં આપવામાં આવે છે એટલું બીજે ક્યાંય આપવામાં આવતું નથી; બીજા કોઈ પણ દેશમાં રાજ્ય સત્તા કામદાર વર્ગના હાથમાં નથી, પોતાની સંસ્કૃતિની તો નહિ કહું પણ પોતાના અક્ષરજ્ઞાનની કમીઓ વિશે પૂરી વાકેફગારી ધરાવતા કામદાર વર્ગના હાથમાં નથી; આ સંબંધમાં પોતાની સ્થિતિને સુધારવા માટે જે બલિદાનો આપવા કામદાર વર્ગ આપણા દેશમાં તૈયાર છે, અને વાસ્તવમાં આપી પણ રહ્યો છે, એવાં બલિદાનો આપવા બીજે ક્યાંય પણ કામદાર વર્ગ તૈયાર નથી.

પ્રથમ કદમ રૂપે આપણા રાજ્ય બજેટમાં, પ્રાથમિક સાર્વજનિક શિક્ષણની જરૂરિયાતો સંતોષવા માટે, જરૂરી ફેરફાર કરવાની દિશામાં આપણે હજુ પણ અતિ ઓછું, અતિ અતિ ઓછું, કરી રહ્યા છીએ. આપણા શિક્ષણના લોક-કમિસારિયાતમાં પણ આપણને ઘણી ઘણી વાર રાજ્યની કોઈ પ્રકાશન સંસ્થામાં કર્મચારીઓની સંખ્યામાં શરમજનક અતિરેક જોવા મળે છે. આ હકીકત એવા ખ્યાલથી તદ્દન ઊલટી છે કે રાજ્ય માટે ફિકરની પહેલી બાબત પ્રકાશન સંસ્થાઓની નહિ પરંતુ વાંચનારા લોકોની, વાંચી શકે એવા માણસોની સંખ્યામાં વધારો કરવાની, હોવી જોઈએ, જેથી ભાવિ રશિયામાં પુસ્તકોના પ્રકાશનને અધિક વિસ્તૃત રાજકીય ક્ષેત્ર સાંપડે. પુરાણી (અને ખરાબ) હાલતને લીધે આપણે હજુ પણ જનતામાં અક્ષરજ્ઞાનના પ્રસાર જેવા સામાન્ય રાજકીય સવાલ કરતાં પુસ્તક પ્રકાશન જેવા ટેકનિકલ સવાલોમાં ઘણો વધારે વખત અને ઘણી વધારે મહેનત લગાવીએ છીએ.

આપણે ગ્લાવપ્રોફોબ્રને (કેંદ્રીય ધંધાકીય શિક્ષણ બોર્ડને) લઈએ તો ખાતરી રાખી શકીએ કે ત્યાં પણ આપણને ફાલતુ અને વિભાગીય હિતોના અતિરેકવાળું ઘણુંબધું જોવા મળશે, વ્યાપક સાર્વજનિક શિક્ષણ સાથે મેળ ન ખાતું હોય એવું ઘણું જોવા મળશે. કેંદ્રીય ધંધાકીય શિક્ષણ બોર્ડમાં આપણને જોવા મળતું બધું તો કોઈ રીતે એવું નથી જ કે જેને આપણે, સૌપ્રથમ યુવાન કારખાના-કામદારોના શિક્ષણને સુધારવાની તથા અમલી મોડ આપવાની વાજબી ખાએશની દૃષ્ટિએ, ઉચિત ઠરાવી શકીએ. આપણે જો કેંદ્રીય ધંધાકીય શિક્ષણ બોર્ડના સ્ટાફની કાળજીપૂર્વક જાંચ કરીશું તો આપણને ઘણુંબધું એવું જોવા મળશે કે જે અતિરેકવાળું અને એ દૃષ્ટિએ જોતાં બનાવટી છે, અને તેને ખતમ કરી નાખવું જોઈએ. સર્વહારા વર્ગીય

અને કિસાન રાજ્યમાં હજુ ઘણું બધું એવું છે કે જનતામાં અક્ષરજ્ઞાનને પ્રોત્સાહિત કરવાના હેતુ માટે જેમાં કરકસર કરી શકાય અને કરવી જ જોઈએ. એ કાર્ય એવી સંસ્થાઓને બંધ કરી દઈને સાધી શકાય કે જે અર્ધ-ઉમરાવશાહી પ્રકારના લોકોના મનોરંજનનું સાધન બની રહેલી છે અથવા, જનતામાં અક્ષરજ્ઞાન વિશે આંકડાઓમાં છતી થઈ ગયેલી હાલતને ધ્યાનમાં લેતાં, જેના વગર આપણે ચલાવી લઈ શકીએ એમ છીએ અને આગામી લાંબા કાળ સુધી ચલાવી લેવું પડશે.

આપણા શાળાશિક્ષકને આપણે એવા ઊંચા ધોરણે લઈ જવો પડશે કે જે તેણે મૂડીવાદી સમાજમાં કદી હાંસલ કર્યું નથી અને કરી શકે પણ નહિ. આ તો ઉઘાડું સત્ય છે, તેને સાબિતીની જરૂર નથી. આપણે એવા સંજોગોના સર્જનની કોશિશ શિક્ષકના સાંસ્કૃતિક ધોરણનો ઉત્કર્ષ સાધવાના, તેના સાચેસાચ ઉમદા વ્યવસાય માટે તેને સર્વાંગી તાલીમ આપવાના, અને— મુખ્યત્વે, મુખ્યત્વે અને મુખ્યત્વે—તેની ભૌતિક હાલત સુધારવાના એકધારા, પદ્ધતિસર, તથા ખંતીલા કાર્ય મારફત કરવી જોઈએ.

શાળાશિક્ષકોનું સંગઠન સાધવાના પ્રયાસોને આપણે પદ્ધતિસર વધારે વેગીલા બનાવવા જોઈએ, જેથી મૂડીવાદી પદ્ધતિના ગઢનું જે સ્થાન એક પણ અપવાદ વગર બધા મૂડીવાદી દેશોમાં તેઓ હજુ ધરાવી રહ્યા છે તેમાંથી તેમનું રૂપાંતર સમાજવાદી પદ્ધતિના ગઢમાં કરી શકાય, અને તેમની મારફત કિસાનપ્રજાને મૂડીદાર વર્ગ સાથેની એકસંપીમાંથી જુદી દિશામાં વાળી શકાય તથા સર્વહારા વર્ગ સાથેની એકસંપીમાં આણી શકાય.

આ સંબંધમાં ગામડાંની નિયમિત મુલાકાતોના મહત્ત્વ ઉપર હું સંક્ષેપમાં ભાર મૂકવા માગું છું. વાત સાચી છે કે એવી મુલાકાતો શરૂ થઈ ચૂકી છે, અને તેને એકધારો પ્રવેગ આપવો જોઈએ. ગામડાંની મુલાકાતો જેવાં કદમોની બાબતમાં આપણે પૈસાનો લોભ ન કરવો જોઈએ— પૈસા તો આપણે ઘણી ઘણી વાર રાજ્યના એવા તંત્ર ઉપર વેડફીએ છીએ કે જે લગભગ આખું ગત ઐતિહાસિક યુગની પેદાશ છે.

૧૯૨૨ના ડિસેંબરમાં સોવિયેતોની કૉંગ્રેસ સમક્ષ મારે જે પ્રવચન કરવાનું હતું તેને માટે ગામવાસીઓની બાબતમાં શહેરી કામદારોએ અપનાવેલી મુરબ્બીપણાની જવાબદારી સંબંધી માહિતી મેં એકઠી કરેલી. તેનો અમુક હિસ્સો મને કોમરેડ ખોદોરોવ્સ્કીએ મેળવી આપ્યો હતો, અને હું એ સમસ્યાની છણાવટ કરીને તેને કૉંગ્રેસ મારફત જાહેરાત આપી

શક્યો નથી એટલે એ બાબતને હવે સાથીઓ સમક્ષ ચર્ચા માટે પેશ કરું છું.

અહીં આપણી સમક્ષ એક મૂળભૂત રાજકીય સવાલ ઉપસ્થિત છે—ગ્રામવિસ્તાર અને શહેર વચ્ચેના સંબંધોનો સવાલ—જે આપણી સમગ્ર ક્રાંતિ માટે નિર્ણાયક મહત્ત્વ ધરાવે છે. મૂડીવાદી રાજ્યની પૂરી કોશિશો શહેરી કામદારોને કેફ ચડાવી દેવાના ધ્યેયમાં કેંદ્રિત હોય છે, રાજ્યના ખર્ચે તેમ જ ઝારશાહી તેમ જ મૂડીવાદી પાર્ટીઓના ખર્ચે પ્રકાશિત સમગ્ર સાહિત્ય એ જ હેતુને અનુરૂપ હોય છે, એટલે આપણે આપણી રાજકીય સત્તાનો ઉપયોગ શહેરી કામદારને ગામોના સર્વહારાઓમાં સામ્યવાદી વિચારોના પ્રસારનું વાહન બનાવવા માટે કરી શકીએ અને કરવો જ જોઈએ.

મેં "સામ્યવાદી" કહ્યું છે. પણ ગેરસમજણ થાય અથવા વધારે પડતો શાબ્દિક અર્થ તારવવામાં આવે એવી બીકે હું ઝટ ખુલાસો કરી લઉં છું. કોઈ પણ સંજોગોમાં આનો અર્થ એવો નથી જ તારવવાનો કે આપણે તત્કાળ ગ્રામવિસ્તારોમાં વિશુદ્ધ અને કેવળ સામ્યવાદી વિચારોનો પ્રચાર કરવો જોઈએ. આપણા ગ્રામવિસ્તારોમાં જ્યાં સુધી સામ્યવાદના ભૌતિક આધારનો અભાવ છે ત્યાં સુધી તો એમ કરવું એ સામ્યવાદ માટે, મારે કહેવું જોઈએ કે, હાનિકારક સાબિત થશે, મારે કહેવું જોઈએ કે હકીકતમાં ઘાતક સાબિત થશે.

એ તો હકીકત છે. આપણે શરૂઆત, ગ્રામવિસ્તારોમાં સામ્યવાદનું આરોપણ કરવાના પૂર્વનિર્ધારિત લક્ષ્ય વગર, શહેરો અને ગામો વચ્ચે સંપર્કો સ્થાપીને કરવી જોઈએ. ગ્રામીણ ઈલાકાઓમાં એ લક્ષ્ય વર્તમાન સમયે સિદ્ધ થઈ શકે એમ નથી. તે સમયોચિત નથી, અને વર્તમાન સમયે એવું લક્ષ્ય નિર્ધારિત કરવાથી તો ધ્યેયને લાભ થવાને બદલે હાનિ જ પહોંચે.

પરંતુ આપણી ફરજ છે કે આપણે શહેરી કામદારો અને ગામોના મહેનતકશ લોકો વચ્ચે સંપર્કો સ્થાપીએ, તેમની વચ્ચે એવા પ્રકારની સાથીદારીની ભાવના સ્થાપીએ કે જે સહેલાઈથી ઉત્પન્ન કરી શકાય એમ છે. આ તો સત્તા ધરાવતા કામદાર વર્ગનાં મૂળભૂત કર્તવ્યોમાંનું એક છે. તેને પાર પાડવા માટે આપણે કારખાનાંના કામદારોનાં એવાં સંખ્યાબંધ મંડળો (પાર્ટીનાં, ટ્રેડ યુનિયનોનાં, અને ખાનગી) સ્થાપવાં જ જોઈએ કે જે ગામોને તેમના સાંસ્કૃતિક વિકાસમાં સહાય કરવાની પ્રવૃત્તિ નિયમિત ચલાવે.

શક્ય છે ખરું કે બધાં શહેરી જૂથોને બધાં ગ્રામવાસી જૂથોની સાથે

"સાંકળી લેવામાં" આવે જેથી પ્રત્યેક કામદાર વર્ગીય જૂથ પોતાની સાથે "સંકળાયેલા" ગ્રામવાસી જૂથની સાંસ્કૃતિક જરૂરિયાતો સંતોષવાની પ્રત્યેક તકનો, પ્રત્યેક પ્રસંગનો, લાભ લગાતાર લઈ શકે? કે પછી સંપર્કનાં બીજાં રૂપો શોધી કાઢવાનું શક્ય બનશે ખરું? સાથીઓનું આ સવાલ પ્રત્યે ધ્યાન ખેંચવા માટે, પશ્ચિમ સાઇબિરિયાના અનુભવ (જેની તરફ કોમરેડ ખોદોરોવ્સ્કીએ મારું ધ્યાન ખેંચેલું) પ્રત્યે નિર્દેશ કરવા માટે, અને આ વિરાટ વિશ્વ ઐતિહાસિક સાંસ્કૃતિક કર્તવ્યને પૂરા પરિમાણ સહિત પેશ કરવા માટે, હું અહીંયાં માત્ર તેના નિરૂપણ પૂરતો જ સીમિત રહું છું.

ગ્રામવિસ્તારો માટે આપણે સત્તાવાર બજેટ ઉપરાંત અથવા સત્તાવાર સાધનોના ઉપયોગ સિવાય બીજું કંઈ લગભગ બિલકુલ નથી કરતા. એ સાચું કે આપણા દેશમાં શહેર અને ગામો વચ્ચેના સાંસ્કૃતિક સંબંધોનું સ્વરૂપ આપમેળે અને અનિવાર્ય રીતે બદલતું જાય છે. મૂડીવાદી પદ્ધતિમાં શહેરે ગ્રામવિસ્તારોમાં આર્થિક, નૈતિક, ભૌતિક, ઇત્યાદિ સડો દાખલ કર્યો હતો. આપણા દાખલામાં, શહેરો આપમેળે જ એથી તદ્દન ઊલટી બાબતોને ગ્રામવિસ્તારોમાં દાખલ કરવા લાગ્યાં છે. પરંતુ હું ફરી વાર કહું છું કે આ બધું પોતાની મેળે, આપોઆપ, થઈ રહ્યું છે, અને તેને સભાનતાથી, વ્યવસ્થિત રીતે, અને પદ્ધતિસર કરીને તેમાં સુધારો આણવાનું (તથા આગળ જતાં તેમાં સો ગણી વૃદ્ધિ કરવાનું) શક્ય છે.

આપણે આ સવાલનું પરીક્ષણ કરી લઈએ ત્યાર પછી જ, બાબતને હાથમાં લેવા તેમ જ ચર્ચાવિચારણા કરીને કામ ચાલુ કરાવી દેવા માટે કામદારોનાં અનેકવિધ પ્રકારનાં મંડળોની સ્થાપના કરી લઈએ — તેમને કામની નોકરશાહીની રીતોમાં સરી પડતાં અટકાવવાની પૂરી કોશિશો કરીએ — ત્યાર પછી જ, આગળ વધવાનું શરૂ કરી શકીશું (અને ત્યારે ચોક્કસ સો ગણી વધારે ઝડપે આગળ ધપીશું).

૨ જાન્યુઆરી, ૧૯૨૩

'પ્રાવદા', અંક ૨, ૪ જાન્યુઆરી, ૧૯૨૩

ગ્રંથ ૪૫
પૃષ્ઠ ૩૬૩ — ૩૬૮

## 'સહકારી પ્રવૃત્તિ વિશે' નામક લેખમાંથી

"સભ્ય" (મુખ્યત્વે સાક્ષર) યુરોપવાસીના દૃષ્ટિબિંદુથી દરેકે દરેક માણસને સહકારી કાર્યોમાં નિષ્ક્રિય નહિ પરંતુ સક્રિય ભાગ લેવા માટે તૈયાર કરવાની દિશામાં આપણે માટે ખાસ વધારે કંઈ કરવાનું બાકી રહ્યું નથી. સાચું પૂછો તો આપણે "ફક્ત" એક જ વાત કરવાની બાકી રાખી છે, અને એ છે આપણા લોકોને "સભ્ય" બનાવવાની, જેથી સહકારી સંસ્થાઓના કાર્યમાં સૌની સામેલગીરીના ફાયદાઓને તેઓ સમજી શકે અને એ રીતે સામેલગીરીની પ્રવૃત્તિને સંગઠિત કરે. "ફક્ત" એટલું જ. સમાજવાદ તરફ આગળ વધવા માટે હવે કોઈ બીજી તરકીબોની જરૂર નથી. પરંતુ એ "ફક્ત"ને સિદ્ધ કરવા માટે એક આખી ક્રાંતિની જરૂર પડશે— સમગ્ર જનતાને સાંસ્કૃતિક વિકાસના એક આખા તબક્કામાંથી પસાર થવું પડશે. એટલે આપણો નિયમ આવો હોવો જોઈએ: બને એટલી ઓછી પંડિતાઈ હાંકવી અને બને એટલા ઓછા ઠેકડા મારવા. એ બાબતમાં નવી આર્થિક નીતિ પ્રગતિ છે કેમ કે તે કોઈ પણ તદ્દન સાધારણ કિસાનના સ્તરને અનુકૂળ છે અને કિસાન પાસેથી તે એથી કશી વધારે અપેક્ષા નથી રાખતી. પરંતુ નવી આર્થિક નીતિ દ્વારા સમગ્ર વસતિને સહકારી સંસ્થાઓના કાર્યમાં ભાગ લેતી કરવામાં તો એક આખો ઐતિહાસિક યુગ વીતી જશે. જલદીમાં જલદી કરીએ તો પણ એ કામને સિદ્ધ કરતાં આપણને એક કે બે દાયકા તો લાગવાના જ. તોપણ એ એક વિશિષ્ટ ઐતિહાસિક યુગ હશે, અને એવા ઐતિહાસિક યુગ વગર, સાર્વત્રિક અક્ષરજ્ઞાન વગર, કાર્યક્ષમતાના યોગ્ય ધોરણ વગર, વસતિને પુસ્તક-વાચનની ટેવ પાડવા માટે જરૂરી તાલીમ આપ્યા વગર, અને તે માટેના ભૌતિક આધાર વગર, નબળો પાક તથા

દુકાળ વગેરેની વિરુદ્ધ સલામતી માટે અમુક પ્રમાણમાં જરૂરી વ્યવસ્થા વગર — એ વગર આપણે આપણું ધ્યેય સિદ્ધ નહિ જ કરી શકીએ. હવે એટલું કામ બાકી રહ્યું છે કે આપણે ક્રાંતિકારી પ્રવૃત્તિઓની વ્યાપકતાનો, આપણે દાખવેલા ઉત્સાહનો — આપણે જેને પૂરતા પ્રમાણમાં દાખવ્યો છે અને જેને પૂર્ણ સફળતાનું ગૌરવ પ્રદાન કર્યું છે એ ઉત્સાહનો — એ સર્વનો સમન્વય (હું લગભગ એમ કહેવા તૈયાર છું કે) સમજદાર અને કાબેલ વેપારી બનવાની આવડત — જે સારા સહકારી બનવા માટે પૂરતી છે — જોડે સાધતાં આપણે શીખી લઈએ. સમજદાર અને કાબેલ વેપારી બનવાની આવડતનો હું ઉલ્લેખ કરું છું ત્યારે તેનો અર્થ છે સુસંસ્કૃત વેપારી બનવાની આવડત. પોતે વેપાર કરે છે એટલે પોતે સારા વેપારીઓ છે એમ ધારી લેતા રશિયનો કે સાદા કિસાનો આ વાતને સારી પેઠે પોતાનાં ભેજાંમાં ઉતારી લે. તેઓ ધારી લે છે એવું તાત્પર્ય નીકળતું જ નથી. તેઓ વેપાર કરે છે એ ખરું, પરંતુ સુસંસ્કૃત વેપારીઓ થવાથી તેઓ બહુ જ દૂર છે. હાલ તેઓ એશિયાવાસીની રીતે વેપાર કરે છે, પરંતુ વેપારી બનવું હોય તો માણસે યુરોપવાસીની રીતે વેપાર કરવો જોઈએ. એ સ્થિતિથી તેઓ હજુ એક આખા યુગ જેટલા પાછળ છે.

૪ જાન્યુઆરી, ૧૯૨૩

## ૨

રોબર્ટ ઓવેનથી માંડીને ત્યાર પછીના બધા પુરાણા સહકારવાદીઓની યોજનાઓ કલ્પનાવિહારી શા માટે હતી? કારણ કે તેઓ વર્ગવિગ્રહના, કામદાર વર્ગ દ્વારા રાજકીય સત્તા કબજે કરી લેવાના, અને શોષક વર્ગના શાસનને ઉથલાવી પાડવાના સવાલો જેવા મૂળભૂત સવાલોને ગણતરીમાં લીધા વગર જ સમકાલીન સમાજની શાંતિમય રીતે સમાજવાદી સમાજમાં પુનર્ઘટના કરવાનાં સ્વપ્નાં સેવતા હતા. એટલે જ, એ "સહકારી" સમાજવાદને તદ્દન કલ્પનાવિહારી ગણવામાં, વસતિને સહકારી સંસ્થાઓમાં ફક્ત સંગઠિત કરીને જ વર્ગશત્રુઓને વર્ગસહયોગીઓમાં પલટાવી નાખવાના તથા વર્ગયુદ્ધને વર્ગશાંતિમાં (કહેવાતી નાગરિક શાંતિ) પલટાવી નાખવાના એ સ્વપ્નને આસમાની અને ઉપરચોટિયું સુદ્ધાં ગણવામાં, આપણે ખરા જ છીએ.

વર્તમાન સમયના મૂળભૂત કાર્યના દૃષ્ટિકોણથી આપણે નિસ્સંદેહ ખરા જ હતા કેમ કે રાજકીય સત્તા માટેના વર્ગવિગ્રહ વગર રાજ્યમાં સમાજવાદની સ્થાપના ન જ થઈ શકે.

પરંતુ રાજકીય સત્તા કામદાર વર્ગના હાથમાં આવી ગઈ છે એટલે, શોષકોની રાજકીય સત્તાને ઉથલાવી પાડવામાં આવી છે એટલે, અને ઉત્પાદનનાં બધાં સાધનો (એ સાધનો સિવાય કે જેને કામદારોનું રાજ્ય અમુક શરતે અને નિશ્ચિત સમય માટે છૂટછાટોના રૂપમાં, સ્વેચ્છાએ શોષકોને હવાલે કરી દે છે) કામદાર વર્ગની માલિકીનાં થઈ ગયાં છે એટલે, હવે પરિસ્થિતિમાં કેવું પરિવર્તન આવી ગયું છે તે જુઓ.

હવે આપણને એમ કહેવાનો અધિકાર છે કે આપણે માટે ફક્ત સહકારી પ્રવૃત્તિનો વિકાસ (ઉપર ઉલ્લેખિત "જરાક" અપવાદ સાથે) સમાજવાદના વિકાસ જોડે એકરૂપતા ધરાવે છે, અને સાથે સાથે આપણે એ વાત પણ કબૂલ કરવી જ જોઈએ કે સમાજવાદ વિશેના આપણા આખા દૃષ્ટિકોણમાં મૂલસ્પર્શી ફેરફાર થયો છે. મૂલસ્પર્શી ફેરફાર આ છે: પહેલાં આપણે મુખ્ય ભાર રાજકીય સંઘર્ષ ઉપર, ક્રાંતિ ઉપર, સત્તા કબજે કરી લેવા ઉપર, વગેરે ઉપર મૂક્યો હતો. હવે ભાર મૂકવામાં પરિવર્તન થઈ રહ્યું છે, અને એ ભારને ત્યાંથી હઠાવીને શાંતિમય, સંગઠનાત્મક, "સાંસ્કૃતિક" કાર્ય ઉપર મૂકવામાં આવી રહ્યો છે. આપણા આંતરરાષ્ટ્રીય સંબંધોરૂપી કારણ વચ્ચે ન હોત, આપણા સ્થાન માટે આપણે સમગ્ર દુનિયાના પાયા ઉપર લડવું પડે છે એ હકીકત વચ્ચે ન હોત, તો મેં કહ્યું હોત કે એ ભાર શૈક્ષણિક કાર્ય ઉપર મૂકવામાં આવી રહ્યો છે. પરંતુ આપણે એ વાતને બાજુ પર રાખી દઈએ અને આંતરિક આર્થિક સંબંધો પૂરતા જ સીમિત રહીએ તો આપણા કાર્યમાં ભાર નિશ્ચિત રૂપે ખસીને શિક્ષણ ઉપર આવી રહ્યો છે.

આપણી સમક્ષ બે મુખ્ય કાર્યો છે, જે મળીને યુગ બની રહે છે. જે રાજ્યતંત્ર તદ્દન અર્થહીન છે અને જેને આપણે સમગ્ર રૂપે પુરોગામી યુગમાંથી આપણા હાથમાં લઈ લીધું છે તેની પુનર્ઘટના કરવાનું કામ આપણું પ્રથમ કાર્ય છે; સંઘર્ષનાં ગત પાંચ વર્ષ દરમિયાન આપણે તેની જોરદાર પુનર્ઘટના કરી નથી, કરી શક્યા નથી. આપણું બીજું કાર્ય છે કિસાનોમાં શૈક્ષણિક પ્રવૃત્તિનું. અને કિસાનોમાં ચલાવવાની એ શૈક્ષણિક પ્રવૃત્તિનું આર્થિક ધ્યેય છે તેમને સહકારી સંસ્થાઓમાં સંગઠિત કરવાનું. સમગ્ર કિસાન પ્રજાને જો સહકારી સંસ્થાઓમાં સંગઠિત કરી લેવામાં આવી હોત તો આપણે

અત્યાર સુધીમાં બેઉ પગ સમાજવાદની ધરતી ઉપર ટેકવીને ઊભા હોત. પરંતુ સમગ્ર કિસાનપ્રજાનું સહકારી સંસ્થાઓમાં સંગઠન કિસાનોમાં (જનતામાં વ્યાપક પ્રધાનતા ધરાવતો સમુદાય હોવાને કારણે ચોક્કસ રૂપે કિસાનોમાં જ) એવા સાંસ્કૃતિક ધોરણની પૂર્વધારણા કરે છે જે હકીકતમાં સાંસ્કૃતિક ક્રાંતિ વગર સિદ્ધ થઈ શકે નહિ.

આપણા વિરોધીઓએ આપણને વારંવાર કહ્યું છે કે સંસ્કૃતિનો અપૂરતો વિકાસ ધરાવતા દેશમાં સમાજવાદની સ્થાપના કરવાનું માથે લેવામાં આપણે ઉતાવળિયું વર્તન કર્યું છે. પરંતુ તેઓ એ વાતથી ખોટે માર્ગે દોરવાઈ ગયા છે કે આપણે શરૂઆત સિદ્ધાંતમાં (બધા પ્રકારના વિદ્યાદંભીઓના સિદ્ધાંતમાં) નિર્દેશિત છેડેથી નહિ પણ એથી ઊલટે છેડેથી કરી છે કેમ કે આપણા દેશમાં રાજકીય અને સામાજિક ક્રાંતિ સાંસ્કૃતિક ક્રાંતિની પહેલાં થઈ ગઈ છે, એ જ સાંસ્કૃતિક ક્રાંતિની પહેલાં કે જેને પૂર્ણ કરવાનું કાર્ય હવે આપણી સમક્ષ ઉપસ્થિત છે.

એ સાંસ્કૃતિક ક્રાંતિ હવે આપણા દેશને પૂર્ણ રીતે સમાજવાદી દેશ બનાવી દેવા માટે પૂરતી છે, પરંતુ એ સાંસ્કૃતિક ક્રાંતિ શુદ્ધ રીતે સાંસ્કૃતિક (કેમ કે આપણે નિરક્ષર છીએ) અને ભૌતિક પ્રકારની (કેમ કે સુસંસ્કૃત બનવા માટે આપણે ઉત્પાદનનાં ભૌતિક સાધનોનો ચોક્કસ વિકાસ સાધવો જ જોઈએ, આપણે ભૌતિક આધાર ધરાવવો જ જોઈએ) ભારે મોટી મુશ્કેલીઓ આપણી સમક્ષ ખડી કરે છે.

૬ જાન્યુઆરી, ૧૯૨૩

ગ્રંથ ૪૫
પૃષ્ઠ ૩૭૨ – ૩૭૩,
૩૭૫ – ૩૭૭

## ‘આપણી ક્રાંતિ’ નામક લેખમાંથી

## (એન. સુખાનોવની નોંધોના સંદર્ભમાં)

૨

તમે કહો છો કે સમાજવાદના નિર્માણ માટે સભ્યતા જરૂરી છે. બહુ સારી વાત. પરંતુ પહેલાં આપણે આપણા દેશમાં જમીનદારો અને રૂસી મૂડીદારોની હકાલપટ્ટી જેવા સભ્યતાના પૂર્વસંજોગો પેદા કરી લઈને પછી સમાજવાદ તરફ આગળ કેમ ન વધી શકીએ? ઘટનાઓના રૂઢિગત ઐતિહાસિક ક્રમમાં એવા ફેરફાર વર્જિત અથવા અશક્ય હોવાનું તમે ક્યાં અને કયાં પુસ્તકોમાં વાંચ્યું છે?

હું ધારું છું કે આમ નેપોલિયને લખ્યું છે: «On s’engage et puis... on voit» તેનો મુક્ત અનુવાદ કરવામાં આવે તો આવો અર્થ નીકળે: “પહેલાં ગંભીર લડાઈમાં પડો અને પછી જુઓ કે શું થાય છે.” વારુ, તો આપણે પણ ૧૯૧૭ના ઑક્ટોબરમાં ગંભીર લડાઈ લડયા અને પછી બ્રેસ્તની સુલેહ[59], નવી આર્થિક નીતિ, ઇત્યાદિ જેવી વિગતો (વિશ્વ ઈતિહાસના દૃષ્ટિકોણથી જોઈએ તો એ ચોક્કસ વિગતો જ છે) જોઈ. અને હવે એ વાતમાં શંકાને સ્થાન જ નથી કે મુખ્યત્વે આપણે વિજયી રહ્યા છીએ.

સુખાનોવથીયે વધારે મવાળપંથી સામાજિક-લોકશાહીવાદીઓની વાત તો જવા દઈએ, આપણા સુખાનોવો કદી સ્વપ્નમાં પણ એવી કલ્પના નથી કરતા કે ક્રાંતિઓ કોઈ બીજી રીતે થઈ શકે. આપણા યુરોપિયન કૂપમંડૂકો કદી સ્વપ્નમાં પણ એવી કલ્પના નથી કરતા કે ઘણી વધારે વ્યાપક વસતિઓ ધરાવતા, તથા ઘણી વધારે વ્યાપક વિવિધતાઓથી ભરેલી સામાજિક હાલતો ધરાવતા, પૂર્વના દેશોમાં હવે પછી થનારી ક્રાંતિઓ, રશિયન ક્રાંતિ કરતાં પણ વધારે નિરાળાં લક્ષણો નિ:શંક પ્રદર્શિત કરશે.

કહેવાની ભાગ્યે જ જરૂર છે કે કાઉત્સ્કીના વિચારો અનુસાર લખવામાં આવેલું પાઠ્યપુસ્તક તેના જમાનામાં ખૂબ ઉપયોગી હતું. પરંતુ તેમ છતાં, એવા વિચારને તજી દેવાનો સમય હવે પાકી ગયો છે કે ત્યારપછીના વિશ્વ ઈતિહાસના વિકાસનાં બધાં રૂપોની આગાહી એ પાઠ્યપુસ્તકમાં થઈ ગઈ હોય. જે લોકો એમ માનતા હોય તેઓ સીધાસાદા મૂરખાઓ જ છે, એવું કથન સમયસરનું ગણાશે.

૧૭ જાન્યુઆરી, ૧૯૨૩


૩૦ મે, ૧૯૨૩ના 'પ્રાવદા'ના અંક ૧૧૭માં પ્રકાશિત

ગ્રંથ ૪૫
પૃષ્ઠ ૩૮૧ — ૩૮૨

[1] લેનિને આ લેખ, ૧૮૯૫ના મે માસના 'રૂસ્સ્કોયે બોગાત્સ્ત્વો'માં પ્રગટ થયેલા યુઝાકોવના 'શૈક્ષણિક તરંગવિહાર. દેશવ્યાપી ફરજિયાત માધ્યમિક શિક્ષણની યોજના' નામક લેખના જવાબમાં લખ્યો હતો.
યુઝાકોવે ખેતીવાડી માધ્યમિક શાળાઓમાં ફરજિયાત શિક્ષણનું સૂચન કર્યું હતું અને જણાવ્યું હતું કે ગરીબ વિદ્યાર્થીઓ પોતાના શિક્ષણનું ખર્ચ ખેતીવાડીમાં કામ કરીને ચૂકવી આપે. લેનિને એ યોજનાની સખત ટીકા કરી હતી અને તેનું પ્રત્યાઘાતી સ્વરૂપ બતાવી આપ્યું હતું.—પૃ. ૧૪

[2] **'રૂસ્સ્કોયે બોગાત્સ્ત્વો'** (રૂસી સમૃદ્ધિ)—૧૮૭૬થી ૧૯૧૮ સુધી પિટર્સબર્ગમાં પ્રકાશિત થતું રહેલું માસિક. ઓગણીસમી સદીના છેલ્લા દાયકાના આરંભમાં તે લિબરલ નરોદવાદીઓનું મુખપત્ર હતું. માસિકે ઝારશાહી જોડે સમાધાનની નીતિ અપનાવી હતી અને માર્ક્સવાદ તથા રૂસી માર્ક્સવાદીઓ સામે કટ્ટર સંઘર્ષ ચલાવ્યો હતો.—પૃ.૧૪

[3] **નરોદવાદ**—ઓગણીસમી સદીના સાતમા તથા આઠમા દાયકા દરમિયાન રશિયન ક્રાંતિકારી આંદોલનનો એક નિમ્ન-મૂડીવાદી વિચાર-પ્રવાહ. એ નિમ્ન-મૂડીવાદી આંદોલનનું અંતિમ લક્ષ્ય આપખુદશાહીની નાબૂદીનું અને જાગીરોની જમીન કિસાનોને હવાલે કરી દેવાનું હતું. નરોદવાદીઓનું ધોરણ એવું હતું કે રશિયામાં મૂડીવાદ તો આકસ્મિક પરિઘટના છે. એટલે તેઓ કિસાનપ્રજાને મુખ્ય ક્રાંતિકારી પરિબળ ગણતા હતા, અને સમાજવાદના વિકાસ માટે ગ્રામ સમાજને આધાર માનતા હતા. નરોદવાદીઓ કિસાનોને ઝારશાહી સામે વિદ્રોહ માટે તૈયાર કરવા

ગામોમાં, "જનતા"માં, ગયા પરંતુ ત્યાં તેમને કશો ટેકો ન મળ્યો.

નરોદવાદ તેના ઈતિહાસ દરમિયાન ક્રાંતિકારી લોકશાહીવાદથી લઈને ઉદારમતવાદ સુધીના ઘણા તબક્કાઓમાંથી પસાર થયો હતો.

ઓગણીસમી સદીના નવમા અને છેલ્લા દાયકામાં નરોદવાદીઓએ ઝારશાહી તરફ સમાધાનની કાર્યનીતિ અપનાવી હતી, કુલકોનાં હિતોનું સમર્થન કર્યું હતું, અને માર્ક્સવાદની ઉપર ઝનૂની પ્રહારો કર્યા હતા.—પૃ. ૧૪

[4] **ઝેમ્સ્ત્વો**—ઉમરાવોની આગેવાની ધરાવતી સ્થાનિક સરકારી સંસ્થાઓ. એ સંસ્થાઓ મધ્ય રશિયાના પ્રદેશોમાં ૧૮૬૪માં સ્થાપવામાં આવી હતી. ઝેમ્સ્ત્વોનો અખત્યાર સ્થાનિક આર્થિક સવાલો (હૉસ્પિટલો તથા રસ્તાઓનું બાંધકામ, આંકડાની નોંધણી, વીમાનું કામ, વગેરે) પૂરતો મર્યાદિત હતો. ઝેમ્સ્ત્વોની કામગીરી ઉપર ગવર્નરોનો તથા આંતરિક મામલાઓના મંત્રાલયનો કાબૂ રહેતો અને ઝેમ્સ્ત્વોના જે હુકમો સરકારને પસંદ ન પડે તેને રદ કરી નાખવાની તેમને સત્તા હતી.—પૃ. ૧૫

[5] લેનિને આ લેખ 'રાબોચેયે દેલો' (કામદાર ધ્યેય) અખબાર માટે લખ્યો હતો. સેંટ પિટર્સબર્ગના 'કામદાર વર્ગ મુક્તિ સંઘર્ષ મંડળ' તરફથી આયોજિત એ અખબારના પહેલા અંકની તૈયારી તથા સંપાદનની કામગીરી લેનિને સંભાળી હતી.—પૃ. ૨૩

[6] અહીંયાં નિર્દેશ પ્રૌઢ લોકો, આ દાખલામાં કામદારો, માટેની રવિવારી શાળાઓ તરફ છે. ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદીઓ એ શાળાઓનો ઉપયોગ કામદારોની રાજકીય કેળવણી માટે કરતા.—પૃ. ૨૩

[7] રશિયામાં ખેતગુલામી ૧૮૬૧માં નાબૂદ કરવામાં આવી હતી. ઝારશાહી સરકારે સુધારાનો અમલ ખેતગુલામોના માલિકોનાં હિતો જળવાય એવી રીતે કર્યો હતો—જમીનની માલિકી ચાલુ રહી અને કિસાનોની જમીનને જમીનદારોની મિલકત તરીકે જાહેર કરવામાં આવી. કિસાનને જમીનની ફાળવણી માત્ર કાનૂની ધોરણ મુજબ (અને તે પણ જમીનદારની સંમતિના આધારે) મળી શકતી, વળી તેને એ જમીન છોડાવવી પડતી, અર્થાત્ તેની કિંમત ચૂકવવી પડતી. ખેતગુલામીની નાબૂદી પછી કિસાનો કેટલાંય વરસ "અસ્થાયી બંધનમાં જકડાયેલા" રહ્યા હતા અને તેમને સાંથ-મુક્તિ

અથવા વેઠના રૂપમાં જમીનદારોનું કામ કરવું પડતું. એ સુધારાથી જમીનદારો માટે, અગાઉ કિસાનોની ખેતીની પાંચમા ભાગથી વધારે જમીન અલગ તારવી લેવાનું તથા હડપ કરી જવાનું શક્ય બન્યું. કિસાનોની ફાળવણીઓમાંથી સારામાં સારી (બીડની, પાણીની સગવડવાળી, ચરાણની, વગેરે) જમીન એવી રીતે અલગ તારવી લેવામાં આવતી. કિસાનો તેના વગર સ્વતંત્ર ખેતી કરી શકે એમ નહોતા. જમીનદારોએ એવી બધી જમીન કબજે કરી લીધી.

લેનિને ૧૮૬૧ના સુધારાને ઊગતા મૂડીવાદના હિતમાં કિસાનપ્રજા ઉપર જુલમના પહેલા વ્યાપક કદમ તરીકે ગણાવ્યો હતો—જમીનદારો મૂડીવાદ માટે "જાયદાદોની સફાઈ" કરી રહ્યા હતા.—પૃ. ૨૭

[8] **રાજ્ય દૂમા**—ઝારશાહી રશિયાની પ્રતિનિધિ સંસ્થા, જેની સ્થાપના ૧૯૦૫ની ક્રાંતિના પરિણામે ઝારને કરવી પડી. ઔપચારિક રીતે એ વિધાનાત્મક સંસ્થા હતી પણ તે સાચી સત્તા મુદ્દલ નહોતી ધરાવતી. દૂમા માટેની ચૂંટણીઓ પરોક્ષ તથા અસમાન હતી અને સાર્વજનીન નહોતી. કામગાર જનતાનો અને રશિયામાં વસતી બિનરશિયન જાતિઓનો મતાધિકાર ખૂબ મર્યાદિત હતો અને કામદારો તથા કિસાનોના સારા એવા વિભાગોને તો કોઈ જાતનો મતાધિકાર હતો જ નહિ.

પ્રથમ દૂમાને (એપ્રિલ--જુલાઈ, ૧૯૦૬) અને દ્વિતીય દૂમાને (ફેબ્રુઆરી—જૂન, ૧૯૦૭) ઝારશાહી સરકારે વિસર્જિત કરી નાખી. ૧૯૦૭માં જૂનની ત્રીજી તારીખના સત્તાપલટા પછી સરકારે કામદારો, કિસાનો, તથા શહેરી મધ્યમ વર્ગનો મતાધિકાર વધારે મર્યાદિત બનાવી દીધો, અને ત્રીજી (૧૯૦૭-૧૨) તથા ચોથી (૧૯૧૨-૧૭) દૂમામાં જમીનદારો તથા મૂડીદારોના જૂથની પાકી સર્વોપરિતા સુનિશ્ચિત બનાવી લીધી.—પૃ. ૨૯

[9] **'રેચ'** (ભાષણ)—દૈનિક અખબાર, કેડેટોનું મુખપત્ર. ૧૯૦૬થી ૧૯૧૮ સુધી પિટર્સબર્ગમાં તેનું પ્રકાશન થયું.—પૃ. ૨૯

[10] **કેડેટો**—બંધારણીય-લોકશાહીવાદી પાર્ટીના સભ્યો, રશિયાની ઉદારમતવાદી-રાજાશાહીવાદી મૂડીદાર વર્ગની મુખ્ય પાર્ટીના સભ્યો. એ પાર્ટી ૧૯૦૫ના

ઑક્ટોબરમાં સ્થપાઈ હતી. નકલી લોકશાહીવાદનો બુરખો પહેરીને અને પોતાને "જનતાની આઝાદી"ની પાર્ટી કહેવડાવીને બંધારણીય રાજશાહીની માગણી કરવાથી આગળ તેઓ કદી ગયા જ નહોતા. કેડેટો માનતા હતા કે તેમનું મુખ્ય ધ્યેય ક્રાંતિકારી આંદોલન સામે લડવાનું અને ઝાર તથા જમીનદારો જોડે મળીને શાસન ચલાવવાનું છે. ૧૯૧૭માં જ્યારે ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ શરૂ થઈ ત્યારે તેમણે રાજશાહીને બચાવી લેવાની કોશિશ કરી. કેડેટોએ મૂડીવાદી કામચલાઉ સરકારમાં અગત્યની ભૂમિકા ભજવી, અને જનતાનાં હિતો વિરુદ્ધ પ્રતિક્રાંતિકારી નીતિ અમલમાં મૂકી. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિના વિજય પછી સોવિયેત સત્તાની વિરુદ્ધ બધી સશસ્ત્ર પ્રતિક્રાંતિકારી પ્રવૃત્તિઓમાં તેમ જ દખલબાજોની ચડાઈઓમાં તેમણે ભાગ લીધો.—પૃ. ૨૯

[11] **ઑક્ટોબરવાદીઓ**—'૧૭મી ઑક્ટોબરનો સંઘ', ૧૯૦૫માં સ્થપાયેલી મોટી મૂડીવાદી રાજશાહીવાદી પાર્ટીના સભ્યો. તેનું એવું નામ ૧૯૦૫ના ઑક્ટોબરની ૧૭મી તારીખના ઝારના જાહેરનામાની સ્વીકૃતિ નિર્દેશિત કરવા માટે રાખવામાં આવેલું. ઝારે જાહેરનામામાં ઘોષણા કરીને જનતાને "નાગરિક આઝાદીઓ" તથા કાયદા ઘડનારી સંસ્થાનું (દૂમા) વચન આપ્યું. તે મોટા ઔદ્યોગિક મૂડીદાર વર્ગની અને પોતાની જાગીરોને મૂડીવાદી પદ્ધતિએ ચલાવતા મોટા જમીનદારોની પ્રતિક્રાંતિકારી પાર્ટી હતી. ઑક્ટોબરવાદીઓએ ઝારશાહી સરકારની ગૃહ તથા વિદેશ નીતિઓનું બિનશરતી સમર્થન કર્યું.—પૃ. ૨૯

[12] **પ્રગતિવાદીઓ**—રશિયન લિબરલ રાજશાહીવાદી મૂડીદાર વર્ગનું એક જૂથ. તેણે રાજ્ય દૂમાની ચૂંટણીઓમાં તેમ જ દૂમાની અંદર પણ મૂડીવાદી અને સામંતી પાર્ટીઓ તથા જૂથોનાં વિભિન્ન તત્ત્વોને "જૂથબંધીના વિરોધ"ના નામે એકત્ર કરવાની કોશિશ કરી.

૧૯૧૨ના નવેંબરમાં પ્રગતિવાદીઓએ ખુદ પોતાની સ્વતંત્ર રાજકીય પાર્ટી સ્થાપી. તેનો કાર્યક્રમ આવો હતો: મર્યાદિત મતાધિકાર આપતું નરમપંથી બંધારણ, નમાલા સુધારાઓ, જવાબદાર પ્રધાનમંડળ, એટલે કે દૂમાને જવાબદાર સરકાર, અને ક્રાંતિકારી આંદોલનને દબાવી દેવાનાં પગલાં.

૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી કેટલાંય પ્રગતિવાદી આગેવાનો મૂડીવાદી કામચલાઉ સરકારમાં જોડાઈ ગયા. મહાન ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી પ્રગતિવાદી પાર્ટીએ સોવિયેત સત્તા વિરુદ્ધ સક્રિય સંઘર્ષ ચલાવ્યો.—પૃ. ૩૧

[13] **"છઠ્ઠી વિભક્તિમાં વિરોધ"** અથવા "નામદાર શહેનશાહનો વિરોધ પક્ષ"—આ શબ્દો કેડેટોની પાર્ટીના આગેવાન મિલ્યુકોવના છે. મિલ્યુકોવે લંડનના મેયર સાથે નાસ્તાના પ્રસંગે બોલતાં કહેલું: "...રશિયામાં બજેટનું નિયંત્રણ કરતી વિધાનસભા અસ્તિત્વમાં છે ત્યાં સુધી રૂસી વિરોધ પક્ષ નામદાર શહેનશાહની સામે નહિ પરંતુ નામદાર શહેનશાહનો વિરોધ પક્ષ બની રહે છે."—પૃ. ૩૨

[14] **ત્રુદોવિકો** (ત્રુદોવિક જૂથ)—રૂસી દૂમાઓમાં નિમ્ન-મૂડીવાદી લોકશાહી-વાદીઓનું જૂથ. તેમાં નરોદવાદી વલણ ધરાવતા કિસાનો તથા બુદ્ધિજીવીઓ સામેલ હતા. ત્રુદોવિક જૂથની રચના ૧૯૦૬ના એપ્રિલમાં પ્રથમ દૂમાના કિસાન સભ્યોમાંથી કરવામાં આવી હતી. ત્રુદોવિકોએ કેડેટો અને સામાજિક-લોકશાહીવાદીઓ વચ્ચેની ગણાય એવી નીતિ અપનાવી હતી.

ત્રુદોવિકોની માંગોમાં આ કે તે સામાજિક સ્તર અથવા પ્રજા ઉપર આધારિત તમામ પ્રતિબંધોની નાબૂદી, ઝેમ્સ્ત્વો તેમ જ શહેરી સ્વશાસન સંઘટનોનું લોકશાહીકરણ, અને દૂમાની ચૂંટણીઓમાં સાર્વજનીન મતાધિકારનો સમાવેશ થતો હતો.

તેમણે ૧૯૧૭માં મૂડીવાદી કામચલાઉ સરકારને સક્રિય ટેકો આપ્યો હતો. ૧૯૧૭ની ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી ત્રુદોવિકોએ મૂડીવાદી પ્રતિક્રાંતિનો પક્ષ લીધો હતો.—પૃ. ૩૩

[15] લેનિને આ વાચના દૂમાના એક બોલ્શેવિક સભ્ય માટે તૈયાર કરી હતી. તેને પ્રવચન રૂપે બાદાયેવે ૧૯૧૩ના જૂનની ચોથી (સત્તરમી) તારીખે, શિક્ષણ મંત્રાલયના ૧૯૧૩ના અંદાજો વિશે બજેટ સમિતિના રિપોર્ટની ચર્ચાવિચારણા દરમિયાન, રજૂ કરી હતી. બાદાયેવે લેનિનની વાચનાનો મોટો ભાગ લગભગ પૂરી ચોકસાઈથી વાંચી સંભળાવ્યો, પરંતુ તેનું પ્રવચન અધૂરું રહી ગયું. "શું આ સરકાર જનતા તરફથી હકાલપટ્ટીને

લાયક નથી?" — એ વાક્ય આવ્યું ત્યારે તેને આગળ બોલવાની મનાઈ કરી દેવામાં આવી. — પૃ. ૩૭

[16] **રાજ્ય પરિષદ** — ઝારશાહી રશિયાનાં સર્વોચ્ચ સરકારી સંઘટનોમાંનું એક. તેની રચના ૧૮૧૦માં વિધાન સલાહકારી સંઘટન તરીકે કરવામાં આવી હતી, અને તેના સભ્યો ઝાર તરફથી અથવા ઝારની મંજૂરીના આધારે નીમવામાં આવતા. રાજ્ય પરિષદનું સ્વરૂપ પ્રત્યાઘાતી હતું, અને રાજ્ય દૂમાએ અપનાવેલાં નરમપંથી બિલોને પણ તેમાં નકારી કાઢવામાં આવતાં. — પૃ. ૩૯

[17] **યમદૂતો** — ક્રાંતિકારી આંદોલનની વિરુદ્ધ લડવા માટે ઝારશાહી પોલીસે સંગઠિત કરેલી રાજશાહીવાદી ટોળકીઓ. તેઓ ક્રાંતિકારીઓનાં ખૂન કરતા, પ્રગતિશીલ બુદ્ધિજીવીઓની ઉપર હુમલા કરતા, અને યહૂદીઓના હત્યાકાંડ રચતા. — પૃ. ૪૨

[18] અહીંયાં **૧૯૦૭ના જૂનની ત્રીજી** (સોળમી) તારીખના પ્રત્યાઘાતી રાજ્યપલટા પ્રત્યે નિર્દેશ છે. તેના પરિણામે સરકારે બીજી રાજ્ય દૂમાને વિખેરી નાખી અને દૂમાની ચૂંટણી સંબંધી કાનૂનમાં ફેરફાર કર્યા. નવા કાનૂન મુજબ દૂમામાં જમીનદારો અને વેપારી તથા ઔદ્યોગિક મૂડીદારોના પ્રતિનિધિઓની સંખ્યામાં સારી પેઠે વધારો થયો. ઝારશાહી સરકારે દૂમાના સામાજિક-લોકશાહીવાદી સભ્યોના અધિકારો રદ કરી નાખ્યા, તેમની ઉપર મુકદ્દમા ચલાવ્યા, અને તેમને કારાવાસમાં ધકેલી દીધા. — પૃ. ૪૩

[19] **'પ્રોસ્વેશ્ચેનિયે'** (પ્રબોધન) — બોલ્શેવિક સૈદ્ધાંતિક માસિક, આ માસિક ૧૯૧૧ના ડિસેંબરથી ૧૯૧૪ના જૂન સુધી પિટર્સબર્ગમાં કાયદેસર પ્રકાશિત થતું રહ્યું હતું.

સામયિકના બીજા અંકમાં દેમ્યાન બેદ્નીની વાર્તા 'મીણબત્તી' પ્રગટ થઈ હતી, અને તેના પરિણામે અંક જપ્ત કરી લેવામાં આવ્યો હતો. — પૃ. ૪૫

[20] **'નેવ્સ્કાયા ઝવેઝ્દા'** (નેવા તારક) — ૧૯૧૨ના ફેબ્રુઆરીની ૨૬મી (માર્ચની ૧૦મી) તારીખથી ઑક્ટોબરની પાંચમી (૧૮મી) તારીખ સુધી

સેંટ-પિટર્સબર્ગમાં કાયદેસર પ્રકાશિત બોલ્શેવિક અખબાર. તેના બધા મળીને સત્તાવીશ અંક પ્રગટ થયા હતા. પરદેશમાં વસતા લેનિને અખબારને વૈચારિક માર્ગદર્શન આપ્યું હતું. સરકાર તરફથી અખબારની સતામણી લગાતાર ચાલતી રહેતી. — પૃ. ૪૭

[21] **વ્યાતકા** — શહેરનું નામ (હાલ કીરોવ), ક્રાંતિ પૂર્વના રશિયામાં હદપારીની સજા ગાળવાની જગ્યા. — પૃ. ૪૮

[22] અહીંયાં નિર્દેશ રશિયાની ૧૯૦૫-૭ની ક્રાંતિ તરફ છે. — પૃ. ૪૮

[23] **'કીયેવ્સ્કાયા મીસ્લ'** (કીયેવના વિચારો) ૧૯૦૬થી ૧૯૧૮ સુધી કીયેવમાં પ્રકાશિત થયેલું એક ઉદારમતવાદી-મૂડીવાદી દૈનિક અખબાર. — પૃ. ૫૩

[24] **ઝાપોરોઝ્યે સેચ** — નીપર નદીના હેઠવાસના વિસ્તારોના ઉક્રાઈની કઝ્ઝાકોનું સંગઠન. તેની રચના સોળમી સદીના આરંભમાં ભાગેડુ ખેતગુલામો તથા શહેરી ગરીબોમાંથી થઈ હતી.

ઝાપોરોઝ્યે સેચ સંગઠને તાતારો તથા તુર્કીઓની સામે જંગ ખેલ્યો હતો, ઉક્રાઈની પ્રજાના મુક્તિ સંઘર્ષમાં ભાગ લીધો હતો (૧૬૪૮-૫૪). રશિયા જોડે ઉક્રાઈનાના એકીકરણ પછી તેણે કઝ્ઝાક સ્વશાસનના રૂપમાં સ્વાયત્તતા જાળવી રાખી હતી. — પૃ. ૫૪

[25] **બુંદવાદી** — 'લિથુઆનિયા, પોલૅંડ, અને રશિયાના યહૂદી કામદારોના અખિલ સંઘ'નો સભ્ય. એ સંઘની સ્થાપના ૧૮૯૭માં થઈ હતી. એ સંઘમાં મુખ્યત્વે રશિયાના પશ્ચિમ પ્રદેશોના યહૂદી અર્ધસર્વહારાઓના તત્ત્વોનું સંગઠન થયું હતું. રૂસી સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની પહેલી કૉંગ્રેસમાં (૧૮૯૮) બુંદ સંગઠન પાર્ટીમાં સામેલ થઈ ગયું હતું.

બુંદવાદીઓ રૂસી સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની અંદર તેની તકવાદી પાંખને સતત ટેકો આપતા હતા અને બોલ્શેવિકોની સામે સંઘર્ષ ચલાવતા હતા. બોલ્શેવિક કાર્યક્રમમાં રજૂ થયેલી રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારની માંગ સામે બુંદે સાંસ્કૃતિક રાષ્ટ્રીય સ્વાયત્તતાની માંગ મૂકી. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન બુંદવાદીઓએ સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણ લીધું. બુંદે ૧૯૧૭માં મૂડીવાદી કામચલાઉ સરકારને

ટેકો આપ્યો, અને ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિના દુશ્મનોને પક્ષે રહીને લડાઈઓમાં ભાગ લીધો. બુંદ સંગઠન ૧૯૨૧ના માર્ચમાં આપમેળે વિસર્જિત થઈ ગયું. ૧૯૨૧ના માર્ચમાં બુંદે સ્વેચ્છાએ પોતાનું વિસર્જન કરી નાખવાનું નક્કી કર્યું. — પૃ. ૫૬

[26] અહીંયાં નિર્દેશ જુદી જુદી પ્રજાઓની નિમ્ન-મૂડીવાદી ઉદ્દામ-નરોદવાદી પાર્ટીઓના સંમેલન તરફ છે, અર્થાત્ **રશિયાની રાષ્ટ્રીય-સમાજવાદી પાર્ટીઓના સંમેલન** તરફ છે. એ સંમેલન ફિનલૅંડમાં ૧૯૦૭ના એપ્રિલની ૧૬થી ૨૦ તારીખ સુધી ભરવામાં આવ્યું હતું.

સંમેલનમાં અપનાવવામાં આવેલા નિર્ણયોમાં રાષ્ટ્રીય-સમાજવાદી પાર્ટીઓની વાર્ષિક કૉંગ્રેસો ભરવા અંગેનો, કૉંગ્રેસના ફેંસલાઓના અમલ માટે ખાસ મંત્રીમંડળની રચના અંગેનો, રાષ્ટ્રીય-સમાજવાદી પાર્ટીઓ વચ્ચેના સંબંધો અંગેનો, અને મંત્રીમંડળ તરફથી એક સામયિક શરૂ કરવા અંગેનો નિર્ણય સામેલ હતો. — પૃ. ૫૯

[27] **વિસર્જનવાદી** — ૧૯૦૫ — ૧૯૦૭ની ક્રાંતિના પરાજય પછી મેન્શેવિકો (રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીનું તકવાદી જૂથ)ની અંદર ઉદ્ભવ પામેલી પ્રવૃત્તિના સમર્થકો.

તેમણે ગેરકાનૂની રીતે કામ કરતી ક્રાંતિકારી કામદાર પાર્ટીને ખતમ કરી નાખવાની માગણી કરી. તેમણે કામદારોને ઝારશાહીની વિરુદ્ધ ક્રાંતિકારી લડત બંધ કરી દેવા સમજાવ્યા. તેની સાથે સાથે તેમણે કામદાર વર્ગની સક્રિય પાર્ટીની જગ્યાએ એવી તકવાદી કાનૂની પાર્ટી સ્થાપવાની કોશિશ કરી કે જે ઝારશાહીની માન્યતા ધરાવતા કાર્યક્રમ મુજબ કામ કરે. કામદારોની અંદર વિસર્જનવાદીઓની મુદ્દલ અસર નહોતી. રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીના ૧૯૧૨ના જાન્યુઆરીમાં ભરાયેલા પ્રાગ સંમેલનમાં તેમને પાર્ટીની બહાર હાંકી કાઢવામાં આવ્યા. — પૃ. ૫૯

[28] **ઉદ્દામ નરોદવાદીઓ**, અર્થાત્ સમાજવાદી-ક્રાંતિકારીઓ.

**સમાજવાદી-ક્રાંતિકારીઓ** — વિવિધ નરોદવાદી જૂથો અને વર્તુળો એક થઈ જવાના પરિણામે ૧૯૦૧ના અંતમાં અને ૧૯૦૨ના આરંભમાં રશિયામાં સ્થપાયેલી નિમ્ન-મૂડીવાદી પાર્ટીના સભ્યો. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન મોટા ભાગના સમાજવાદી-ક્રાંતિકારીઓએ સામાજિક-

અંધરાષ્ટ્રવાદી ધોરણો અખત્યાર કર્યાં. ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી મેન્શેવિકો તથા કેડેટોની સાથે સમાજવાદી-ક્રાંતિકારીઓએ પ્રતિક્રાંતિકારી મૂડીવાદી-જમીનમાલિક કામચલાઉ સરકારને મુખ્ય ટેકો પૂરો પાડયો. તેમના આગેવાનો પ્રધાનમંડળના સભ્યો હતા. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી સમાજવાદી-ક્રાંતિકારીઓએ પ્રતિક્રાંતિકારી વિધ્વંસક પ્રવૃત્તિઓ ચલાવી, દખલબાજોને તથા વ્હાઇટગાર્ડ જનરલોને સક્રિય મદદ કરી, અને સોવિયેત રાજ્ય તથા કોમ્યુનિસ્ટ પાર્ટીના નેતાઓની વિરુદ્ધ ત્રાસવાદી કૃત્યો કર્યાં.—પૃ. ૫૯

[29] **ધર્મપ્રધાન પ્રાથમિક શાળાઓ**—ક્રાંતિ પૂર્વેના રશિયાની એવી પ્રાથમિક શાળાઓમાં મુખ્ય ધ્યાન ધાર્મિક શિક્ષણ, ધર્મસંસ્થા-સ્લાવોનિક ભાષા વાંચન, તથા ધાર્મિક ગીતોની તાલીમ ઉપર આપવામાં આવતું, અને રૂસી ભાષા તથા ગણિત જેવા વિષયો ઉપર, અન્ય પ્રકારોની શાળાઓની સરખામણીએ, ઓછું ધ્યાન આપવામાં આવતું.—પૃ. ૬૧

[30] **બેઈલિસ મુકદ્દમો**—ઝારશાહી સરકારે ૧૯૧૩માં કીયેવ શહેરમાં ચલાવેલો બનાવટી મુકદ્દમો. બેઈલિસ નામના એક યહૂદીની ઉપર એક ખ્રિસ્તી છોકરાનું ખૂન ક્રિયાકાંડ ખાતર કરવાનો ખોટો આરોપ લગાવવામાં આવ્યો (હકીકતમાં ખૂન યમદૂત ટોળકીના સભ્યોએ કર્યું હતું). દેશમાં જોર પકડતા જતા ક્રાંતિકારી આંદોલન પરથી જનતાનું ધ્યાન બીજી દિશામાં વાળવાના ઈરાદે ઝારશાહી સરકારે એ બનાવટી મુકદ્દમો ચલાવીને યહૂદી દ્વેષની જવાળાઓ ભભુકાવવાની કોશિશ કરી. એ મુકદ્દમાએ જનતાની અંદર ભારે પ્રકોપની લાગણી જગાવી. કેટલાંય શહેરોમાં કામદારોએ વિરોધના દેખાવો કર્યા. અદાલતે બેઈલિસને નિર્દોષ જાહેર કર્યો.—પૃ. ૬૪

[31] **'સેવેર્નાયા પ્રાવદા'** (ઉત્તરનું સત્ય)—બોલ્શેવિક દૈનિક 'પ્રાવદા'નાં કેટલાંય નામોમાંનું એક. ૧૯૧૩માં ઑગસ્ટની પહેલી તારીખથી સપ્ટેંબરની સાતમી તારીખ સુધી તે પ્રકાશિત થયું હતું.—પૃ. ૬૫

[32] અહીંયાં નિર્દેશ ૧૯૧૩ના સપ્ટેંબરની ૨૩મીથી ઑક્ટોબરની પહેલી તારીખ સુધી ક્રેકોવ નજીક પોરોનિન ગામે ભરવામાં આવેલા **રૂસી**

**સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની કેંદ્રીય સમિતિ અને પાર્ટીના કાર્યકરોના સંમેલન** તરફ છે.

તેમાં મુખ્યત્વે રાષ્ટ્રો સંબંધી સવાલની ચર્ચાવિચારણા કરવામાં આવી હતી. સંમેલને પાર્ટીના કાર્યક્રમ મુજબ, મેન્શેવિકો તથા બુંદવાદીઓની "સાંસ્કૃતિક-રાષ્ટ્રીય સ્વાયત્તતા"ની માગણીને નકારી કાઢી હતી, અને રાષ્ટ્રોના સવાલ અંગે લેનિનનો કાર્યક્રમ અપનાવ્યો હતો. સંમેલને ફરી ઘોષણા કરી કે રાષ્ટ્રોના સવાલના સંબંધમાં પાર્ટીનું મુખ્ય સૂત્ર રાષ્ટ્રોના આત્મનિર્ણયનું રહ્યું છે અને હાલ પણ છે. એ અધિકારમાં પાર્થક્યનો તથા સ્વતંત્ર રાજ્યની સ્થાપનાનો અધિકાર પણ સામેલ છે. રાષ્ટ્રોનો સવાલ અલગ અલગ દાખલાઓમાં સામાજિક વિકાસનાં તથા સમાજવાદ માટે સર્વહારા વર્ગના સંઘર્ષનાં હિતોના આધારે ઉકેલવો જોઈએ.— પૃ. ૬૬

[33] ક્રૂપ્સ્કાયાની 'સાર્વજનિક શિક્ષણ અને લોકશાહી' નામે કૃતિનું પ્રકાશન યોજના મુજબ એ વખતે 'પારુસ' પ્રકાશનગૃહ તરફથી ન થયું, પરંતુ આગળ જતાં ૧૯૧૭માં 'જીવન અને જ્ઞાન' પ્રકાશનગૃહ તરફથી થયું.— પૃ. ૬૮

[34] **કુલકો**—મજૂરોને કામે રાખીને અથવા વ્યાજે પૈસા ધીરીને અથવા બીજી રીતો અજમાવીને પારકી મહેનતનું શોષણ કરનારા ધનવાન ખેડૂતો.— પૃ. ૭૪

[35] **આંતરરાષ્ટ્રવાદી શિક્ષકોની બીજી અખિલ રૂસી કૉંગ્રેસ** ૧૯૧૯ના જાન્યુઆરીની ૧૨થી ૧૯ તારીખ સુધી મોસ્કોમાં ભરવામાં આવી હતી. આંતરરાષ્ટ્રવાદી શિક્ષક સંઘની સ્થાપના શિક્ષણના લોક-કમિસારિયાતની રચના પછી થોડા સમયે કરવામાં આવી હતી, અને તેણે કમિસારિયાતને ખૂબ મદદ કરી હતી. આંતરરાષ્ટ્રવાદી શિક્ષક સંઘમાં સામેલ શિક્ષકોનું જૂથ સમાજવાદના વિચારોનો પ્રસાર કરતું હતું અને શિક્ષક સમુદાયના પછાત વિભાગનો વિરોધ કરતું હતું. એ પછાત વિભાગના શિક્ષકો શાળાને રાજકારણથી વેગળી રાખવાની તથા રાજ્યથી અલગ કરી દેવાની માગણી કરતા હતા.

લેનિનને અભિવાદનના સંદેશામાં "વધારે બહોળા તથા બને એટલા

પ્રમાણમાં સૌને આવરી લેતા" શિક્ષક ટ્રેડ યુનિયન સંઘની રચનાની આવશ્યકતા તરફ ધ્યાન ખેંચ્યું હતું. કૉંગ્રેસમાં અપનાવવામાં આવેલા ઠરાવમાં 'શિક્ષણ તથા સમાજવાદી સંસ્કૃતિ સંબંધી કાર્યકરોના અખિલ રૂસી સંઘની' રચનાની હાકલ કરવામાં આવી હતી. — પૃ. ૭૬

[36] **બીજી અખિલ રૂસી ટ્રેડ યુનિયન કૉંગ્રેસ** ૧૯૧૯ના જાન્યુઆરીની ૧૫થી ૨૫ તારીખ સુધી મોસ્કોમાં ભરવામાં આવી હતી. — પૃ. ૭૭

[37] **વ્હાઇટગાર્ડ સિપાહીઓ** — રશિયામાં મૂડીદારો તથા જમીનદારોનાં પ્રતિક્રાંતિકારી લશ્કરોના સિપાહીઓ. તેઓ વિદેશી આક્રમકોની જોડે મળીને સોવિયેત પદ્ધતિ સામે લડયા હતા. — પૃ. ૭૮

[38] અહીં નિર્દેશ બર્લિનમાં જાન્યુઆરીના વિદ્રોહના દમન પ્રત્યે છે. ૧૯૧૯ના જાન્યુઆરીમાં જ્યારે બર્લિનમાં કામદારોનો વિદ્રોહ થયો ત્યારે હથિયારબંધ સરકારી દળોએ એ વિદ્રોહને દબાવી દીધો અને એ દમનનો આગેવાન યુદ્ધ પ્રધાન નોસ્કે હતો. ૧૯૧૯ના જાન્યુઆરીમાં જર્મન કોમ્યુનિસ્ટ પાર્ટીના આગેવાનો કાર્લ લીબ્કનેખ્ત અને રોઝા લુક્સેમ્બુર્ગને ગિરફતાર કરી લેવામાં આવ્યાં અને તેમની ઉપર અત્યાચાર ગુજારીને તેમને મારી નાખવામાં આવ્યાં. જર્મનીમાં ૧૯૧૮ના નવેંબરમાં શરૂ થયેલી મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ ૧૯૧૯માં જાન્યુઆરીના વિદ્રોહના દમનના પરિણામે ખતમ થઈ ગઈ. — પૃ. ૭૮

[39] **લોક-કમિસાર મંડળ** — પહેલું લોક-કમિસાર મંડળ લેનિનની આગેવાની હેઠળ ૧૯૧૭ના ઑક્ટોબરમાં બીજી અખિલ રશિયન સોવિયેતોની કૉંગ્રેસમાં સ્થાપવામાં આવ્યું. — પૃ. ૮૧

[40] **પ્રોલેતકુલ્ત** નામે ઓળખાતી સંસ્થાના સભ્યો દ્વારા "સર્વહારા વર્ગીય સંસ્કૃતિ"ના ઓઠા હેઠળ પ્રસારિત કરવામાં આવતા માર્ક્સવાદ-વિરોધી વિચારો પ્રત્યે લેનિનનો નિર્દેશ છે. પ્રોલેતકુલ્ત (સર્વહારા સંસ્કૃતિ સંગઠન) શિક્ષણના લોક-કમિસારિયાત સાથે, કલાનાં વિવિધ ક્ષેત્રોમાં સર્વહારા પ્રવૃત્તિને આવરી લેતા મરજિયાત સંગઠન તરીકે, જોડાયેલું હતું. ૧૯૧૭ના સપ્ટેંબરમાં સ્વતંત્ર કામદારોની સંસ્થા તરીકે સ્થાપવામાં આવેલી પ્રોલેતકુલ્ત સંસ્થાએ ઑક્ટોબર ક્રાંતિ પછી પણ સર્વહારા વર્ગીય રાજ્યથી પોતાની

આત્યંતિક "સ્વતંત્રતા"ને ચાલુ રાખી. પરિણામે, મૂડીવાદી બુદ્ધિજીવીઓએ એ સંસ્થામાં પગપેસારો કર્યો અને તેની ઉપર વર્ચસ્વ જમાવવાનું શરૂ કર્યું. પ્રોલેતકુલ્તના સભ્યોએ અમલમાં ભૂતકાળના સાંસ્કૃતિક વારસાને નકારી કાઢયો, પોતાની આસપાસ એક વાડ ઊભી કરીને આમ જનતામાં થતા સાંસ્કૃતિક તથા શૈક્ષણિક કાર્યથી પોતાને અળગા રાખવાની અને "પ્રયોગશાળાની રીતો" દ્વારા એક વિશેષ "સર્વહારા વર્ગીય સંસ્કૃતિ"નું સર્જન કરવાની કોશિશ કરી. પ્રોલેતકુલ્ત એકરંગી સંગઠન નહોતું. તેની ઘણી શાખાઓમાં આગેવાન બની બેઠેલા મૂડીવાદી બુદ્ધિજીવીઓ ઉપરાંત તેમાં એવા યુવાન કામદારો પણ હતા જે સોવિયેત રાજ્યના સાંસ્કૃતિક વિકાસને સાચા દિલથી પ્રવેગ આપવાની ઇચ્છા ધરાવતા હતા. ૧૯૧૯માં પ્રોલેતકુલ્તની શાખાઓ ખૂબ પાંગરી, પણ બીજા દાયકાના આરંભમાં તેમની પડતીની શરૂઆત થઈ ગઈ અને આખરે ૧૯૩૨માં પ્રોલેતકુલ્તના અસ્તિત્વનો અંત આવ્યો.—પૃ. ૮૨

[41] અહીંયાં નિર્દેશ **'શિક્ષિત માણસોની ભરતી અને સોવિયેત પદ્ધતિના પ્રચારના આયોજન સંબંધી'** ડિક્રી તરફ છે. એ ડિક્રી ૧૯૧૮ના ડિસેંબરની ૧૦મી તારીખે લોક-કમિસાર મંડળમાં અપનાવવામાં આવી હતી અને ડિસેંબરની ૧૨મી તારીખે 'ઇઝવેસ્તિયા વી. ટી. એસ. આઇ. કે.' અખબારના ૨૭૨મા અંકમાં પ્રગટ થઈ હતી. ડિક્રીમાં જણાવવામાં આવ્યું હતું કે સઘળા શિક્ષિત માણસોની નોંધણી કરવામાં આવે, તેમાંથી સારી રીતે વાંચી શકતા માણસોને પસંદ કરીને તેમનાં જૂથો રચવામાં આવે, અને તેમને "એક તો બધા નિરક્ષર લોકોને સરકારી કામગીરીઓની જાણકારી આપવાનું, અને બીજું સામાન્ય રૂપે સમગ્ર વસતિની રાજકીય કેળવણી સુધારવાનું" કર્તવ્ય સોંપવામાં આવે.—પૃ. ૮૩

[42] જુઓ કાર્લ માર્ક્સ, "મૂડી", ગ્રંથ ૧, પ્રકરણ ૪.—પૃ. ૮૭

[43] જુઓ ટિપ્પણી નં. ૨૮.—પૃ. ૮૮

[44] **મેન્શેવિકો**—રશિયન સામાજિક-લોકશાહીવાદીઓની અંદર તકવાદી વહેણના અનુયાયીઓ.

ર. સો. ડે. લે. પાર્ટીની ૧૯૦૩ના ઑગસ્ટમાં ભરાયેલી બીજી

કૉંગ્રેસમાં પાર્ટીનાં કેંદ્રીય અંગોની ચૂંટણી દરમિયાન તેઓ લઘુમતીમાં (લઘુમતી માટેનો રશિયન ભાષાનો શબ્દ છે: મેન્શિન્સ્ત્વો) રહી ગયા ત્યારથી તેઓ મેન્શેવિકોના નામે ઓળખાવા લાગ્યા, અને લેનિનની આગેવાની હેઠળના ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદીઓને બહુમતી (રશિયન ભાષામાં: બોલ્શિન્સ્ત્વો) મળતાં તેઓ બોલ્શેવિકો કહેવાયા.

૧૯૦૫—૧૯૦૭ની ક્રાંતિ દરમિયાન મેન્શેવિકોએ ક્રાંતિમાં સર્વહારા વર્ગની આગેવાનીનો અને કામદાર વર્ગ તથા કિસાનપ્રજા વચ્ચેની એકસંપીનો વિરોધ કર્યો અને ઉદારમતવાદી મૂડીદાર વર્ગની જોડે સમજૂતી કરી લેવાની હિમાયત કરી. તેમના અભિપ્રાય મુજબ ક્રાંતિની આગેવાનીનું સ્થાન ઉદારમતવાદી મૂડીદાર વર્ગને અપાવું જોઈતું હતું. ક્રાંતિના પરાજય પછી પ્રત્યાઘાતના કાળ દરમિયાન મોટા ભાગના મેન્શેવિકો વિસર્જનવાદીઓ બની ગયા: તેમણે કામદાર વર્ગની ગેરકાનૂની ક્રાંતિકારી પાર્ટીને વિસર્જિત કરી નાખવાની કોશિશ કરી. ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિના વિજય પછી મેન્શેવિકો મૂડીવાદી કામચલાઉ સરકારમાં દાખલ થઈ ગયા, એ સરકારની સામ્રાજ્યવાદી નીતિનું તેમણે સમર્થન કર્યું અને સમાજવાદી ક્રાંતિના વધતા જતા જુવાળની સામે તેઓ લડયા.

ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી મેન્શેવિકોએ ઉઘાડી પ્રતિક્રાંતિકારી પાર્ટીનું રૂપ લઈ લીધું અને સોવિયેત સત્તાની વિરુદ્ધ લક્ષ્યાંકિત કાવતરાં તથા બળવાઓનું સંગઠન કર્યું તેમ જ તેમાં ભાગ લીધો.—પૃ. ૮૮

[45] પ્રથમ સામ્યવાદી સુબ્બોત્નિકનું આયોજન મોસ્કો-કઝાન રેલવેના સોર્તિરોવોચનાયા સ્ટેશનના રેલવે કામદારોએ ૧૯૧૯ના એપ્રિલની ૧૨મી તારીખે કર્યું હતું. ત્યાર પછી બીજા ઘણા ઉદ્યોગધંધાઓમાં તથા દેશના જુદા જુદા શહેરોમાં સુબ્બોત્નિકો આયોજવામાં આવ્યા હતા.—પૃ. ૧૧૫

[46] **‘પ્રજાસત્તાકની રાજકીય કેળવણીની મુખ્ય સમિતિ અંગેની’** લોક-કમિસાર મંડળની ડિક્રી લેનિનની સૂચના અનુસાર તૈયાર કરવામાં આવી અને તેની ઉપર ૧૯૨૦ના ઑક્ટોબરની બારમી તારીખે લેનિને હસ્તાક્ષર કર્યા. તેનું પ્રકાશન ૧૯૨૦ના નવેંબરની ૨૩મી તારીખે ‘ઇઝવેસ્તિયા’ અખબારના અંક ૨૬૩માં થયું.—પૃ. ૧૨૦

[47] રૂસી કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ની કેંદ્રીય સમિતિ તરફથી આયોજવામાં આવેલા પાર્ટી સંમેલનમાં સાર્વજનિક શિક્ષણની સમસ્યાઓ અંગે રિપોર્ટ રજૂ કરવા માટે ક્રૂપ્સ્કાયાએ તૈયાર કરેલી થિસિસોના સંબંધમાં લેનિને આ નોંધો કરી હતી. સંમેલન મોસ્કોમાં ૧૯૨૦ના ડિસેંબરની ૩૧મી તારીખથી ૧૯૨૧ના જાન્યુઆરીની ચોથી તારીખ સુધી ભરવામાં આવ્યું હતું. તેનું લક્ષ્ય રૂસી કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ની દસમી કૉંગ્રેસ માટે શિક્ષણ સંબંધી સામગ્રી તૈયાર કરવાનું હતું. પોલિટેકનિકલ શિક્ષણ અંગે ક્રૂપ્સ્કાયાનો રિપોર્ટ, તેમની માંદગીને કારણે, રજૂ નહોતો થયો. — પૃ. ૧૩૨

[48] **ગોએલરો** — વિદ્યુતકરણના આધારે દેશના પુનરુત્થાન તથા આર્થિક વિકાસ માટે પહેલી યોજના. એ યોજના ૧૯૨૦માં લેનિનની સૂચનાઓ મુજબ વિદ્યુતકરણની રાજકીય સમિતિ દ્વારા ઘડી કાઢવામાં આવી હતી. — પૃ. ૧૩૩

[49] ગ્રિન્કો ઉક્રાઈનામાં શિક્ષણનો લોક કમિસાર હતો અને તેણે સાર્વજનિક શિક્ષણના સંબંધમાં પોતાની યોજના રજૂ કરી હતી. તે બે સિદ્ધાંતો પર આધારિત હતી: ૧) પંદર વરસથી ઓછી ઉંમરનાં બાળકો માટે "સામાજિક શિક્ષણની એકસરખી પદ્ધતિ અપનાવવામાં આવે, અને તેના બધાં સંઘટન રૂપો (શિશુ શાળાઓ, બાળ ગૃહો, સાત વરસની શાળાઓ, વગેરે) શ્રમની રીતો અનુસાર ઘડવામાં આવે", અને ૨) પંદર વરસ અને તેથી વધારે ઉંમરનાં બાળકો માટે "ઉત્પાદનના કોઈ ક્ષેત્રમાં અથવા સંગઠનાત્મક જૂથમાં (ઔદ્યોગિક, ખેતીવાડી, આર્થિક, વગેરે) ખાસ તાલીમની વ્યવસ્થા કરવામાં આવે."

એ વખતે ધંધાકીય તાલીમના મુખ્ય વહીવટના ઉપાધ્યક્ષ શ્મીદ્તે દલીલ કરી કે "ઉત્પાદનનું હિત લક્ષમાં લેતાં, કહેવાતું સામાન્ય શિક્ષણ ઓછું કરી નાખવાનું અને વસ્તુગત વિશિષ્ટ શિક્ષણમાં સંક્રમણ બને એટલું જલદી સાધી લેવાનું આવશ્યક છે". શ્મીદ્તે પોલિટેકનિકલ શિક્ષણ વિરુદ્ધ અખબારોમાં લેખો લખ્યા હતા, અને ઉત્પાદનની કોઈ શાખામાં તાલીમની તરફેણમાં દલીલો કરી હતી. એ યોજના શિક્ષણના ક્ષેત્રમાં રૂસી કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિકો)ના કાર્યક્રમનો વિરોધ અંકિત કરતી હતી, અને લેનિને એવા વિચારોની સખત ટીકા કરી હતી. — પૃ. ૧૩૫

[50] **સમહિત જૂથ** — ૧૯૦૭માં અંતિમ રૂપ ધારણ કરનારું સામ્રાજ્યવાદી સત્તાઓનું (બ્રિટન, ફ્રાંસ, અને રશિયા) જૂથ. તેનું લક્ષ્ય ત્રિપુટી એકસંપીના (જર્મની, ઑસ્ટ્રિયા-હંગેરી, અને ઇટાલી) સામ્રાજ્યવાદીઓનો સામનો કરવાનું હતું. તેનું નામ ૧૯૦૪ના અંગ્રેજ-ફ્રેંચ કરાર સમહિત સુમેળ ઉપરથી પડયું હતું. પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪-૧૮) દરમિયાન અમેરિકા, જાપાન, તથા બીજા દેશો સમહિત જૂથમાં જોડાઈ ગયા. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી એ જૂથના મુખ્ય સામેલગીરોએ — બ્રિટન, ફ્રાંસ, અમેરિકા, તથા જાપાને — સોવિયેત દેશની વિરુદ્ધ દખલબાજી ઉશ્કેરી તથા આયોજી હતી અને તેમનાં લશ્કરો તેમાં સીધી રીતે સંડોવાયેલાં હતાં. — પૃ. ૧૩૬

[51] **ગ્લાવપ્રોફોબ્ર** — સાર્વજનિક શિક્ષણના લોક-કમિસારિયાત હેઠળ ધંધાકીય તાલીમનો મુખ્ય વહીવટ. — પૃ. ૧૩૬

[52] **નવી આર્થિક નીતિ** — મૂડીવાદમાંથી સમાજવાદમાં સંક્રમણના સમય દરમિયાન સર્વહારા વર્ગીય રાજ્યની આર્થિક નીતિ. "યુદ્ધ સામ્યવાદની" સરખામણીમાં, પરદેશી લશ્કરી દખલબાજી અને આંતરવિગ્રહના સમય (૧૯૧૮-૨૦) દરમિયાન સોવિયેત રશિયામાં અનુસરવામાં આવેલી આર્થિક નીતિની સરખામણીમાં, આ નીતિને "નવી" નીતિ કહેવામાં આવતી હતી. યુદ્ધના સંજોગોએ અનિવાર્ય બનાવેલી "યુદ્ધ સામ્યવાદની" નીતિનાં લક્ષણો હતાં ઉત્પાદન અને વહેંચણીનું આત્યંતિક કેંદ્રીકરણ, મુક્ત વ્યાપારની ઉપર પ્રતિબંધ, અને પોતાની સઘળી વધારાની ઊપજ રાજ્યને હવાલે કરી દેવાની કિસાનોને ફરજ પાડતી પદ્ધતિ.

વધારાની ઊપજ રાજ્યને હવાલે કરવાની અધિગ્રહણની પદ્ધતિને સ્થાને કરવેરા ચીજોના રૂપમાં ભરવાની પદ્ધતિની સ્થાપના થતાં કિસાનો પોતાની વધારાની ઊપજની વ્યવસ્થા મરજી મુજબ કરી શકતા, તેને બજારમાં વેચી શકતા, અને પોતાને જરૂરી ઔદ્યોગિક સામાન બજારમાંથી ખરીદી શકતા. — પૃ. ૧૪૨

[53] **પ્રાંતીય આર્થિક પરિષદો** (રૂસી ટૂંકાક્ષરોમાં ગુબેકોસો) — ૧૯૨૦ના ડિસેંબરમાં સોવિયેતોની આઠમી અખિલ રૂસી કૉંગ્રેસના નિર્ણય અનુસાર

સ્થાપવામાં આવેલી શ્રમ અને સંરક્ષણ પરિષદનાં સ્થાનિક સંઘટનો. તે પ્રાંતીય કારોબારી સમિતિઓ સાથે જોડાયેલાં હતાં. — પૃ. ૧૪૩

[54] **કામદારો તથા કિસાનો તરફથી નિરીક્ષણ** (રૂસી ટૂંકાક્ષરોમાં રાબક્રીન) લેનિનની પહેલકદમીના પરિણામે ૧૯૨૦ના ફેબ્રુઆરીમાં દાખલ કરવામાં આવ્યું હતું. — પૃ. ૧૪૪

[55] જુઓ ફ્રેડરિક એંગેલ્સ, વિદેશવાસીઓ લિખિત સાહિત્ય. — પૃ. ૧૪૯

[56] **'પોદ ઝ્નામેનેમ માર્ક્સીઝમા'** (માર્ક્સવાદના ઝંડા હેઠળ) — ૧૯૨૨થી ૧૯૪૪ સુધી મોસ્કોમાં પ્રકાશિત તત્ત્વજ્ઞાનીય, સામાજિક અને આર્થિક માસિક. — પૃ. ૧૫૧

[57] અહીંયાં લેનિનનો નિર્દેશ, સોવિયેતોની આઠમી અખિલ રૂસી કૉંગ્રેસમાં (૨૨ — ૨૯ ડિસેંબર, ૧૯૨૦) વિદ્યુતકરણ વિશે અપનાવવામાં આવેલા ઠરાવ તરફ છે. — પૃ. ૧૫૪

[58] **શિક્ષણ કાર્યકરોની ચોથી અખિલ રૂસી કૉંગ્રેસ** મોસ્કોમાં ૧૯૨૨ના નવેંબરની ૨૧થી ૨૬ તારીખ સુધી ભરાઈ હતી. કૉંગ્રેસ તરફથી લેનિનને માનદ અધ્યક્ષ તરીકે ચૂંટીને અભિનંદનો પાઠવવામાં આવ્યા હતા. — પૃ. ૧૫૬

[59] **બ્રેસ્ત સુલેહ** એક તરફ સોવિયેત રશિયા અને બીજી તરફ ચાર સંપેલાં રાજ્યો (જર્મની, ઑસ્ટ્રિયા-હંગેરી, બલ્ગેરિયા, અને તુર્કી) વચ્ચે ૧૯૧૮ના માર્ચની ત્રીજી તારીખે બ્રેસ્ત-લિતોવ્સ્કમાં થઈ હતી. સુલેહની શરતો સોવિયેત રશિયા માટે અત્યંત કઠોર હતી. એ સુલેહ ઉપર ત્રોત્સ્કી અને "ઉદ્દામ કોમ્યુનિસ્ટો"ના પાર્ટીવિરોધી જૂથના સખત વિરોધ છતાં હસ્તાક્ષર કરવામાં આવ્યા હતા અને એ સુલેહ કરવાનો યશ લેનિનને છે. બ્રેસ્ત સુલેહે સ્પષ્ટ કરી આપ્યું કે લેનિનની નીતિ કેટલી લચીલી તથા સમજભરી છે. ૧૯૧૮ના નવેંબરની ૧૩મી તારીખે જર્મનીમાં નવેંબર ક્રાંતિ પછી રાજશાહીને ઉથલાવી પાડવામાં આવી ત્યારે અખિલ રશિયન કેંદ્રીય કાર્યવાહી સમિતિએ લૂંટારી બ્રેસ્ત સુલેહને રદ કરી નાખી. — પૃ. ૧૬૭

### એ



### ઓ



### ક

પછી તે કાયદા, યુદ્ધ અને વહાણવટાનો પ્રધાન બન્યો, અને આગળ જતાં મૂડીવાદી કામચલાઉ સરકારનો અધ્યક્ષ તથા સર્વોચ્ચ સેનાપતિ બન્યો. તેણે સામ્રાજ્યવાદી યુદ્ધ ચાલુ રાખવાની, સત્તા મોટા મૂડીદારો તથા જમીનદારોના હાથમાં કાયમ રાખવાની, અને દેશમાં ક્રાંતિને દબાવી દેવાની લોકવિરોધી નીતિનું સક્રિય સંચાલન કર્યું હતું. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી તે સોવિયેત સત્તાની વિરુદ્ધ લડયો.—૫૯, ૯૦, ૧૨૪.

**કોકોવત્સેવ, વ્લાદીમિર નિકોલાયેવિચ** (૧૮૫૩-૧૯૪૩)—ઝારશાહી રશિયામાં જાણીતો રાજપુરુષ, ૧૯૧૧થી પ્રધાનમંડળનો અધ્યક્ષ, ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી દેશમાંથી પલાયન.—૩૯, ૪૦.

**કોલ્ચાક, આલેક્સાન્દર વસીલ્યેવિચ** (૧૮૭૩—૧૯૨૦)—ઝારશાહી નૌકાદળનો એડમીરલ, રાજશાહીવાદી, ૧૯૧૮-૧૯ દરમિયાન રશિયન પ્રતિક્રાંતિના નેતાઓમાંનો એક, સમહિત જૂથનું રમકડું. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી તેણે પોતાને રશિયાના સર્વોચ્ચ શાસક તરીકે જાહેર કર્યો અને ઉરાલ, સાઇબિરિયા તથા દૂર પૂર્વના પ્રદેશોમાં મૂડીદાર વર્ગ તેમ જ જમીનદારોની લશ્કરી સરમુખત્યારીને મોખરે ઊભો રહ્યો. એ કરતૂતમાં તેને અમેરિકન, બ્રિટિશ તથા ફ્રેંચ સામ્રાજ્યવાદીઓનો ટેકો હતો.—૮૩, ૯૦, ૧૧૩, ૧૨૩.

**ક્રૂપ્સકાયા, નાદેઝ્દા કોન્સ્તાન્તીનોવ્ના** (૧૮૬૯—૧૯૩૯)—સોવિયેત રાજ્યની જાણીતી વ્યક્તિ, સોવિયેત સંઘની કોમ્યુનિસ્ટ પાર્ટીની પુરાણી કાર્યકર; લેનિનની પત્ની અને સહકાર્યકર, પ્રસિદ્ધ સોવિયેત શિક્ષણશાસ્ત્રી.

ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી શિક્ષણના લોક-કમિસારિયાતની સમિતિનાં સભ્ય, ૧૯૨૧થી રાજકીય કેળવણીની મુખ્ય સમિતિનાં અધ્યક્ષા, ૧૯૨૯માં શિક્ષણના નાયબ લોક કમિસાર તરીકે નિમણૂક.—૧૩૨.

**ક્લ્યૂઝેવ, આઈ. એસ.** (જન્મ ૧૮૫૬)—ઑક્ટોબરવાદી, સામારા જિલ્લાનો સાર્વજનિક શાળા નિરીક્ષક. બીજી, ત્રીજી, અને ચોથી દૂમાનો સભ્ય.—૪૩-૪૮.

**ખ**

**ખોદોરોવ્સ્કી, ઈ. ઈ.** (૧૮૮૫—૧૯૪૦)—૧૯૦૩થી બોલ્શેવિક પાર્ટીનો સભ્ય. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ દરમિયાન તેણે મોસ્કોના

હથિયારબંધ વિદ્રોહમાં ભાગ લીધો હતો. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી તેણે પાર્ટીનું, લશ્કરી, અને સરકારી કામ કર્યું હતું. — ૧૬૦, ૧૬૨.

ગ

**ગોર્કી, મક્સીમ (પેશ્કોવ, આલેક્સેઈ મક્સીમોવિચ)** (૧૮૬૮ — ૧૯૩૬) — મહાન સર્વહારા લેખક, સોવિયેત સાહિત્યના આરંભકોમાં માનભર્યું સ્થાન. — ૬૮.

**ગ્રિન્કો, ગ્રિગોરી ફ્યોદોરોવિચ** (૧૮૮૯ — ૧૯૩૮) — નામાંકિત સોવિયેત પ્રજાકીય આગેવાન, ૧૯૨૧માં ઉક્રાઈનામાં શિક્ષણનો લોક કમિસાર, આગળ જતાં સોવિયેત સંઘનો નાણા સંબંધી લોક કમિસાર. — ૧૩૫.

છ

**છેનકેલી, આકાકી ઈવાનોવિચ** (૧૮૭૪ — ૧૯૫૯) — સામાજિક-લોકશાહીવાદી, મેન્શેવિક. ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી ટ્રાન્સકોકેશિયામાં કામચલાઉ સરકારનો પ્રતિનિધિ. — ૫૯.

ડ

**ડ્રેવ્સ, આર્થર** — Drews, Arthur (૧૮૬૫ — ૧૯૩૫) — પ્રારંભિક ખ્રિસ્તી ધર્મનો મૂડીવાદી જર્મન ઈતિહાસકાર. પોતાની કૃતિઓમાં ડ્રેવ્સ ઈસુનું ઐતિહાસિક અસ્તિત્વ નહોતો માનતો, પરંતુ તેણે ધર્મસંસ્થાના મતવાદ તથા ધાર્મિક પૂર્વગ્રહોની ટીકા આદર્શવાદી દૃષ્ટિએ કરી હતી. — ૧૫૧.

દ

**દુર્નોવો, આઈ. એન.** (૧૮૩૦ — ૧૯૦૩) — પ્રત્યાઘાતી રૂસી રાજપુરુષ, ઝારની નોકરશાહીનો પ્રતિનિધિ, ગૃહપ્રધાન (૧૮૮૯-૯૫), પ્રધાનમંડળનો અધ્યક્ષ (૧૮૯૫ — ૧૯૦૩). તેણે ઝેમ્સ્ત્વો સુપરિન્ટેન્ડન્ટનું પદ દાખલ કર્યું હતું, અને ચૂંટણીમાં કિસાનોનું પ્રતિનિધિત્વ રદ કરી નાખતો નવો કાનૂન જાહેર કર્યો હતો. તેની કારવાઈઓના પરિણામે રાષ્ટ્રીય લઘુસંખ્યક સમુદાયોની સતામણી વધી હતી અને સેન્સરશિપ વધારે કડક બની હતી. — ૨૩, ૨૬.

**દેનીકિન, આન્તોન ઈવાનોવિચ** (૧૮૭૨ — ૧૯૪૭) — ઝારશાહી જનરલ. લશ્કરી દખલબાજી તથા આંતરવિગ્રહ (૧૯૧૮-૨૦) દરમિયાન તે રશિયાના દક્ષિણ વિસ્તારમાં વ્હાઇટગાર્ડ સૈન્યોનો સર્વોચ્ચ સેનાધિપતિ

હતો. સોવિયેત લશ્કરોએ તેનાં સૈન્યોને સખત હાર આપી (૧૯૨૦ના માર્ચમાં) ત્યાર પછી તે પરદેશ વસવા ચાલ્યો ગયો.— ૬૦

**દાબ્રોસેર્દોવ, કે.**—૧૯૧૨ના મે માસની ૨૨મી તારીખે બોલ્શેવિક અખબાર 'નેવ્સ્કાયા ઝવેઝ્દા'માં પ્રગટ થયેલા લેખ 'રાજ્ય દૂમા અને સાર્વજનિક શિક્ષણ'નો લેખક.—૪૭.

**ન**

**નિકોન (બેસ્સોનોવ, એન.)** (૧૮૬૯—૧૯૧૯)—યમદૂત ટોળકીનો અને ચોથી દૂમાનો સભ્ય. તેને ૧૯૧૩માં યેનિસેઈના બિશપ તરીકે અને ક્રાસ્નોયાર્સ્કના પાદરી તરીકે નીમવામાં આવ્યો હતો.—૫૩-૫૫.

**નેપોલિયન પહેલો (બોનાપાર્ત)**—Napoleon I (Bonaparte) (૧૭૬૯—૧૮૨૧)—ફ્રાંસનો સમ્રાટ (૧૮૦૪—૧૮૧૪ અને ૧૮૧૫).— ૧૬૭.

**પ**

**પિરોગોવ, નિકોલાઈ ઈવાનોવિચ** (૧૮૧૦—૧૮૮૧)—તબીબી ક્ષેત્રનો જાણીતો વિજ્ઞાની અને જાહેર આગેવાન. તે ઓદેસ્સા તથા કીયેવ શિક્ષણ જિલ્લાઓનો અધિકારી હતો, તેણે કેળવણીની પદ્ધતિની સખત ટીકા કરી હતી, અને સામાજિક સ્તરો તથા પ્રજાઓના આધારે શિક્ષણના અધિકાર ઉપર લગાવવામાં આવતા તમામ પ્રતિબંધોનો વિરોધ કર્યો હતો. સાથે સાથે જ, કેટલીક બાબતોમાં તેના વિચારો પ્રત્યાઘાતી હતા. તે વિદ્યાર્થીઓને શારીરિક સજા કરવાની તરફેણમાં હતો. તેને શિક્ષણ પદ્ધતિમાં સુધારા દાખલ કરવાની કોશિશ બદલ ૧૮૬૧માં તેના પદેથી બરતરફ કરી દેવામાં આવ્યો હતો.—૩૨.

**પુગાચોવ, યેમેલ્યાન ઈવાનોવિચ** (૧૭૪૨—૧૭૭૫)—૧૭૭૩— ૧૭૭૫માં ખેતગુલામી પ્રથાની વિરુદ્ધ વિસ્તૃત કઝ્ઝાક તથા કિસાન વિદ્રોહનો નેતા.—૨૫.

**પુરિશ્કેવિચ, વ્લાદીમિર મિત્રોફાનોવિચ** (૧૮૭૦—૧૯૨૦)—મોટો રશિયન જમીનદાર, રાજાશાહીવાદી. યમદૂત ટોળકીના સંસ્થાપકોમાંનો એક. દૂમામાં યહૂદી-વિરોધી ઉશ્કેરણીઓ બદલ કુખ્યાત.—૨૭, ૫૩, ૫૭, ૬૪.

**પેત્લ્યૂરા, સિમોન વસીલ્યેવિચ** (૧૮૭૭—૧૯૨૬)—ઉક્રાઈનિયન

મૂડીવાદી રાષ્ટ્રવાદીઓનો એક નેતા; પરદેશી લશ્કરી દખલબાજી અને આંતરવિગ્રહના સમય દરમિયાન ઉક્રાઈનામાં પ્રતિક્રાંતિકારીઓનો આગેવાન. — ૧૨૩.

**પોક્રોવ્સ્કી, મિખાઈલ નિકોલાયેવિચ** (૧૮૬૮ — ૧૯૩૨) — ૧૯૦૫થી બોલ્શેવિક પાર્ટીનો સભ્ય, જાણીતો સોવિયેત રાજપુરુષ, ઇતિહાસકાર. ૧૯૧૮થી રૂસી સોવિયેત સમવાયી સમાજવાદી પ્રજાસત્તાકમાં શિક્ષણનો લોક કમિસાર. — ૧૩૯.

**પોબેદોનોસ્ત્સેવ, કોન્સ્તાન્તીન પેત્રોવિચ** (૧૮૨૭ — ૧૯૦૭) — ઝારશાહી રશિયામાં પ્રત્યાઘાતી રાજપુરુષ. તે આલેક્સાન્દર ત્રીજાના અમલ દરમિયાન વાસ્તવમાં સરકારનો આગેવાન અને ખેતગુલામોના માલિકોની બેલગામ પ્રત્યાઘાતી ઝુંબેશનો મુખ્ય સરદાર હતો. તેની મહત્ત્વની ભૂમિકા નિકોલાઈ બીજાના અમલમાં પણ ચાલુ રહી હતી. તેણે આખી જિંદગી ક્રાંતિકારી આંદોલન સામે આકરો સંઘર્ષ ચલાવ્યો હતો. તે ઓગણીસમી સદીના સાતમા દાયકાના મૂડીવાદી સુધારાઓનો કટ્ટર વિરોધી, આપખુદશાહીનો સમર્થક, અને વિજ્ઞાન તથા કેળવણીનો દુશ્મન હતો. — ૨૩, ૨૬.

## બ

**બાઉએર, ઓટો** — Bauer, Otto (૧૮૮૨ — ૧૯૩૮) — ઑસ્ટ્રિયન સામાજિક-લોકશાહીવાદી પ્રવૃત્તિનો અને બીજી ઇન્ટરનેશનલનો એક આગેવાન, સુધારાવાદના જ એક રૂપ સમા 'ઑસ્ટ્રોમાર્ક્સવાદ'નો સિદ્ધાંતકાર અને મૂડીવાદી રાષ્ટ્રવાદી "સાંસ્કૃતિક રાષ્ટ્રીય સ્વાયત્તતા" સિદ્ધાંતનો એક પ્રણેતા. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પ્રત્યે તેનું વલણ નકારાત્મક હતું. — ૬૦.

**બેદ્‌ની, દેમ્યાન (પ્રિદ્વોરોવ, વાય. એ.)** (૧૮૮૩ — ૧૯૪૫) — બોલ્શેવિક પાર્ટીનો સભ્ય, સોવિયેત કવિ. તેનાં કાવ્યો તથા બોધકથાઓમાં મૂડીવાદી પદ્ધતિ તથા તેના સમર્થકો સામે વર્ગસંઘર્ષની ભાવના ઓતપ્રોત છે. તેણે પરદેશી લશ્કરી દખલબાજી અને આંતરવિગ્રહના ગાળામાં મોરચે આંદોલનકારની કામગીરી બજાવી હતી. — ૪૫.

**બેન્થામ, જેરેમી** — Bentham, Geremy (૧૭૪૮ — ૧૮૩૨) —

અંગ્રેજ ન્યાયશાસ્ત્રી અને તત્ત્વજ્ઞાની, મૂડીવાદી ઉદારમતવાદનો વિચારક, ઉપયોગિતાવાદનો સિદ્ધાંતકાર. તેના સિદ્ધાંત મુજબ, સમાજ એટલે પોતપોતાના સ્વાર્થના આધારે સંકળાયેલા માણસોનો સમુદાય. — ૮૭, ૮૮, ૯૦.

**મ**

**મખનો, નેસ્તોર ઈવાનોવિચ** (૧૮૮૪ — ૧૯૩૪) -- ઉક્રાઈનામાં ૧૯૧૮થી ૧૯૨૧ સુધી સોવિયેત સત્તાની વિરુદ્ધ લડેલી પ્રતિક્રાંતિકારી અરાજકતાવાદી-કુલક ટુકડીઓનો સરદાર. તેની ટોળકીઓને ૧૯૨૧ની વસંતમાં અંતિમ રૂપે હરાવી દેવામાં આવી હતી. — ૧૨૩.

**માક્લાકોવ, વસીલી આલેક્સેયેવિચ** (૧૮૭૦ — ૧૯૫૯) — મવાળપંથી બંધારણીય-લોકશાહીવાદી, જમીનદાર, વકીલ. તેણે ઘણા રાજકીય મુકદ્દમાઓમાં વકીલ તરીકે કામ કર્યું હતું. ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી તેને પૅરિસમાં કામચલાઉ સરકારના એલચી તરીકે નીમવામાં આવ્યો હતો. — ૪૦.

**માર્ક્સ, કાર્લ** — Marx, Karl (૧૮૧૮ — ૧૮૮૩) — વૈજ્ઞાનિક સામ્યવાદના સંસ્થાપક, આંતરરાષ્ટ્રીય સર્વહારા વર્ગના નેતા અને ગુરુ.

**ય**

**યુઝાકોવ, સેર્ગેઈ નિકોલાયેવિચ** (૧૮૪૯ — ૧૯૧૦) — ઉદારમતવાદી નરોદવાદના વિચારકોમાંનો એક, સમાચાર સમીક્ષક અને સમાજવિજ્ઞાની. તેણે માર્ક્સવાદ સામે આકરો સંઘર્ષ ચલાવ્યો હતો. લેનિને 'શાળા ખેતરો અને સુધારક શાળાઓ' તથા 'નરોદવાદી પરિયોજના-વિલાસનાં રત્નો' નામક લેખોમાં યુઝાકોવના રાજકીય તથા આર્થિક વિચારોની સખત ટીકા કરી હતી. — ૧૫-૨૦.

**યુદેનિચ, નિકોલાઈ નિકોલાયેવિચ** (૧૮૬૨ — ૧૯૩૩) — ઝારશાહી જનરલ. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી તે ઉત્તર-પશ્ચિમ વ્હાઇટગાર્ડ સેનાનો સર્વોચ્ચ સેનાધિપતિ હતો. તેને સમહિત જૂથના સામ્રાજ્યવાદીઓનો ટેકો હતો. — ૧૨૩.

ર

**રાઝિન, સ્તેપાન તિમોફેયેવિચ** (મૃત્યુ ૧૬૭૧) — સત્તરમી સદીના સાતમા દાયકામાં આખા રશિયામાં ફેલાઈ ગયેલા સૌથી મોટા કિસાન જંગનો આગેવાન. — ૨૫.

લ

**લિત્કેન્સ, વાય. એ.** (૧૮૮૮—૧૯૨૨) — ૧૯૧૯થી બોલ્શેવિક પાર્ટીનો સભ્ય. ૧૯૨૧ના જાન્યુઆરીમાં રૂસી સોવિયેત સમવાયી સમાજવાદી પ્રજાસત્તાકમાં શિક્ષણના નાયબ લોક કમિસાર તરીકે નિમણૂક. — ૧૩૯.

**લીબમાન (ગેર્શ, પેઈસાખ)** — Liebman, (Gersh, Peisakh) (જન્મ ૧૮૮૨) — એક બુંદવાદી આગેવાન, ૧૯૧૧માં તે 'બુંદ'ની સેંટ્રલ કમિટીનો સભ્ય હતો. પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪—૧૯૧૮) દરમિયાન તેણે ઝારની ઈજાફતની નીતિનું સમર્થન કર્યું હતું. — ૬૫, ૬૬.

**લુનાચાર્સ્કી, આનાતોલી વસીલ્યેવિચ** (૧૮૭૫—૧૯૩૩) — વ્યવસાયી ક્રાંતિકારી, આગળ જતાં એક મુખ્ય સોવિયેત રાજનીતિજ્ઞ. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી અને ૧૯૨૯ સુધી તેણે સાર્વજનિક શિક્ષણના લોક-કમિસાર તરીકે કામ કર્યું હતું, ત્યાર પછી સોવિયેત સંઘની કેંદ્રીય કાર્યવાહી સમિતિ હેઠળની એકેડેમિક કાઉન્સિલના અધ્યક્ષ તરીકે કામ કર્યું હતું. પ્રચારક, કલા તથા સાહિત્યને લગતી કેટલીય કૃતિઓનો લેખક. — ૮૧, ૧૩૩, ૧૩૮.

**લેનિન, વ્લાદીમિર ઈલ્યીચ** (એન. લેનિન, વ્લા. ઇ. ઉલ્યાનોવ) (૧૮૭૦—૧૯૨૪).

વ

**વીપ્પેર, રોબેર્ત યુર્યેવિચ** (૧૮૫૯—૧૯૫૪) — જાણીતો ઈતિહાસકાર, મોસ્કો યુનિવર્સિટીનો પ્રોફેસર, ઘણાં પાઠયપુસ્તકોનો લેખક. — ૧૫૦.

**વ્રાંગેલ, પ્યોતર નિકોલાયેવિચ** (૧૮૭૮—૧૯૨૮) — ઝારશાહી લશ્કરનો જનરલ, ઉમરાવ, રાજશાહીવાદી. પરદેશી લશ્કરી દખલબાજી અને આંતરવિગ્રહના ગાળામાં (૧૯૧૮-૨૦) અંગ્રેજ, ફ્રેંચ, તથા અમેરિકી સામ્રાજ્યવાદીઓનો ઢીંગલો. રશિયાના દક્ષિણ વિસ્તારમાં પ્રતિક્રાંતિના

આગેવાનોમાંનો એક. લાલ સેનાએ તેને હરાવી દીધો ત્યાર પછી તે પરદેશ ભાગી ગયો.—૧૨૯, ૧૩૦.

શ

**શ્મીદ્‌ત, ઓત્તો યુલિયેવિચ** (૧૮૯૧—૧૯૫૬)—નામાંકિત સોવિયેત વિજ્ઞાની અને જાહેર આગેવાન. ૧૯૨૦-૧ દરમિયાન શિક્ષણના લોક-કમિસારિયાતની સમિતિનો સભ્ય.—૧૩૫.

સ

**સુખાનોવ, એન. (ગિમ્મેર, નિકોલાઈ નિકોલાયેવિચ)** (જન્મ ૧૮૮૨)—નિમ્ન-મૂડીવાદી વલણ ધરાવતો અર્થશાસ્ત્રી અને સમાચાર સમીક્ષક, મેન્શેવિક. તેણે પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન આંતરરાષ્ટ્રવાદી ધોરણ અપનાવ્યું હતું. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી સોવિયેત આર્થિક સંસ્થાઓમાં કામગીરી. લેનિને પોતાની કૃતિઓમાં સુખાનોવના મેન્શેવિક વિચારોની વેધક ટીકા કરી હતી.—૧૬૭.

**સોલોગુબ, એફ. (તેતેર્નિકોવ, ફ્યોદોર કુઝમીચ** (૧૮૬૩—૧૯૨૭)—અધોગામી લેખક. તેની 'પામર શયતાન' નવલકથામાં (૧૯૦૫) પ્રાંતીય મધ્યમ વર્ગના જીવનનું ચિત્રણ છે. તેણે પ્રથમ રૂસી ક્રાંતિના ગાળામાં લખેલાં કાવ્યોમાં વિદ્રોહી કામદારો તરફ હમદર્દીનો રણકાર છે. પ્રત્યાઘાતનાં અને નવા ક્રાંતિકારી જુવાળનાં વર્ષોમાં લખાયેલી તેની કૃતિઓમાં નિરાશાવાદ ઓતપ્રોત છે.—૪૪.

**સ્કવોર્ત્સોવ-સ્તેપાનોવ, ઈવાન ઈવાનોવિચ** (૧૮૭૦—૧૯૨૮)—રૂસી ક્રાંતિકારી આંદોલનના અત્યંત પુરાણા લડવૈયાઓમાંનો એક, કોમ્યુનિસ્ટ પાર્ટી અને સોવિયેત સરકારની નામાંકિત વ્યક્તિ, માર્ક્સવાદી સાહિત્યકાર, તેણે ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી કેટલાંય જવાબદારીભર્યાં પદોએ કામગીરી બજાવી હતી.—૧૫૩, ૧૫૪.

**સ્તોલીપિન, પ્યોતર આર્કાદિયેવિચ** (૧૮૬૨—૧૯૧૧)—ઝારશાહી રશિયાનો રાજકીય કાર્યકર્તા. ૧૯૦૬થી ૧૯૧૧ સુધી પ્રધાનમંડળનો અધ્યક્ષ તથા ગૃહ-પ્રધાન. તેના નામની જોડે કટ્ટર રાજકીય પ્રત્યાઘાતનો ૧૯૦૭થી ૧૯૧૦ સુધીનો આખો ગાળો સંકળાયેલો છે.—૮૯.

